આંતરભારતીય પુસ્તકમાળા

# સૂરજમુખીનું સપનું

સૈયદ અબ્દુલ મલિક

અનુવાદક

ભોળાભાઈ પટેલ



નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા

# ભૂમિકા

આસામી ભાષામાં નવલકથા લખવાના પ્રયત્નની શરૂઆત 'અરુણોદય યુગ' (ઈ.સ. 1846-1882)માં જ થઈ છે. અરુણોદય યુગમાં આસામી ભાષાએ જે રીતે પોતાના પૂર્વ સ્વરૂપને છોડીને નવું સ્વરૂપ સ્વીકાર્યું હતું, રચનારીતિમાં પણ નવીનતા આણી હતી, તે જ રીતે સર્જનાત્મક સાહિત્યના ક્ષેત્રે પણ એક નવા સાહિત્ય–સ્વરૂપના સર્જન માટેનાં દ્વાર ખોલ્યાં હતાં તે સાહિત્યય સ્વરૂપ હતું નવલકથાનું. ગુણાઢ્યની બૃહત્કથાના સમયથી જ, જોકે, ભારતીય સાહિત્યમાં કથા અને આખ્યાનો લખવાની પરંપરા હતી, પણ નવલકથા કહેતાં સાહિત્યનું જે સ્વરૂપ આપણા ચિત્તપટલ પર અંકિત થાય છે, તે જાતનું સાહિત્ય તે સમયમાં રચાયું નહોતું. પ્રાચીન આસામી સાહિત્યમાં પણ આજની નવલકથાનું કોઈ પૂર્વરૂપ નહોતું. જોકે રવીન્દ્રનાથ ઠાકુરે કહ્યું છે કે મહાકાવ્ય અને નવલકથા વચ્ચે કોઈ મૂળગત તફાવત નથી, કેમ કે બન્નેમાં છેવટે તો કથાની જ રજૂઆત હોય છે.

અરુણોદય યુગમાં 'જાત્રિકર જાત્રા' (1851) નામે જહૉન બનિયનના 'પિલગ્રિમ્સ પ્રોગ્રેસ' (1678)નો અનુવાદ થયો હતો (અહીં એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે કે આસામી ભાષામાં જાત્રિક શબ્દનો પ્રયોગ થતો નથી, સંસ્કૃત કે પ્રાકૃત વ્યાકરણ પ્રમાણે પણ જાત્રિક શબ્દ બન્યો નથી.)

ઉપરાંત, આ યુગમાં જ કામિનીકાન્ત (1877), ફૂલમણિ આરુ કરુણા (1877), એલોકેશી વેશ્યાર કથા (1877) વગેરે નવલકથાઓ દ્વારા કથાસાહિત્યનો પ્રચાર થયો. આ બધી નવલકથાઓ ખ્રિસ્તી મિશનરીઓએ બંગાળી ભાષામાં લખી હતી અને પછી તેના આસામીમાં અનુવાદ થયા હતા. આ બધી નવલકથાઓ ધાર્મિક દૃષ્ટિકોણથી લખાયેલી પ્રચારધર્મી બોધપ્રધાન નવલકથાઓ છે તે કહેવાની જરૂર નથી.

આ જ યુગમાં પ્રગટ થયેલી પદ્માવતીદેવી ફુકનની નવલકથા 'સુધર્મ્મા ઉપાખ્યાન' (1880) આ પ્રકારની મૌલિક રચના છે. બોધપ્રધાન હોવા છતાં 'સુધર્મ્મા ઉપાખ્યાન' પ્રચારાત્મક નથી.

ખરેખર તો ઓગણીસમી સદીના છેલ્લા દાયકાથી આસામી નવલકથાની શરૂઆત થાય છે. 1891માં પ્રકટ થયેલી શ્રી પદ્મનાથ ગોહાંઈ બરુવાની 'ભાનુમતી' અને પછી તરત પ્રકટ

થયેલી એ જ લેખકની 'લાહરી' (1892)-આ બે નવલકથાઓથી આસામી નવલકથા–સાહિત્યનો પાયો નંખાય છે. બન્ને નવલકથાઓનું વસ્તુ આહોમ શાસનના આખરી દિવસોના ઇતિહાસમાંથી લેવામાં આવ્યું છે. ઇતિહાસમાંથી કથા લેવામાં આવેલી હોવા છતાં આ બન્ને નવલકથાઓને ઐતિહાસિક નવલકથાના ખાનામાં સહેલાઈથી નાખી શકાય તેમ નથી. ઐતિહાસિક ઘટનાઓનો કથાલેખનમાં મુખ્ય આધાર લેવામાં આવ્યો નથી, તે તો માત્ર પૃષ્ઠભૂમિની જ ગરજ સારે છે. આ ઐતિહાસિક ઘટનાઓ કથાનકના વિકાસમાં ફાળો આપતી નથી. ઐતિહાસિક પાત્રો દ્વારા ઐતિહાસિક સંભાવનાઓને મુક્ત રીતે વિહરવાની તક મળે છે.

તેના થોડા જ સમય પછી લક્ષ્મીનાથ બેજ બરુવાની'પદ્મ કુંવરી'(1805) નામે નવલકથા પ્રગટ થઈ. 'પદ્મ કુંવરી'ની કથા પણ તે સમયના ઇતિહાસમાંથી લેવામાં આવી છે. પણ 'ભાનુમતી' અને 'લાહરી' કરતાં 'પદ્મ કુંવરી' પર ઇતિહાસનો પ્રભાવ વધારે છે, જોકે ઘટનાક્રમ ઇતિહાસ સાથે જોડાયેલો હોવા છતાં 'પદ્મ કુંવરી'નાં ઘણાં પાત્રો કલ્પનાજગતનાં લાગે છે. વળી પરિસ્થિતિઓનું આલેખન પણ અવાસ્તવિક છે અને તેથી નવલકથાનુ સૌષ્ઠવ ખામીભર્યું લાગે છે. આ વાત જ્યારે આપણે નવલકથાના કથાવસ્તુનો વિકાસ, ઘટનાઓની પરંપરા, વર્ણનશૈલી, પાત્રાલેખન, વિભિન્ન મનઃસ્થિતિઓ અને સંઘર્ષના નિરૂપણ વગેરેનું પૃથક્કરણ કરીએ ત્યારે જોઈ શકાય છે.

આ જ દાયકામાં શ્રી રજનીકાન્ત બરદલૈની સામાજિક નવલકથા 'મિરિ જિયરી'(1895) પ્રગટ થઈ. સોવનગિરિ નદીને કાંઠે રહેતી 'મિરિ' જાતિના સમાજનાં એક યુવક–યુવતીના પ્રેમને કેન્દ્રમાં રાખીને લખાયેલી 'મિરિ જિયરી' એક દુઃખાન્ત નવલકથા છે. ખરા અર્થમાં આ જ પહેલી સામાજિક નવલકથા છે. તે પછી બરદલૈની 'મનોમતી' (1900);'રંગિલી' (1925), 'નિર્મલ ભક્ત' (1926) 'રહ દૈ લિગિરી' (1930), 'તામ્રેશ્વરી મંદિર ' (1936) વગેરે ઐતિહાસિક નવલકથાઓ પ્રગટ થઈ.

ગોહાંઈ બરુવા, બેજ બરુવા અને બરદલૈ–આસામી નવલકથાના આ ત્રણ પથનિર્માતાઓએ ઇતિહાસમાંથી પોતાના વિષયો પસંદ કર્યા હતા. તેના પરથી એવું અનુમાન જરૂર કરી શકાય કે સ્વતંત્ર અસમના અંતિમ સમયની ઘટનાઓએ તેમના ચિત્ત પર ઊંડો પ્રભાવ પાડ્યો હતો. એ પણ સંભવિત છે કે કશીય નવીનતાઓ વિનાના જરાજીર્ણ સાંપ્રત સમાજની સરખામણીમાં સંઘર્ષપ્રધાન ભૂતકાળની ઘટનાઓ પ્રત્યે તેમને વધારે આકર્ષણ થયું હોય.

નાટક અને નવલકથાનાં કથાનકોની લાક્ષણિકતાઓનું પૃથક્કરણ કરતાં સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે નાટકનો ઉદ્‌ભવ પૌરાણિક આખ્યાનોમાંથી થાય છે, તે પછી તે ઐતિહાસિક કથા ભણી વળે છે અને છેવટે સામાજિક વસ્તુ ભણી, ત્યાં નાટકના વિકાસનું એક વર્તુળ પૂરું થાય છે, જ્યારે નવલકથાનો તો જન્મ જ સામાજિક ઘટનાક્રમમાં થયો છે. આસામી નવલકથાનો

ઉદ્‌ભવ પણ સામાજિક ઘટનાક્રમમાંથી થાય છે, પણ દિશા બદલીને તે ઇતિહાસ ભણી વળે છે. જોકે 'મિરિ જિયરી' તેમાં અપવાદ છે.

વીસમી સદીની શરૂઆતથી ત્રીજા અને ચોથા દાયકા સુધીનો ગાળો આસામી નવલકથાના વિકાસનો ગાળો છે. આ સમયમાં લખાયેલી ઘણી નવલકથાઓ કાળની સીમાઓને ઓળંગવામાં શક્તિશાળી નીવડી છે. આ સમયમાં પ્રકાશિત નવલકથાઓનું વસ્તુ ઘણું ખરું સમાજના ઉચ્ચ કે શિક્ષિત વર્ગમાંથી લેવામાં આવ્યું છે. કથાનકનો વિકાસ, પાત્રાલેખન અને માનસિક દ્વન્દ્વના વિશ્લેષણાત્મક નિરૂપણમાં નવલકથાકલાનો સિદ્ધ પ્રયોગ જોવા મળે છે. ઘણી નવલકથાઓમાં કોઈ પણ જાતની રાજકીય વિચારસરણીનો સમાવેશ કર્યા વિના એક આદર્શ સ્થાપિત કરવામાં આવ્યો છે કે કોઈ એક સત્યનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ હોવા છતાં કોઈ પણ નવલકથાકાર સમાજના દુભાયેલા, કચડાયેલા વર્ગનાં પાત્રોનાં મનનાં ઊંડાણો તાગી શક્યો નથી. ટૂંકમાં, આ સમયની નવલકથાઓ ઘટનાઓના નિરૂપણમાં જેટલી સફળ થઈ છે, તેટલી માનવમનના સનાતન દ્વન્દ્વના વિશ્લેષણમાં થઈ નથી.

બીજા વિશ્વયુદ્ધે અને 'ભારત છોડો' ચળવળે ભારતનાં સામાજિક મૂલ્યોમાં ઘણું પરિવર્તન આણ્યું છે. યુદ્ધક્ષેત્રના ઊંબરે ઊભેલું અસમ તેનાથી પ્રભાવિત થયા વિના કેવી રીતે રહી શકે ? આ પરિવર્તનનાં કારણો અને સ્વરૂપ બન્ને ઘણાં વ્યાપક અને ઊંડાં છે, બદલાયેલાં સામાજિક મૂલ્યોએ આસામી સાહિત્યકારોની અનુભૂતિને ઝંકૃત કરી છે. આ આહત અનુભૂતિ વાર્તા–નવલકથાના માધ્યમ દ્વારા આકાર પામી, પણ યુદ્ધના પરિણામે જન્મેલી નવી અનુભૂતિ, નવી સૃષ્ટિની અભિવ્યક્તિ તો 1945-46માં જ થઈ. ખરેખર તો આ સમયથી જ આસામી સાહિત્યના યુદ્ધોત્તર યુગની શરૂઆત થાય છે.

યુદ્ધોત્તર આસામી સાહિત્ય, તેમાંય ખાસ કરીને વાર્તા અને નવલકથાનો વ્યાપ વિશાળ છે. તેમાં વિવિધ અનુભવોનું આલેખન જોવા મળે છે, વણખેડાયેલા વિષયો અને ઉપેક્ષિત પાત્રોની સૃષ્ટિ છે અને તે સાથે તીવ્ર અનુભૂતિ અને ઉદગ્ર વાસનાની વેધક અભિવ્યક્તિ છે. ઉપરાંત રાજકીય મતમતાંતરોથી પ્રભાવિત સામાજિક ભાવબોધનું આ યુગની નવલકથા–વાર્તાઓમાં વિશ્લેષણ છે. અને તે રીતે, આ યુગનું કથાસાહિત્ય વિશિષ્ટ જ નહિ, વ્યાપક પણ બને છે. પહેલાં જ્યાં રોમાન્ટિક ભાવુકતા હતી, ત્યાં હવે યથાર્થ અને દૈહિક અનુભૂતિ સ્થાન લેતાં જોવા મળે છે.

સૈયદ અબ્દુલ મલિક (1919) એક યશસ્વી કથાલેખક છે. વાર્તાકાર તરીકે તેઓ વધારે જાણીતા છે. બીજા વિશ્વયુદ્ધની પહેલાં તેમણે લખવાનું શરૂ કર્યું હતું અને આજે પણ લખી રહ્યા છે. સમયની ગતિ સાથે મલિકની વાર્તાઓના વિષયોમાં ફેરફાર થતા ગયા છે પણ તેમની વાર્તારીતિમાં કોઈ ખાસ ફેરફાર થયો નથી. જે ફેરફાર છે તે કાલ્પનિકતામાંથી વાસ્તવિકતા ભણી અને મધ્યમ વર્ગ કે શિક્ષિત વર્ગમાંથી સામાન્ય વર્ગ ભણી ઊતરી આવવામાં છે એમ ટૂંકમાં કહી શકાય.

વાર્તાકારના રૂપમાં સાહિત્ય-જગતમાં પ્રવેશ કર્યા પછી તેમણે દસ-બાર નાની-મોટી નવલકથાઓ પણ લખી છે. તેમાં 'સુરુજમુખીર સ્વપ્ન' (સૂરજમુખીનું સપનું) શ્રેષ્ઠ છે. આ નવલકથાની પહેલી આવૃત્તિ અસમ પ્રકાશન મંદિરની આર્થિક મદદથી પ્રકટ થઈ હતી. આ નવલકથાને સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળેલો છે.

'સુરુજમુખીર સ્વપ્ન'ની રચના અસમ રાજ્યના ધનશિરિ નદીને કાંઠે વસેલા એક ગામને કેન્દ્રમાં રાખીને કરવામાં આવી છે. હિંદુ-મુસલમાન નેપાળી મિકિર વગેરે જાતિઓનું મિશ્ર ગામ છે. ત્યાં નામઘર (પ્રાર્થનાગૃહ) છે, મસ્જિદ પણ છે. ધનશિરિમાં પૂર આવે ત્યારે, જંગલી હાથી નીકળી આવે ત્યારે, કોઈને ઘેર આગ લાગે ત્યારે, બળિયા કે કોગળિયું ફાટી નીકળે ત્યારે અલ્લાહ અને ઈશ્વર એકીસાથે ગામમાં આવે છે. ધનશિરિના પૂરના કાંપથી ફળદ્રુપ બનેલી જમીનમાં ડાલિમ ગામના ખેડૂતો ખેતી કરે છે અને સરોવરમાંથી માછલીઓ પકડે છે.

આ ખેતી પર નભતા સમાજનું એક આંતરિક ચિત્ર આ નવલકથામાં આલેખાયું છે. જમીન તોડીને ખેતી માટે નવસાધ્ય કરવામાં આવી હોય, તેના જેવો જ આ નવલકથાનો નાયક ગુલચ નવી સંભાવનાઓ લઈને આવે છે.

આ નવલકથામાં બે પાત્રો ( તેમાંથી એક તો ગૌણ છે. ) સિવાય બાકીનાં બધાં મુસલમાન સમાજનાં છે. પણ તેનો અર્થ એવો નથી કે એમાં અલગ એવા એક સમાજનું ચિત્રણ થયું છે. સામાજિક રીતરિવાજ, આચારવ્યવહાર, ખાનપાન વગેરેમાં અસમમાં હિંદુ-મુસલમાનોમાં કોઈ ફરક નથી. એટલે નવલકથામાં પાત્રાલેખનની રીતે જોઈએ તો અસમનાં અભણ, છેક અંદરના ગામડામાં રહેનાર અને કઠોર જીવનસંઘર્ષની વચ્ચે ટકી રહેનાર ડોસા-ડોસીઓનાં અને જુવાન છોકરા-છોકરીઓનાં પાત્રોનું સુંદર આલેખન થયું છે. વળી, ગુલચ, કલાઈ, તિખર, કપાહી, ચેનિમાઈ, તરા વગેરે નામ પણ તળ આસામી છે અને બન્ને રૂપમાં વપરાય છે.

નવલકથાનું કથાનક આ પ્રમાણે છે : ડાલિમ ગામનો ત્રેવીસ વર્ષનો જુવાન ગુલચ પોતાના જ ગામની ચેનિમાઈ નામની એક છોકરી સાથે એક દિવસ રાત્રે ભાગી જાય છે, રાત બન્નેએ ઈન્દુ નેપાળીના કોઢારામાં વિતાવી, પણ પછી પકડાઈ જાય છે. ગુલચનો બાપ પોતાના દીકરાને આ દુષ્કાર્ય માટે ઘરમાંથી કાઢી મૂકે છે. ગુલચની સાથે તેની મા પણ કુટુંબ છોડીને ચાલી નીકળે છે. ચેનિમાઈ પોતાના બાપના ઘરે જાય છે. ગુલચ અને તેની મા સાથે રહેવા લાગે છે. ગુલચ નદીની પેલે પાર પામ* માં કામ કરવા લાગે છે. અવારનવાર ગુલચ પામથી ઘરે આવે છે અને તરાના કુટુંબમાં જતો હોય છે. ચૌદ વર્ષની તરા પોતાની માસી કપાહી સાથે ગામની છેવાડે રહેતી હોય

* આસામી શબ્દ 'પામ' નો અર્થ ગામ કે ઘરથી દૂરનાં ખેતરો. હિંદીમાં તેને 'પાહી' કહે છે. નવલકથાનો નાયક ગુલચ પોતાના ગામથી દૂર, નદીને બીજે કાંઠે પડતર જમીન નવસાધ્ય કરીને ખેતી કરે છે. આ ખેતી 'પામ' ની ખેતી કહેવાય .

છે. કપાહીની જુવાની ક્યારેય ઊતરવાની નહતી. તેની ઉંમર ત્રીસ વર્ષ જેટલી હતી, પણ હજી તે સોળ વર્ષની લાગે છે. ગુલ્ચ અને તરાનો પૂર્વરાગ ઊંડા પ્રેમમાં પલટાય છે. અવસર મળતાં તરાને પામ પર લઈ જવાનો પ્રયત્ન ગુલ્ચ કરે છે, પણ તરાને બદલે કપાહી છૂપા વેશે તેની સાથે જાય છે. ઘૂંઘટ કાઢીને બેઠેલી કપાહી સાથે ગુલ્ચના નિકાહ પઢાવીને મૌલવી લગ્નવિધિ કરી નાખે છે. ગુલ્ચ પહેલાં તો આભો બની જાય છે, પણ પછી તે સ્થિતિને સ્વીકારી લે છે. ગુલ્ચ કપાહીનું નવું ગૃહજીવન શરૂ થાય છે, તરા પણ જઈને એ ગૃહજીવનની એક સભ્ય બની છે. ગુલ્ચનું જીવન ધનધાન્યથી ભરપૂર છે, પણ તેના હૃદયમાં એક અજ્ઞાત વેદના છે, તરાની વેદના પણ મૂંગી છે, અવ્યક્ત છે. ઘરમાં કપાહીની હાજરી રહેતી હોવાને લીધે તરા નદી કાંઠાનાં વનોમાં ગુલ્ચનું સાન્નિધ્ય પામતી હોય છે.

એનિમાઈનું લગ્ન આધેડ વયના અને બીમાર ક્લાઈની સાથે થાય છે. તેની દવા કરાવવા ગુલ્ચ તેને ગોલાઘાટ શહેરમાં લઈ જાય છે. ક્લાઈને હૉસ્પિતાલમાં દાખલ કરાવી ગુલ્ચ એક રાત એનિમાઈ સાથે 'મેસ'માં વીતાવે છે, અને ગામમાં પાછો આવે છે. ઘેર આવે છે ત્યારે તેણે ક્લાઈના નાના ભાઈ તિખરને પોતાને ઘેર જૂએ છે. કપાહી તરાને તેની સાથે પરણાવી દેવાની વેતરણમાં છે એ વાત જાણી તે ગુસ્સે થઈ જાય છે અને એક દિવસ કપાહીને બળદ હાંકવાની સોટી વડે માર મારી ઘરમાંથી કાઢી મૂકે છે. ધનશિરિના ખોળામાં સંધ્યાદેવી ઊતરી આવે છે. ધનશિરિ કાંઠા તોડે છે. ઝંઝાવાત આકાશ અને ધરતીને એકાકાર કરી રહ્યો છે. તરા ગુલ્ચની પાસે આવે છે. ગુલ્ચ માત્ર એટલું જ કહે છે –" પૂર આવ્યું છે, આ વર્ષની ખેતી તો ગઈ, તારી માસી પણ ગઈ, બધાં ગયાં, ભલે જતાં, તું છે–."

ગલ્ચ–તરા–કપાહીના પ્રણય–ત્રિકોણના સંઘર્ષમાં નવલકથાના કથાનકનો વિકાસ થયો છે. એનિમાઈ આ કેન્દ્રની બહાર છે, વધારાની છે, પણ એનિમાઈ જ ગુલ્ચના જીવનમાં આવનાર પ્રથમ નારી છે. એનિમાઈએ જ ગુલ્ચના હૃદયમાં વાસનાની તીવ્ર આગ પેટાવી હતી. જાગેલી વાસનાની સાથે ગુલ્ચ અસ્ફુટયૌવના તરાની પાસે જાય છે. બીજી બાજુ કપાહી જેવી પ્રૌઢ યુવતી ગુલ્ચને ચાહે છે. ચરિત્રહીન કપાહી ઉંમરમાં પોતાથી નાના ગુલ્ચ આગળ દેહસમર્પણ કરવામાં જરાય ખમચાતી નથી. (બશીરત સાથે અવૈધ સંબંધ રાખતી હોવાની શંકાને લીધે તેના પતિએ કપાહીને ઘરમાંથી કાઢી મૂકી હતી.) તેના પછી એક દિવસ યુક્તિ કરીને તરાને વંચિત રાખીને કપાહી પોતે જ ગુલ્ચની સંગિની બને છે. ગુલ્ચનું મન શોધે છે–તરાને, પણ એનિમાઈ દ્વારા જાગેલી વાસના શોધે છે કપાહીને; એટલે ગુલ્ચ કપાહીનો સહજતાથી સ્વીકાર કરે છે. એની દૈહિક વાસનાની પરિતૃપ્તિ થઈ પણ તેના અંતરમાં તો તરાનું જ ચિત્ર સજીવ હતું. એટલે કોઈ બીજાની સાથે એને પરણાવવાની વાત સાંભળતાં જ તે અધીરો બની જાય છે. એનિમાઈ ગુલ્ચના જીવનમાં ફરી એક વાર વાસનાની ભરતી લઈ આવે છે. પણ આ વખતે કપાહીને

પોતાની જગ્યાએથી ખસેડીને તે સ્થાને ગુલચે તરાને સ્થાપિત કરી. કપાઠી ચોમાસાની ખેતી હતી, યૌવનની ભરતીએ ગુલચના મનના કિનારા તોડી નાખ્યા, કપાઠી તણાઇ ગઇ.

કથાનકના વિકાસની દૃષ્ટિએ નવલકથામાં કોઈ પ્રકારની અસંગતિ નથી. તેનો વિકાસ સ્વાભાવિક ક્રમે થયો છે. પણ કોઈને પણ એવો પ્રશ્ન થાય કે કપાઠીએ દગો દીધા પછી તરાને ગુલચ+કપાઠીના સંસારમાં લાવવી તે યથાર્થ લાગે છે ? તેના જવાબમાં કહેવું જોઈએ કે વિજ્ઞાનના 'સત્ય'થી સર્જનાત્મક સાહિત્યના 'સત્ય'ની પ્રકૃતિ થોડી જુદી હોય છે. વિજ્ઞાનમાં જે પ્રત્યક્ષ છે તેને તેવી રીતે જ નિરૂપવામાં આવે છે. પણ સર્જનાત્મક સાહિત્યમાં જે સંભાવ્ય હોય છે તેને તે રીતે નિરૂપવામાં આવે છે. આનો અર્થ એ છે કે વિજ્ઞાન અને દર્શનની જેમ સર્જનાત્મક સાહિત્યનો પણ 'સત્ય'ની સાથે ઘનિષ્ઠ સંબંધ હોય છે; પણ સર્જનાત્મક સાહિત્યમાં સત્ય પોતાનું સ્વરૂપ સિદ્ધ કરે છે મનુષ્યને કેન્દ્રમાં રાખીને. મનુષ્યનાં સુખદુ:ખ, આશા–નિરાશા, પ્રેમ–દ્વેષ વગેરે જ સર્જનાત્મક સાહિત્યના વર્ણ્ય વિષયો છે. પણ જે ઘટનાઓના સહારે તેનું વર્ણન કરવામાં આવે છે, તે ઘટના યથાર્થ ના હોય અને કલ્પિત હોય, તોપણ વાચકોમાં વિશ્વાસ જગાવવા માટે તેમાં યથાર્થનો પુટ હોવો જોઈએ. વાચક નવલકથાકારના કલ્પનારથ ઉપર ચડીને ફરવા તૈયાર છે, પણ એ કલ્પિત કથામાં સંભાવ્યતાની સીમા ન ઓળંગાવી જોઈએ. આ દૃષ્ટિએ જોવા જતાં કથાનકના વિકાસ અને વિશ્વાસમાં ક્યાંય કશી અવાસ્તવિકતા નથી.

પાત્રાલેખનની રીતે જોઈએ તો ગુલચના પાત્રમાં આશા આકાંક્ષા જોવા મળે છે, પણ દૃઢતા જોવા મળતી નથી. તે પરિસ્થિતિને સ્વીકારી લે છે. ચંદ્રના પાત્રમાં અકારણ પરોપકારની અધિકતા છે. આ નવલકથા વાચકોને માત્ર એક જ વાતમાં મૂંઝવણમાં નાખે છે અને તે છે ઈર્ષ્યા–અસૂયાની અભિવ્યક્તિનો અભાવ. ચોનિમાઈ, કપાઠી, તરા– કોઈનાય મનમાં પ્રણય–ઈર્ષ્યા જાગી નથી.

**–વિશ્વનારાયણ શાસ્ત્રી**

# એક

નદી કહે છે.

અનેક પુરાણી વાતો.

વાતો બન્ને બાજુના કાંઠા ઉપર ચોંટેલી રહે છે. ઘાસની પત્તીઓ પર ઘણા દિવસ સુધી ચોંટેલી રહે છે પવન આવીને પુરાણી વાતોને ઘાસ પરથી ઉડાડીને ક્યાંનો ક્યાં લઈ જાય છે.

તોપણ વાતો પૂરી થતી નથી.

ધનગિરિ પહાડોની વાતો જાણે છે, ખીણોની વાતો જાણે છે, હરિયાળા ગામની વાતો જાણે છે, વરસાદની વાતો જાણે છે, દુકાળની વાતો જાણે છે.

નદીની છાતીમાં અનંતકાળની વાતો છે. દુઃખની, આનંદની, હાસ્યની, રુદનની , જનમની અને મરણની.

કેટકેટલી પ્રેમનીય વાતો જાણે છે ધનગિરિ.

વાતો પુરાણી થઈ જાય છે. ધનગિરિ નવી ને નવી રહે છે. વર્ષાનું પૂર દુકાળની વેદનાને ધોઈ નાખે છે. વાતો પણ નવી બની જાય છે.

ધનગિરિને કાંઠે નવી વાતોની કૂંપળો ફૂટે છે.

ધનગિરિને કાંઠે એક ગરીબ, જરાજીર્ણ ગામ છે– ડાલિમ. ડાલિમ ગામનાં તરુણ–તરુણીઓના દેહમા ડાલિમ (દાડમ)ના દાણા જેવો લાલ રંગ સૌથી પહેલાં કોણે જોયો હતો, તે ધનગિરિ જાણે છે.

બીજું કોઈ જાણતું નથી.

સેંકડો વરસો પુરાણું ગામ છે. ખખડધજ વડનું ઝાડ તેનું સાક્ષી છે. નદીકાંઠે આવેલું બિહામણું મસાણ તેનું સાક્ષી છે. ગામનાં ડોસા–ડોસીઓને મોંએ વીતેલા વખતની વાતોનો પાર નથી. નદીના ઘાટ ઉપર હજારો તરુણ–તરુણીઓનાં ખોવાયેલાં પગલાંની સ્મૃતિઓ પડેલી છે, હજારો – લાખો.

પગ મજબૂત થતાં બાળક ઊભું થવા માડે છે, શરીરનો માટી સાથેનો સંબંધ ઓછો થવા લાગે છે, પણ માટી પગને ક્યારેય છોડતી નથી. માટીની સાથે પગનો જુગજૂનો સંબંધ છે, ક્દીય તૂટવાનો નથી. માટી અને પગનાં તળિયાં–મિત્ર છે.

ધનશિરિ ઊતરી આવે છે નગા પહાડ પરથી, કોઈ નાગ યુવતીની નૃત્યથી લચકતી કમરના લય જેવો ધનશિરિના શરીરનો લય છે. હોઠે નાગકન્યાનું હાસ્ય છે–મીઠું, સુંદર–ક્રૂર.

ધનશિરિ હસતી જાય છે.

વહી ગઈ છે બ્રહ્મપુત્રમાં. લૂઈત (બ્રહ્મપુત્ર)ના બાહુપાશમાં કોણ જાણે કોનેય શોધતી. જરાય થોભવાનો એને વખત નથી.

એકાદ વાત કહેતી જા – " ઊં હું. "

એકાદ વાત સાંભળતી જા– " ઊં હું. "

– થોભતી નથી.

નર્તકી ધનશિરિની કમરમાં કોઈ 'પ્રેત' ઊતરી આવ્યું છે, જાણે.*"દેઓધનિ" ની કોઈ ધૂન તેની ચંચલ લહેરોમાં નાચતી રહે છે.

ધનશિરિ વહી રહી છે – દક્ષિણથી ઉત્તર તરફ – નગા પહાડથી બ્રહ્મપુત્ર સુધી. ડાલિમ ગામને તે ઓળખે છે, ઘણા વખતથી.

ઉગમણે ધનશિરિ છે, આથમણે ડાલિમ. ધનશિરિને આથમણે કાંઠે ડાલિમ ગામ છે. સિત્તેર ઘરની વસ્તીનું એક નાનકડું પુરાણું ગામ છે. હિંદુ, મુસલમાન, નેપાળી, મિકિર વગેરેનું મિશ્ર ગામ. નદીના એક કાંઠાની એકદમ પાસે અઢાર ઘર નેપાળીઓનાં છે. તેમની પાસે તેમની ગાયો–ભેંસો માટે કોઢારાં છે અને પોતાને રહેવા માટે ઘર છે. સરસવ, મકાઈ વગેરે વાવે છે, દૂધ વેચે છે, મરચાં અને દૂધી ઉગાડે છે.

તેમની લગોલગ છત્રીસ ઘર મુસલમાનોનાં છે. બે મહોલ્લામાં વહેંચાયેલાં, નવું ડાલિમ, જૂનું ડાલિમ, જોકે ગામ તો ડાલિમ એક જ છે.

ડાંગરની ખેતી કરે છે, સરસવ, અડદ અને શણ પેદા કરે છે. નદીને ઉગમણે કાંઠે 'પામ'-ની ખેતી કરે છે, લગ્નો કરે છે, મોટા જમણવાર કરે છે, લડાઈ–ઝઘડા કરે છે, પછી શાંતિથી રહે છે.

તેમનાથી આગળ મોટે ભાગે હિંદુ કુટુંબો રહે છે– કછારી અને સુત જાતિના લોકો. એક ઘર બ્રાહ્મણનું છે. આઠ ઘર મિકિરોનાં છે.

---

* અસમનું એક પ્રસિદ્ધ નૃત્ય.

ઈશ્વર, અલ્લાહ, પથ્થર અને ઝાડ–બધાં પૂજા પામે છે. બે મસ્જિદો છે, એક નામઘર (મંદિર).

ગોરજટાણે ઈશ્વર ઊતરી આવે છે. હિંદુના આંગણામાં કોઈ પ્રલંબ સૂર બરગીત(પ્રાચીન, ઉદાત્ત ભાવનું ઉપાસના ગીત) ની એક કડી ગાય છે :

પાવે પરિ હરિ, કરો હો કાતરિ.....*

(હે હરિ, તારે પગે પડી વિનતિ કરું છું....)

શુક્રવારે મસ્જિદમાં અલ્લાહ આવે છે.

કોઈ અજાન પુકારે છે– અલ્લાહો અકબર.

ધનશિરિમાં પૂર આવે, જંગલી હાથી નીકળી આવે, કોઈના ઘરને આગ લાગે, શીતળા કે કોગળિયું ફાટી નીકળે, ત્યારે અલ્લાહ અને ઈશ્વર એકીસાથે ગામમાં આવે છે. તુલસી આગળ દીવો બળે છે, મસ્જિદમાં મીણબત્તી સળગે છે, વડની નીચે સિંદૂરનું ઓશીકું લઈને જંગલી ફૂલ વિચાર્યા કરે છે– આ આપત ટળે શી રીતે ?

બાકીનો સમય અલ્લાહ ઈશ્વર બધાંને રજા.

વસ્તી પાંખી છે. ખૂબ પડતર જમીન પડી રહી છે. ગામની પશ્ચિમે અને દક્ષિણે ગાઢ જંગલો છે – નામઘર જંગલની શાખા–પ્રશાખા જેવાં ઘણાં મોટાં મોટાં ઝાડ છે, સાપ છે, વાઘ છે, હાથી છે, ગેંડાની ભયંકર ગર્જના છે. અવારનવાર વનરાજ આવીને કોઢારામાંથી ગાય ઉપાડી જાય છે, ગોચરમાંથી ભેંસ ઉપાડી જાય છે, હાથી આવી ડાંગરના ખેતરોને ધમરોળી નાખે છે, ઘર તોડી પાડે છે.

ગામની બહાર નીકળવાનો કોઈ મુખ્ય રસ્તો નથી. ગામની વચ્ચોવચ પૂર્વથી પશ્ચિમ સુધી ગામના લોકોએ જ તૈયાર કરેલો એક જૂનો રસ્તો છે– વચ્ચે વચ્ચે તૂટેલો. આવવા જવા માટે માણસોને તો રસ્તાની જરૂર નથી– ગાયો ભેંસો માટે હોય તો ઠીક. માણસો માટે તો ગમે તે બાજુએથી ધનશિરિને કાંઠે જઈ શકાય એટલે બસ. બીજા રસ્તાની જરૂર નથી.

ગોલાઘાટ શહેર ત્યાંથી બત્રીસ માઈલ દૂર છે. કેસ–મુકદ્દમો હોય તો 'ગોલા' સુધી જવાની કોઈ જરૂર પડતી નથી. કેસ હમેશાં હોતા નથી.

ડાલિમના ઘાટથી ધનશિરિને પાર કર્યા પછી અર્ધો માઈલ સુધી સૂમસામ રસ્તો છે, તેની પછી સિપરીઆ ગામ આવે છે. ગામ વચ્ચેનો રસ્તો વટાવી છ માઈલ ગયા પછી મોટી સડક

* અસમ પ્રસિદ્ધ સંત કવિ શંકરદેવના બરગીત–ભજન ની એક પંક્તિ

આવે છે– ગોલાઘાટ- ડિમાપુર ત્યાં બસો ચાલે છે, મોટરો ચાલે છે, બળદગાડાં ચાલે છે. દુકાનદાર રહીમ અને ચંદ્ર બન્ને આ રસ્તેથી બસ મારફતે દુકાનનો માલ લાવે છે– એક ડબ્બો કેરોસીન, દસ શેર મીઠું, એક બંડલ બીડી, સવા શેર તંબાકુનાં પાન અને છીંટનું રંગીન કાપડ.

ડાલિમ ગામમાં બસ, મોટર, રેલ કે નથી, બળદગાડાં બે કે ત્રણ છે. તેમને માથે થઈ વિમાન જાય છે. તેમણે વિમાન જોયું છે, પણ ડાલિમ ગામના ઘણાએ રેલગાડી જોઈ નથી, મોટર જોઈ નથી, બસ જોઈ નથી, ઈંટનાં પાકાં મકાન જોયાં નથી.

ગોલાઘાટ સુધી જઈ આવેલા લોકો શહેર વિશે અજબગજબની વાતો કરે છે. છોકરા છોકરીઓ, સ્ત્રીઓ સૌ કાન માંડીને સાંભળે છે. કેવી અજાયબી ભરી અને અવનવી વાતો ! નવાઈ પામી છોકરીઓ અને સ્ત્રીઓ એકબીજીની સામે જુએ છે, મનમાં મનમાં વિચારે છે, એક વાર જાતે જઈને જોઈ આવીએ તો ખરું.

પણ બીજી જ પળે શહેરના આકર્ષણની બધી વાતો ભુલાઈ જાય છે. ગામની ધરતીનો પોકાર આવે છે– પરિચિત પ્યારી ધરતીનો પોકાર.

જૂના અને નવા ડાલિમની વચ્ચે જૂની નિશાળ છે. લોકલબોર્ડે તે ખોલી હતી. મકાન તૈયાર કર્યું હતું ગામના લોકોએ જ. નામઘર જેવું ભારે મોટા થાંભલાવાળું લાંબું–પહોળું મકાન. પહેલાં મફિજ પંડિત ભણાવતો હતો. મફિજે શહેરમાં રહી બે ધોરણ અંગ્રેજીનો પણ અભ્યાસ કર્યો હતો. એ ગામનો જ વતની હતો. મફિજ પછી હમણાં જયરામ ભણાવે છે. નિશાળના હાજરીપત્રકમાં પંદર–સોળ છોકરાઓનાં નામ છે, તેમને બેસવાની ચટાઈઓ પણ બાર–તેર છે, પણ છ–સાત છોકરા કરતાં વધારે હાજર રહેતા નથી, જયરામને ખરાબ લાગતું નથી. છોકરા અક્ષરો કોઈ રીતે ઉકેલી શકે એટલે બસ. ડાલિમ ગામના છોકરા ઓછા સાહેબ કે વકીલ થવાના હતા !

નિશાળની તપાસ માટે આજ સુધી કોઈ આવ્યું નથી. કહે છે કે એક વાર હેટ–કોટ પહેરીને ડેપ્યુટી ઈન્સપેક્ટર જેવું કોઈ આવ્યું હતું. ગામના માણસો બીકના માર્યા ઘરમાં ભરાઈ રહ્યા હતા. કહે છે કે મફિજ પંડિત પણ બીકનો માર્યો ધ્રૂજવા લાગ્યો હતો.

તે પછી આજ સુધી કોઈ આવ્યું નથી – નિરાંત !

જયરામ ચાર છ મહિને એક વાર શહેરનો આંટો લગાવે છે અને એસ.આઈ.ડી.આઈ.ને બતક–કબૂતરની ભેટ–સોગાદ આપીને ત્રણ ચાર દિવસ ત્યાં પડી રહ્યા પછી પગારના પૈસા લઈ આવે છે. તેમાંથી થોડાક રૂપિયા તો કારકુન 'ઉધાર' લઈ લે છે. તોપણ જયરામને તો સારું જ લાગે છે. ભણાવવાના રૂપિયા તલાટીના વેરાના રૂપિયા જેવા જ લાગે છે. પગારના રૂપિયા પણ લઈ અવાય છે અને તે બહાને શહેરનો એક આંટો પણ લગાવી અવાય છે.

ધનશિરિને કાંઠે જ ફૉરેસ્ટ બીટ–હાઉસ છે. ત્યાં ફૉરેસ્ટર રહે છે. આ બાજૂનું તે સૌથી મોટું માણસ. ખાખી ખમીસ પહેરે છે, બૂટ પહેરે છે, હાથમાં બંદૂક લઈ ફરે છે.

બંદૂકો આ ગામમાં ચાર છે. બાબુકાન્તની એક, જયનૂરની એક, એક બહાદુરની અને એક પ્રેમકાન્તની. જયનૂરની તેમાં સૌથી સારી છે—બેનાળી.

પણ ગામના જુવાન–ઘરડા સૌ બંદૂક કરતાં દાવ ( એક ખાસ હથિયાર, આપણા ધારિયા જેવું, પણ ટૂંકા હાથાનું), કુહાડી અને ભાલાબરછી પર વધારે આધાર રાખે છે. નેપાળી કુકરીનો પરચો તો ઘણા વનરાજોને મળી ચૂક્યો છે. હાથીને માટે જ બંદૂકની જરૂર પડે છે. જોકે ગામમાં બંદૂક હોવી તે ગૌરવની વાત છે !

ક્યારેક ક્યારેક લાલ પાઘડી અને ખાખી કપડાં પહેરી પોલીસ આવી પહોંચે છે– બે ત્રણ. ગામ આખાને પોલીસની બીક લાગે છે. પકડી જાય તો શું કરીએ ? ગામમાં પોલીસ આવે તે કોઈને પસંદ નથી. વાદી–પ્રતિવાદી બન્ને પક્ષો લાંચ આપી એને ઝટપટ વિદાય કરી દે છે.

ગામમાં પોલીસનું આવવું અને વાઘનું આવવું–બેય બરાબર. વાઘને તો ભગાડી શકાય, પણ પોલીસને ?

ગામમાં પોલીસને બોલાવનાર પર બધા જ પૂરા મનથી શાપ વરસાવતા. ગામમાં પોલીસ આવે પછી ગામની આબરૂ શી રહી ? ગામના લોકો શું અંદર અંદર ઝઘડાની પતાવટ કરી શકતા નથી ? આમ ને આમ સાત પેઢીઓ વીતી ગઈ છે.

બીજો કોઈ ઝઘડો નથી.

પોલીસના બૂટનાં પગલાં ધનશિરિની રેતીની છાતી પર પડેલાં રહેતાં નથી. નદીકાંઠા પરનાં શીમળાનાં ફૂલ રંગબેરંગી થઈ ખીલી ઊઠે છે. પોલીસની લાલ પાઘડીને બધા લોકો ભૂલી જાય છે.

શહેરથી બહુ દૂર નથી, તેમ છતાં બહુ દૂર છે. આજના યુગના માણસો છે, તેમ છતાં બહુ પુરાણા છે. સૂર્યનાં મુક્ત કિરણો અહીં નિત્ય અજવાળાં પાથરી જાય છે અને તેમ છતાં ડાલિમ ગામને ગાઢ અરણ્યનો આદિમ અંધકાર ઘેરી રહે છે.

વરસ પછી વરસ વીત્યે જાય છે. ડાલિમ ગામમાં કોઈ ફેરફાર થતો નથી. માત્ર ડાલિમ એક વરસ વધારે પુરાણું બને છે. કાળના પરિવર્તનથી બહુ દૂર ચૂપચાપ નીરવ પડી રહે છે ડાલિમ.

ચૂંટણીના દિવસોમાં પણ ડાલિમમાં 'રાજકારણ' નથી આવતું–આવે છે માત્ર કોઈ ઉમેદવારનો એજન્ટ અને કોઈ વાંચી ન શકે તેવા છાપેલા કાગળ. ગામના બેચાર ઘરડા ચાલાક માણસો બધા ઉમેદવારોના પૈસા ખાય છે, અને વોટ આપવાને દિવસે બીજે ગામ ફરવા જતા રહે છે. વોટની પેટી આખો દહાડો રાહ જોતી રહે છે. ખાલી પેટી જ સાંજે શહેરમાં પાછી જાય છે. ડાલિમના વોટ મળે કે ના મળે છતાં કોઈ જીતે છે, મોટો માણસ બની જાય છે અને કોઈ હારે છે.

હારવાથી શું થાય છે, તે કોઈ જાણતું નથી.

પશ્ચિમ તરફનાં જંગલોમાં મોટાં તળાવ છે–તળાવમાં મોટી મોટી માછલીઓ છે– કાચબા છે. ડાલિમ ગામમાં કોઈને કોરા ભાત ખાવા નથી પડતા. બંશી[1] નાખતાં જ ખાલે[2] ભરીને કાવે, માગુ[3] માછલીઓ મળી જાય છે.

ધનશિરિ પણ કુટ્ટિ અને બાટો[4] જેવી માછલીઓને સંતાડી નથી રાખતી.

---

૧. માછલી પકડવાનો કાંટો.

૨. ઘડા જેવું વાંસનું પાત્ર.

૩–૪. એ નામની માછલીઓ.

# બે

સમય કેટલો થયો છે, તેની ખબર પડતી નથી. સાંજ પડી ગઈ છે એવું અનુમાન કરી શકાતું હતું. શરીર ભારે ભારે લાગતું હતું. પાછલી રાતથી વરસાદ પડી રહ્યો છે – ધોધમાર વરસાદ. ડાલિમ ગામમાં એક વાર શરૂ થયા પછી વરસાદ જલદી બંધ થવાનું નામ નથી લેતો. રસ્તાઓ–શેરીઓ કાદવ કાદવ થઈ જાય છે, ઘરઆંગણાં પણ કાદવ કાદવ થઈ જાય છે. ગાયો–ભેંસો પણ ત્રાસી ઊઠે છે. બાળકો અને ઘરડેરાં ઘરની બહાર નીકળી શકતાં નથી. માત્ર જુવાન છોકરા–છોકરીઓને બહાર નીકળ્યા વિના ના ચાલે.

ગુલચે એક વાર પશ્ચિમના આકાશ ભણી જોયું, વાદળો ખીચોખીચ છે. સાત દહાડા સુધી તો વરસ્યા કરશે. આ થોડા દિવસોમાં જ ઘરનું છાપરું ચાળવાની વાત હતી. અંદર હવે પાણી ચૂવાનું. છાપરું ક્યારનુંય ઠીક કરવાનું હતું, પણ એને વખત જ ક્યાં મળ્યો છે ? ડાલિમમાં તો તેનું ઘર જ છે અને કામકાજ તો બધું ખેતરમાં છે. ખેતરમાં જ મોટે ભાગે તેને રહેવું પડતું હોય છે.

તોયે, બધા કહે છે– તે જરા ધૂની સ્વભાવનો છે. ક્યાંક ગયો તો પછી ત્યાંથી પાછા આવવાનું તેને યાદ આવતું નથી, ક્યાંક બેઠો તો પછી બેઠો–ઊઠવાનું નામ નહિ.

વાત કાંઈ સાવ જ ખોટી નથી.

મા તો તેના આ સ્વભાવ વિશે હમેશાં ટક ટક કરે છે.

મા માટે ગુલચને બહુ મમતા નથી, ચિંતા પણ નથી. બહુ ઘરડી થઈ નથી. થયાં હશે કદાચ પચાસ વરસ. સારી રીતે ખાવાપીવાનું મળ્યું હોત તો હજી જુવાન લાગત પણ તેનું આખું જીવન જ દુ:ખમાં વીત્યું છે.·

પાણી ચૂતા મકાનમાં ગુલચની મા એકલી જ રહે છે. ગામની વચ્ચે બીક શી ? કેટલીક વાર દીકરી પણ આવીને બેચાર દહાડા રહી જાય છે. ચોર લૂંટારાની મોટી બીક નથી. ઘરમાં છે જ શું ? વાંસની એક જૂની પેટીમાં બેચાર મામૂલી ચીજવસ્તુઓ છે.

સંપત્તિમાં તો છે ચાર ગાયો, થોડીક બકરીઓ અને બતકાં –મરઘાં. કેટલાંકને શિયાળ લઈ ગયું છે– મૂઆં લઈ ગયું તો, ગામવાળાનું ન ખાય તો પછી શિયાળ કૂતરાં જીવે શું ખાઈને..... ?

પોતાના મનમાં આમ વિચાર કરતો કરતો ગુલચ ઘર ભણી આવી રહ્યો હતો. જૂની નાની એવી "જાળી"* પાણી રોકી શકતી નહોતી. રસ્તામાં ઘૂંટણ સુધી લપસણો કીચડ. કીચડના છાંટા તેના માથા સુધી ઊડતા હતા, જોકે એ કોઈ નવી વાત નહોતી. તડકા, વરસાદ કે કીચડથી બીવાનું તે કદી શીખ્યો નથી. તેમની વચ્ચે જ તે મોટો થયો છે. પોતાના જીવનનાં ત્રેવીસ વરસથી તે ડાલિમ ગામનાં કીચડ-પાણીને ઓળખતો આવ્યો છે. તેને તે પોતાનાં જ લાગ્યાં છે.

ઘરની બહાર પલળાય તો વાંધો નહિ, પણ ઘરની અંદર પાણી ટપકતું હોય તો તે વસમું લાગે. કેટલીય વાર તે રાતે સૂતેલો હોય અને ઓચિંતું પાણી ચૂવા લાગે. તે સમયે ઘણી ખીજ ચડતી તેને. બીજે જ દિવસે છાપરું ચાળવાની પ્રતિજ્ઞા કરતો, વરસાદને ગાળો દેતો– ગામના કોઈ હલકટ માણસને ગાળો દેતો હોય તેમ.

મા ઊંઘવાનું બહાનું કરીને ચૂપચાપ પડી રહેતી. જાણે છે– ગુલચ કાલે કશું જ કરવાનો નથી. પોતાના શરીર પર પાણી ચૂવાની વાત કાલે સવારે એકદમ ભૂલી જશે અને વરસાદ પડી ગયા પછી તો છાપરામાંથી પાણી ચૂતું હતું એય વાત ભૂલી જવાનો.

ગુલચ, પણ એ જાણે છે.

વાઘ ઘણી વાર કોઢારામાંથી ગાય-બળદને ઉઠાવી જતો–તે ગાળો દઈ દઈને વાઘની ચૌદેય પેઢીઓનો ઉદ્ધાર કરતો. જયનૂરની બંદૂક લઈને તે બધા વાઘોને મારી નાખવાની મોટે મોટેથી જાહેરાત કરતો.

પણ આજના દહાડા સુધી તેણે એક વાર પણ બંદૂક પકડીને જોઈ નથી.

દિવસે તો કદાચ તેની ગાય લઈ જનાર વાઘ માટે અનુકંપા થતી. માને સમજાવતો, "એકને જ લઈ ગયો છે ને, ભલે લઈ ગયો. આપણાં નહિ ખાય તો કોનાં ખાશે ? ગમે તેમ પણ વાઘ છે. વાઘ કાંઈ ઘાસ ખાય ?"

મા બબડીને રહી જતી. વાડાનાં ગાય-બળદને વનનો વાઘ ખાય– તે તર્ક તેના ભેજામાં ઊતરતો નથી..

ગુલચે ઘણા વાઘ જોયા છે. જંગલમાં લાકડાં કાપવા જતાં ચિત્તા પણ નજરે પડે છે, દીપડા પણ. દેખાવમાં વાઘ ઘણો સુંદર હોય છે. તેના શરીરને અડકીને હાથ ફેરવીને વહાલ કરવાનું મન થાય છે. ચિત્તાના શરીરનો રંગ આંખને ઘણો જ ગમે છે ! ગુલચથી વાઘ બીતા નથી, તે પોતે પણ વાઘથી બીતો નથી. વાઘ ગાય-બળદને જ ખાય છે, માણસને ખાતા નથી. વાઘ માટે ગુલચને ઘણી મમતા છે.

---

* વાંસ અને પાંદડાંની છત્રી જેવી ટોપી.

પેલા કાંઠાનાં ખેતરોમાંથી ગુલય આવી રહ્યો હતો. ખેતરમાં 'બાઓ' ડાંગર વાવેલી છે. શાલિ–ડાંગર પણ. બીજા ખેડૂતોની સાથે જઈને તેણે પણ કિનારાની પેલી બાજુએ કેટલીક જમીન તોડીને ખેતીલાયક બનાવી છે–તેની પોતાની જમીન.

તે તરફ ધનશિરિનો કાંઠો ઊંચો છે. બહુ મોટું પૂર ન આવે ત્યાં સુધી કશી બીક નહિ, અને પૂર આવે તોપણ તે ખેતરને તો ફળદ્રુપ બનાવી જાય છે. એમાં શું દુઃખ કરવાનું હોય ?

નદી પાર કરીને ક્ષણેક માટે ગુલચ ઊભો રહ્યો. પાછા વળીને એક વાર પોતાની જમીન પર નજર નાખી. દેખાતી નથી. ઘણે આઘે રહી ગઈ. તેમાં વળી પાછો વરસાદ પડે છે. સૂરજ પણ આથમી રહ્યો છે. વરસાદની વચ્ચેથી દૂર સુધી જોઈ શકાતું નથી. પોતાની જમીનની વાત યાદ આવતાં તેને ખુશી ઊપજી. ઘણી ફળદ્રુપ જમીન છે.

એકાએક નદી પર નજર પડતાં જ તે થંભી ગયો. વરસાદનાં ટપટપ કરતાં સફેદ ટીપાં નદીના પાણી પર વહી રહ્યાં છે– સતત. બધું કેવું સુંદર લાગે છે, પાણી પર પાણીનાં ટીપાં પડે તો છાંટા ઊડે છે. સફેદ, કોમળ કોમળ છાંટા. નદીનું પાણી સ્વચ્છ છે–લગભગ ભૂરું. તેના પર વાદળની છાતીમાંથી ઊતરી આવ્યાં છે વરસાદના પાણીનાં સફેદ સફેદ ટીપાં.

એક મીઠો અવાજ આવે છે. ઝાડનાં, પાંદડાં પર વરસાદનાં ફોરાં જે અવાજ કરે છે, તેની સાથે નદીમાં પડતા વરસાદના અવાજનો કોઈ મેળ નથી. કોમળ, મીઠો અવાજ.

કેટલોક સમય કાંઠે ઊભો રહી ગુલચ પાણીની રમત જોતો રહ્યો. છમ્, છમ્ કરતો આવે છે. વરસાદનો અવાજ– નદીની છાતી પરથી તેનો મીઠો પડઘો પેદા થાય છે. તેને ગમ્યું. પાણીના રૂપેરી છાંટા તેને જાણે ખૂબ પોતાના લાગ્યા.

થોડું અંધારું થયેલું જોઈ ગુલય વળ્યો અને ઘર ભણી પગ ઉપાડ્યા.

નદી પર વરસાદનું પાણી પડે તે દૃશ્ય જોવાનું તેને ઘણું ગમે છે. એક આનંદથી ગુલચનું મન છલકાઈ ઊઠ્યું.

કાદવમાંથી એક જાતની કાચી ગંધ બહાર આવી રહી છે. રસ્તાના બન્ને કિનારાનાં ઝાડનાં પાંદડાંમાંથી પણ એક પરિચિત સજીવ સુવાસ આવી રહી છે. જંગલની પરિચિત આદિમ ગંધ.

ગુલચ થંભ્યો નહિ.

વરસાદની રાત છે. વધારે અંધારું થતાં વાઘનો ભય રહે છે. ઢોરને પકડવાના વિચારથી આવ્યા હોય અને તેને જ પકડે. જોકે તેના હાથમાં દાવ છે, એટલે કશી બીક નથી. પાકેલાં ચીની કેળાંની બે લૂમો તેને ખભે છે.

તેણે એક કેળું તોડીને ખાધું. બહુ સારું ન લાગ્યું. મીઠું નહોતું. તેણે એક બીજું કેળું ખાધું.

પોતાના કુટુંબને માટે તેને બહુ મમતા નથી, પણ તે ઘેર ના જાય તો જાય ક્યાં ? ભાંગ્યું તૂટ્યું તોય છેવટે પોતાનું ઘર છે. વળી ઘરે મા પણ છે.

કીચડમાં સાચવી સાચવીને પગલાં મૂક્તો તે આગળ વધ્યો. ઘર હજી ઠીક ઠીક દૂર છે. લગભગ એક માઈલ. વરસાદની વચ્ચે ક્યારેક મન ક્યાંક ઊડી જાય છે.

તેને અવારનવાર એનિમાઈની યાદ આવી જાય છે. ખેતરમાં પાવડો ચલાવતી વખતે, આંગણામાં બેસીને બળદ હાંકવાની સોટી છોલતી વખતે, અને એમ જ રસ્તે એકલા જતાં જતાં ક્યારેક એકાએક તેને એનિમાઈ યાદ આવી જાય છે. યાદ આવતાં જ તેના મનમાં ઊથલપાથલ મચી જાય છે.

એનિમાઈ જૂના ડાલિમ ગામની છોકરી છે. દેખે જોયે રૂપાળી ન હોવા છતાં તે ખાસ્સી એવી તાજી અને તંદુરસ્ત છે. તેનો બાપ હઠીલા સ્વભાવનો છે અને તે પોતે પણ થોડી મનસ્વી ખરી.

કોઈ ને કોઈ કામે ગુલય જૂના ડાલિમ ગામમાં જતો, અને ક્યારેક કોઈને ત્યાં પાનસોપારી ખાઈ આવતો. તે બહાને ગામની છોકરીઓના સમાચાર લઈ આવતો.

આમ કરતાં કરતાં એનિમાઈ સાથે ગુલયને ઓળખાણ થઈ હતી, વાતચીત કરતાં તે તેને ગમી ગઈ. એનિ પણ તેને પ્રેમ કરવા લાગી હતી. ધીમે ધીમે તે પ્રેમ ગાઢ થતો ગયો.

પણ આ દિવસોમાં ગુલયની સ્થિતિ સારી નહોતી. જાહેરમાં એનિમાઈને પરણીને લાવવાનો કોઈ માર્ગ ન હતો, અને એનિમાઈનો બાપ એનિને તેની સાથે પરણાવે તેવી કોઈ આશા પણ નહોતી.

તક મળ્યે એનિમાઈને ભગાડીને લઈ જવાની યોજના ગુલયે ઘડી. એનિ પણ તૈયાર થઈ ગઈ. ડાલિમ ગામમાં છોકરીને ભગાડીને કે બળપૂર્વક લઈ જવી તે કોઈ નવી વાત નહોતી. અસલ વસ્તુ તો હતી છોકરીનું મન પામવું.

એ વાતને બે વરસથી વધારે વખત થયો, હવે ત્રણ વરસ થશે. તે દિવસેય આવા વરસાદમાં તે એનિમાઈના ઘરે ગયો હતો. એનિમાઈના ઘરની પરસાળના અંધારામાં સંતાઈ રહેતાં તેની છાતી ધડકતી હતી. ક્યાંક કોઈ જોઈ ન જા ય !

સતત વરસાદને કારણે એનિમાઈનાં મા–બાપ સાંજ પડતાં જ સૂઈ ગયાં હતાં. માત્ર એનિ રસોડામાં વાસણો ઊચાંનીચાં કરતી હતી. તેણે દીવાલના બાકોરામાંથી જોયું કે અંદર એકલી એનિમાઈ જ છે, બીજું કોઈ નથી. તેણે દીવાલ પર ટકોરા માર્યા. એનિ બહાર આવી.

બન્ને ભાગ્યાં.

હવે શું થશે ?

બીજે દિવસે આખા ગામમાં ધમાલ મચી ગઈ. ઈન્દ્ર નેપાળીની ગાયોના કોઢારામાંથી બન્ને જણ પકડાઈ ગયાં. પંચાયત ન્યાય કરવા બેઠી.

ગામવાળાએ કહ્યું, "જે થવાનું હતું તે થઈ ગયું. છોકરા છોકરીનું મન છે તો બન્નેને પરણાવી દો."

ગુલચ્યનો બાપ રાતો પીળો થઈ ગયો." ભાગી ગયેલી છોકરીને વહુ બનાવીને મારા ઘરમાં ઘાલવાની કોની મગદૂર છે ? આવે તો, ટુકડે ટુકડા કરી નાખું"– ડોસાએ હાથ હલાવીને કહ્યું.

"મારી છોકરીને ભગાડી જાય એટલી કોની શક્તિ છે ? હું પણ જો અમુક હોઉં તો જોઉં છું ક્યો કૂતરો મારી છોકરી પર હાથ મૂકે છે ? "

એનિમાઈના બાપના મોટાભાઈ સક્રિયતે ડોસાને એવી ધમકી આપી કે પછી આગળ કોઈએ કંઈ કહેવાનું સાહસ કર્યું નહિ. સક્રિયત જલદીથી નમી પડે તેવો માણસ નથી.

લગ્ન ન થયુ. ગુલચ કંઈ કરી ના શક્યો.

રોતી રોતી એનિમાઈ બાપની સાથે ચાલી ગઈ.

બીજે જ દિવસે ગુલચને તેના બાપે ઘરમાંથી કાઢી મૂક્યો, "મારો બેટો થઈને તે મારાં નાક કાન કપાવ્યાં. હવે આ ઘરમાં તારો પડછાયો પણ જોઈશ તો કાપીને ટુકડે ટુકડા કરી નાખીશ. જા– જ્યાં મરવું હોય ત્યાં મર. મારી સંપત્તિમાંથી એક કોડીયે તને નહિ મળે."

તેની માએ ગુલચ્ય તરફથી વકીલાત કરી હતી. બાપે દીકરાની સાથે માને પણ ઘરની બહાર કાઢી મૂકી. હવે ડોસાનો મોટો છોકરો અને તેની વહુ ડોસાની સાથે રહે છે. તે સિવાય તેની નવી બૈરી પણ તેની સાથે રહે છે. ગુલચ્ય અને તેની માતા ચાલ્યાં જવાથી તેને જરાય નુકસાન નહોતું થયું.

કોઈના પડી રહેલા મકાનનું છાપરું અને દીવાલોને ભેગાં કરી, થોડી જમીન લઇ ગુલચ્યે એક ઘર બનાવ્યું. બાપને સંભળાવીને તેણે કહ્યું– " મરતી વખતે પણ મારી શોધ ન કરશો. હું જાઉં છું. ફરીને આવું તો કૂતરો કહેજો."

મા–દીકરો જુદાં રહેવા લાગ્યાં.

આજે પણ જુદાં જ રહે છે.

ત્રણ વર્ષ થવા આવ્યાં . બાપની સાથે ગુલચ્યનો ભેટો થવા છતાં કોઈ કોઈની સાથે બોલતું નથી.

માને કોઈ કોઈ શિખામણ આપે છે– " કજિયા કોને ત્યાં નથી થતા ? ઘર છોડીને આ ધૂની ગુલચ જોડે કેવી રીતે રહીશ ? તારું ઘર ત્યાં જ છે. ગુલચ્યને લઈને પાછી જા."

ગુલ્યની માને ગુસ્સો આવતો–" શોક્યની સાથે ઘર વસાવવા નહિ જાઉં. પટરાણીને લઈને તે ભલે રહે. પોતાના દીકરાને ઘરમાંથી કાઢી મૂકનાર સાથે કોઈ ઘર માંડતું નથી, ફૂલરી જ તેની સાથે ઘર માંડે. "

ગામના બેચાર જણાએ ગુલ્યના બાપને પણ ગુલ્ય અને તેની માને ઘેર પાછા બોલાવી લેવાની સલાહ આપી હતી. પણ ડોસો પોતાની વાત ઉપર મક્કમ હતો. " શું હું એમને બોલાવવા જાઉં ? એ મા–દીકરાએ મારું નાક વઢાવ્યું છે. તેમણે આવવું હોય તો જાતે આવે– ઘરના ઉકરડે જગ્યાની ખોટ નથી."

ગુલ્યે પણ પાકો નિર્ધાર કર્યો હતો– જીવતો હશે ત્યાં સુધી બાપને ઘેર પગ નહિ મૂકે, જે થવું હોય તે થાય.

જોકે તેની મા તેની પાસેથી બાપના ઘેર જાય તો ગુલ્યને ગમે. પછી તે એકદમ છૂટો થઈને રહે. તેને કોઈ ટોકનારું રહે નહિ. પણ પોતાની માને તે એ વાત કદી કહેતો નથી. ઊલટાનો કહે છે– " ત્યાં ન જવાથી ભૂખે મરવું પડે તો મરવું, પણ ત્યાં ન જવું. તારો દીકરો અને વહુ જ તને ન ઓળખતાં હોય તો પછી એમને વિશે વિચારવાની આપણને શી પડી છે ! "

તેની મા ડાલિમ ગામની જ દીકરી છે. બેઠાં બેઠાં ખાવાનું આવડતું નથી. પાંચ વર્ષની હતી ત્યારથી ખેતીવાડી અને ઘરબારનું કામ કરીને પોતાનો ગુજારો ચલાવતી આવી છે. કામથી તે બીતી નથી. પોતાની તબિયત બરાબર રહે તો એ કદીય ભીખ નહિ માગે–કામ કરીને ખાશે.

મા પોતાની સાથે રહેતી હોવાથી ગુલ્યને ઘરની ચિંતા બહુ રહેતી નહિ. મા જ તેનાં ગાય–બળદ, બતકાં–મરઘાંની દેખરેખ રાખે છે, ઘર ચલાવે છે.

તોપણ 'પામ' પર વધારે દિવસ રહેવાનું થતાં ગુલ્યને માની ચિંતા થાય છે. કદાચ ઘરમાં મીઠું જ ખલાસ થઈ ગયું હશે તો ! ઘરમાં ચોખા હશે કે નહિ હોય ! ચોર લૂંટારા પણ હેરાન કરતા હોય !

ઘરની બહુ ચિંતા થાય ત્યારે ગુલ્ય પામેથી ઘેર આવે છે. તડકાની કે વરસાદની પરવા કરતો નથી. તે વખતે તેને મા પર પ્રેમ ઊભરાઈ જાય છે.

અંધારું થયું.

વરસાદ રોકાતો નથી. આકાશમાં ચંદ્ર છે, પણ વાદળાંથી ઢંકાયેલો છે. અનુમાનથી ગુલ્ય આગળ વધતો હતો. તેનું શરીર તેને ભારે ભારે લાગ્યું. ગામમાં સૂરજ ડૂબતાં જ રાત પડી જાય છે.

તેણે અનુમાન કર્યું– ઘર હવે વધારે દૂર નથી. આ વળાંક પાર કરતાં જ ઘરે પહોંચી જવાશે.

એકાએક તે ઊભો રહી ગયો. કંઈક વિચાર કર્યો, તે પછી ડાબી તરફ જવા પગ ઉપાડ્યા. પોતાના ઘર ભણી નહિ– તરાના ઘર ભણી.

# ત્રણ

ત્રણ ઓરડાઓવાળી ઘાસની એક નીચી ઝૂંપડી જેવું ઘર છે. નાનું આંગણું છે– પણ એકદમ ચોખ્ખું અને ઢાળવાળું છે. પાણીબાણી ભરાઈ રહેતું નથી. ઘરની સામે ગાયો માટેનું કોઢારું છે, તેમાં ત્રણ દૂઝણી ગાયો બાંધેલી છે. બારણા આગળ એક કૂતરો સૂતો છે. ઘરમાંથી કોઈનો અવાજ સંભળાતો નથી. ઘરમાં સળગતા દીવાનું અજવાળું બારણાની તિરાડમાંથી બહાર આવે છે.

છાપરા પરથી તે વખતે પણ ટપ ટપ કરતું વરસાદનું પાણી પડતું હતું.

ગુલચ્ય થોડી વાર સુધી આંગણામાં ઊભો રહ્યો. અંદર કોણ છે, તે કાન માંડી સમજવાનો તેણે પ્રયત્ન કર્યો, પછી બારણું ઠેલીને તે અંદર ગયો.

"કોણ છે ?" અંદરથી કોઈએ પૂછ્યું.

"હું છું, દીદી છે કે ?"

"ગુલચ્ય કે ? હું છું. આવું છું, બેસ."

અંદરથી આવી, તરા નહિ, તરાની માસી કપાહી.

"પલળી જઈને અત્યારે ક્યાંથી આ અડધી રાતે ?" બેસવાનો પીઢો આગળ કરીને કપાહીએ પૂછ્યું.

"પામેથી." તેણે ટૂંકો જવાબ આપ્યો અને બેસીને કપાહી તરફ જોયું.

બહુ ગોરી હોવાથી તેનું નામ રાખવામાં આવ્યું હતું કપાહી* આજે પણ કપાહી ઠીક ઠીક ગોરી છે. પરણ્યાને આજ ચૌદ પંદર વર્ષ થઈ ગયાં છે. કપાહીના લગ્ન વખતે ગુલચ અગિયાર વર્ષનો હતો. ત્યારથી જેટલી વાર એણે કપાહીને જોઈ છે, દરેક વખતે એક જ રૂપમાં જોઈ છે. તેમાં જરાય વધઘટ થઈ નથી.

ચૌદ વર્ષની ઉંમરે કપાહીનું લગ્ન થયું હતું– નાહર સાથે.

---

* કપાસના રંગ જેવી.

જૂના ડાલિમ ગામના નાહરે પહેલાં કપાહીની મોટી બહેન જુનિ સાથે લગ્ન કર્યું હતું અને તેનાથી તેને એક દીકરી થઈ હતી–તરા. પણ તરા પાંચ મહિનાની થઈ ત્યારે જુનિ સુવારોગમાં મરી ગઈ. છ મહિના સુધી નાહરની વિધવા મોટી બહેને છોકરીને જેમ તેમ મોટી કરી હતી. તે પછી નાહરની ઈચ્છાથી ગામલોકોએ તેને કપાહી સાથે પરણાવી દીધો. કપાહી તરાની સગી માસી છે. છોકરી બહુ દુઃખી નહિ થાય. કપાહીના આવવાથી તરાને પોતાની મા પાછી મળી. જોકે માની યાદ રાખવા જેટલી શક્તિ અને ઉંમર તરાની નહોતી. જ્યારે તે બોલતાં શીખી ત્યારે આડોશીપાડોશીઓએ કપાહીને માસી કહેવાનું શિખવાડવા છતાં, તે કપાહીને પોતાની મા જ માનતી હતી. કપાહીએ પણ તરાને પોતાની દીકરીની પેઠે જ પાળીપોષીને મોટી કરી. તેમને જોઈને તે મા–દીકરી નથી એવું કોઈને ના લાગે. તરાને એવું વિચારવાનો અવસર જ ના મળ્યો કે તેની મા કોઈ બીજી છે. તેમાંય વળી કપાહીને પોતાનું કોઈ સંતાન નહોતું.

નાહર થોડો જુદી જાતનો, થોડો ગામડિયા જેવો માણસ હતો. તો બીજી બાજુ કપાહી જરા ચંચળ હતી.

આસો–કારતક મહિનામાં ધનશિરિના માર્ગે બે–ચાર વેપારીઓ આવે છે–નાવમાં માલસામાન લઈને. રવી પાક માટે રોકડા પૈસા લીધા વિના બિયારણ આપી જાય છે. બટાટા, દાળ, સરસવ અને બીજા અનાજનું બિયારણ. માઘ–ફાગણ માસમાં ફરી આવે છે– પોતાનો ભાગ લેવા માટે, નાવ ભરીને દાળ–સરસવ લઈ જાય છે. કેટલીક વાર કોઈ જુવાન વેપારી ડાલિમ ગામની કોઈ વહુ બેટીના મન પર રંગ પણ નાખી જતા. કપાહીના જીવનમાં આવો રંગ આવ્યો હતો અને તેથી નાહર સાથેનો તેનો સંબંધ હંમેશને માટે પૂરો થઈ ગયો હતો.

નાહરે કપાહીને ઘરમાંથી કાઢી મૂકી અને પોતે પણ કોઈને કશું કહ્યા વિના એક દિવસ ગામમાંથી બેપત્તા થઈ ગયો. ગયો તે ગયો. ક્યાં ગયો–કોઈને ખબર ન પડી. ગામના લોકોને બહુ અચરજ ન થયું. વચ્ચે વચ્ચે બે–ચાર માણસો એવી રીતે અચાનક ગાયબ થઈ જાય છે. વાઘ પણ કદાચ ખાઈ ગયો હોય, ક્યાંક નાસી પણ ગયો હોય. માણસને કોણ પકડીને રાખી શકે ?

નાહર પાછો આવશે એવી આશાથી કપાહી કેટલાક દિવસ તેના ઘરમાં રહી. છેવટે તેને ખબર પડી કે તે ક્યાંક દૂરના ગામમાં છે. આ ગામમાં હવે નહિ આવે. તે સમજી ગઈ કે હવે રાહ જોઈ રહેવામાં કોઈ લાભ નથી. એક દિવસ વિધવા નણંદ સાથે લડી–ઝઘડીને, તરાને સાથે લઈને તે પોતાના ઘેર ચાલી આવી. કોઈએ તેનો વાંધો ન લીધો. તેઓ બન્ને કપાહીની માસીના ઘરમાં રહેવા લાગ્યાં.

પહેલાં તો ગામના માણસોને સમજ ન પડી કે નાહર કેમ ચાલ્યો ગયો છે, પણ પછીથી

કોઈ કોઈને તે સમજાયું. ગયા આસોમાં વેપારી બશીરુત નાવમાં સામાન લઈને આવ્યો હતો. તેણે જૂના ડાલિમ ગામને ઘાટે નાવ બાંધી હતી અને ગામવાળાઓને તે ઘઉં, બટાટા, ડુંગળી વગેરેનાં બીજ આપતો હતો. તેના હાથમાં રૂપિયાની કોથળી જોઈને કપાહી મોહિત થઈ ગઈ હતી. કેટલાક દિવસ બશીરુત કપાહીને ઘેર મહેમાન તરીકે રહ્યો હતો. બશીરુત જુવાન માણસ હતો. કપાહી પણ મનમોજી અને ચંચળ હતી.

આ વાતની નાહસ્ને પાછળથી ખબર પડી. કપાહીને થોડી મારઝૂડ પણ કરી, પણ છેવટે કોઈ દુઃખથી તે પોતે જ એક દિવસ ઘેરથી નીકળી ગયો. ભોગવ હવે તું રાજપાટ.

હવે તરા ચૌદ વરસની સમજણી થઈ હતી. દેખાવમાં તે માસી અને તેની બહેનો જેવી લાગે છે. ફેર એટલો છે કે તરા થોડી વધારે તરવરાટવાળી છે, કપાહી જરા શાંત છે. પણ બન્ને સુંદરતામાં એકસરખી છે. મોટી રૂપાળી અને તંદુરસ્ત.

કપાહીની માસીને મરી ગયાને ત્રણ વરસ થયાં હતાં. તે પછી તરાને છાતીએ રાખી કપાહી એકલી જ રહે છે. કોઈ ભય કે શંકા નથી. એક માત્ર ભય છે તરા. તરા નજર લાગે તેવી છોકરી છે. આજુબાજુના ગામમાં તેના જેવી બીજી છોકરી નથી. રંગ જોતાં જોતાં રૂપ જુઓ અને આંખ જોતાં જોતાં નાક જુઓ. જુઓ એટલે જોતાં જ રહેવાનું મન થાય. લોકોને ત્યાં વાવણી–રોપણી કરવા જતી છતાં તેનો રંગ જરાય અળવાતો નહોતો. રોજ ને રોજ તેનું રૂપ ઊઘડતું જતું હતું.

કપાહીને ભય છે તરાને લીધે.

પણ એક રીતે તેને માટે ચિંતા કરવાનું પણ કોઈ કારણ નથી. કપાહીને ગામે કેટલોક સમય નાત બહાર મૂકી હતી. પછી ફરી તેને જો કે નાતમાં લીધી હતી. તેમ છતાં કપાહીની વાતો હવે સૌ જાણી ગયાં હતાં, એટલે તરાથી ખેંચાઈને આવતા ગામના જુવાનિયાઓ પણ ગામવાળાઓની ગાળોની બીકથી આજકાલ ખાસ આ તરફ આવતા નથી.

ક્યારેક ક્યારેક ગુલય્ય આવે છે, પણ તેને એ બધી વાતોની ખબર નથી.

સગપણની રીતે ગુલય્ય કપાહીનો કંઈ ન થાય. પણ ઉંમરમાં તે મોટી હોવાથી તેને દીદી (મોટી બહેન) કહીને બોલાવે છે. પણ તરા તે સંબંધની રૂએ તેને બોલાવતી નથી. તે તેને બોલાવે છે દાદા અર્થાત મોટાભાઈ કહીને–ગુલય્યભાઈ. ગુલય એ વાતનું ખોટું નથી લગાડતો.

મોટા ભાઈ કહેવા છતાં કપાહી ગુલય સાથે તરાને બહુ હળવા–મળવા દેતી નથી. ગુલય્ય જુવાન માણસ છે. તરા પણ સમજણમાં આવી છે. ઉપરાંત કપાહી આખો દહાડો ઘરમાં બેસી રહે તે પાલવે તેમ પણ નથી. જુવાન છોકરાંનો શો ભરોસો ?

કેળાંની બે ત્રણ લૂમો મા માટે રાખી બાકીની બધી ગુલચે કપાહી સામે મૂકી.

" લે, આ કેળાં રાખ. પામની વાડીમાં થયાં હતાં." પછી જરા અટકીને કહ્યું, " એક કપ ચા નહિ પિવડાવે દીદી ? તરસ લાગી છે."

અંદરથી તરા આવી.

કપાહીએ કહ્યું– " કેળાં અંદર લઈ જા, તરા. અને જરા જા તો ખરી કે ઘરમાં ચાની પત્તી છે કે નહિ. તારા દાદાને એક કપ ચા પિવડાવ, પલળીને આવ્યો છે."

એક વાર તરા તરફ જોઈ ગુલચે કપાહીના ચહેરા પર આંખ સ્થિર કરી કહ્યું–"તરા જોત જોતામાં મોટી થઈ થઈ ! "

કપાહી કશું બોલી નહિ.

થોડી વાર બન્ને ચૂપ રહ્યાં.

તે પછી કપાહીએ કહ્યું– " ખબર મળી ?"

" શાની ?" ગુલચે કપાહીની આંખો ભણી જોયું, હા, કપાહીની આંખો સુંદર છે.

" કહે છે કે એનિમાઈનું લગ્ન થાય છે."

વાત સાંભળીને ગુલચ્યના મોંનો રંગ ઊડી ગયો.

" ખરેખર ? કોની સાથે ? " તેણે થોડા નિર્લેપ દેખાવાનો પ્રયત્ન કર્યો.

" સિપસ્થિા ગામના મોસોકા કે કોઈ મુખીના છોકરા સાથે. પણ સાથે એ પણ સાંભળ્યું છે કે છોકરાને દમ કે વાઈ આવે છે. એ ઠીક જ છે ને ! ગવાઈ ગયેલી છોકરી જોડે કયો સારો છોકરો લગ્ન કરવાનો હતો ?"

ગુલચે. પોતાનું માથું નીચું કરી લીધું. એનિમાઈ તેને ગમતી હતી. તે તેની સાથે રાજી–ખુશીથી ભાગી આવી હતી. ભાગ્યાં તે રાતે બન્ને ઈંદ્ર નેપાળીના ગાયના કોઢારામાં એકસાથે સૂતાં હતાં, અને તેને લીધે તેને અને તેની માને આજ દિન સુધી જુદા રહેવું પડે છે, એ જ એનિમાઈ તો પરણી રહી છે ?

થોડી વાર પછી ગુલચે પૂછ્યું –" લગ્ન ક્યારે છે ?"

" લગ્નમાં બીજું શું ? એક દહાડો આવીને બે ચાર જણા છોકરીને તેડી જશે–બસ. કદાચ આવતા માગશરમાં."

ગુલચ્ય પછી કાંઈ બોલ્યો નહિ.

તરા તેને માટે એક વાડકીમાં ચા લઈ આવી. એક નાની વાડકીમાં થોડો ગોળ પણ લાવી.

કહેવા પૂરતી ચા છે. જરા આછો બદામી રંગ આવ્યો છે. તેમાંય દૂધ વધારે નાખી દીધું હતું.

"વણવાનું કંઈ નવું શરૂ કર્યું છે કે તરા ?" ગુલચ્યે પૂછ્યું.

"હા. સાળ પર છે હજી–મેખલા,*વણી રહી છું".

ગુલચે ચાનો ઘૂંટડો ભર્યો.

" સાંભળ્યું છે કે આ વખતે બાઓ–ડાંગરનો પાક સારો છે ?" તરાએ પૂછ્યું.

"હા, હજી સુધી તો સારો છે. લાગે છે કે આ વખતે ખેડૂતના હાથમાં કૈંક આવશે."

"સાંભળ્યું છે કે પામમાં તેં આ વખતે ઘણી નવી જમીન તોડી ખેતીલાયક બનાવી છે." કપાહીએ કહ્યું.

" ઘણી શાની ? કદાચ ત્રણ–ચાર વીઘાં હશે. પણ નદીકાંઠાની જમીનનો ભરોસો શો ? જોકે એ તરફ જમીન થોડી ઊંચી છે. જો કોઈ પણ રીતે આઠ–દશ વીઘાં તોડી શકાય તો ભાતની ચિંતા ઓછી થાય પણ એકલો કેટલુંક કરું ?"

" એ જમીનનો પણ કહે છે કે વેરો આપવો પડશે ? "

" હમણાં નહિ આપવો પડે. પણ એ તોડેલી જમીનમાં ખેતી કરીએ તો આપવો પડે. પહેલાં તો એક વર્ષના પટ્ટા ઉપર જમીન પોતાને નામે કરવી પડશે, " ગુલચ્યે કહ્યું.

વાડકી લઈ તરા અંદર ગઈ.

કપાહીએ એક આશાભરી નજરથી ગુલચ્ય ભણી જોયું અને કહ્યું–" હું પણ ક્યાં સુધી આમ દુ:ખ વેઠતી રહું ? અમે બન્ને જણા વણાટકામ કરીએ છીએ, કાંતીએ છીએ, લોકોનાં ખેતરમાં રોપણી કરીએ છીએ, વાઢીએ છીએ, પણ ક્યાં સુધી આમ કરતાં રહીશું ? ક્યાંક કોઈ રીતે જમીનનો એક ટુકડો મળી જાય તો –"

" ધારો કે જમીન મળી પણ જાય, તો જમીનનું કરીશ શું ?" ગુલચ્યે પૂછ્યું.

" કોઈને અડધે ભાગે આપીશ તોયે આંગણામાં એક મૂઠી ડાંગર આવશે. હમેશાં પારકાના હાથમોં તરફ જોઈને જીવવું એ શું જીવન છે ?"

---

* સ્ત્રીઓને કમર નીચે પહેરવાનું વસ્ત્ર

ગુલચે ટૂંકમાં કહ્યું, "હું."

તેના મનમાં કેટલાય દિવસથી એક આછીપાતળી આશા રૂપ લઈ રહી હતી. તરાને જો તેની સાથે પરણાવવામાં આવે તો તે કપાહી અને તરા બન્નેને પામ ઉપર લઈ જશે. ત્યાં એક નવું ઘર વસાવશે. પોતાની માને પણ લઈ જશે. તે બધાં મળીને પોતાના ખેતરમાં ખેતી કરશે. પોતાના ખળામાં તૈયાર થયેલું ખાશે. નવી નવી જમીન તોડીને પૈસાદાર થશે. ગાયો નેપાળીઓને આપી દઈને તે ઘરના જ વછેરાઓથી ખેતીની શરૂઆત કરી શકશે. પોતાનાં હળ-બળદ, પોતાની જમીન, પોતાનાં જ રોપણી કરનાર અને કાપણી કરનાર. આ વાતનો વિચાર પણ કેટલો આનંદ આપે છે.

અંદરથી આવીને તરાએ કહ્યું- " મોટા ભાઈ, ભાત અહીં ખાઈને જજો. ઘરમાં મોટી બા ઊંઘી ગયાં હશે."

" ના, ના. તમે લોકો ખાઈ લો. હું તો ઘેર જઈને જ ખાઈશ. મા આટલી વહેલી નથી સૂઈ જતી અને સૂઈ ગઈ હશે તો જગાડીશ." પણ જ્યારે કપાહીએ તેને ત્યાં જ ખાઈ લેવા કહ્યું ત્યારે તે અંદર ગયો.

"તરા, એક લોટો પાણી આપજે. પગ કાદવ-કાદવ થઈ ગયા છે."

"વરસાદ ઓછો પડ્યો છે?" હાથમાં લોટો આપતાં કપાહીએ કહ્યું.

ગુલચ અને કપાહી ખાવા બેઠાં. તરાએ પીરસ્યું. માછલી હતી. વાનગી ગુલચને સ્વાદિષ્ટ લાગી.

સ્ત્રીઓની રસોઈની વાત જ જુદી હોય છે.

ધનશિરિની માછલી સ્વાદિષ્ટ હોય છે. ડાલિમનાં ખેતરોના ચોખામાં તેલ હોય છે. તેમાં જૂના ચોખાનો ભાત મીઠો લાગે છે.

"એનિને જે છોકરા સાથે પરણાવવાની વાત ચાલે છે, તે છોકરાનું નામ શું છે, દીદી ?" ગુલચે પૂછ્યું.

"કોણ જાણે, શું નામ છે ? તને ખબર છે, તરા ? "

તરાએ કહ્યું, "સરુમઈના છે કે કદાચ કલાઈ-"

" સરુમઈના ? સિપસ્યિા ગામનો છે ને ? "

" હા, તારા પામ તરફનો હશે. " કપાહીએ કહ્યું -" તેના બાપનું નામ મોસોકા કે એવું કૈંક છે. "

ભાત ખાઈ, પાનનું બીડું મોંમાં ભરી થોડો વિચાર કર્યા બાદ ગુલયે કહ્યું, " તું ચિંતા ના કરીશ, દીદી. મેં થોડી જમીન તોડી છે, હજુ થોડી વધારે તોડીશ તો માને પણ ત્યાં લઈ જઈશ. બે જીવને બે ઘરની શી જરૂર છે ? અને તો કદાચ તમને લોકોને પણ ત્યાં લઈ જઈ શકું. હું હળ પાવડો ચલાવીશ, તમે લોકો રોપણી–કાપણી કરજો–સગવડ રહેશે."

તરાએ કપાહીના મોં ભણી જોયું. કપાહીએ એક વાર ગુલયના મોં ભણી જોયું. એની વાતમાં બીજી કોઈ વાતનો ઇશારો છે કે નહિ, તે સમજવાનો પ્રયત્ન કર્યો.

તે પછી કપાહીએ કહ્યું, "અમારે માટે હાલમાં વિચારવાની જરૂર નથી. પહેલાં તું ઠરીઠામ થા. અમે તો જેમ તેમ કરી ખાઈએ–પીએ છીએ. ગામનાં માણસોને છોડી ઉતાવળ કરી બીજે જતાં રહેવું તે ઠીક નહિ."

ગુલયે કહ્યું, " ગામના માણસોનાં મોં સામે જોઈને બેસી રહેવાથી પેટ ભરાશે ખરું ? કોઈ તમારી ખોજખબર પણ લે છે ? જમીન નદીના કાંઠા પરની છે તેથી શું થયું ? હું તો વિચારું છું કે એક વાડી જેવું બનાવીને શેઢે સોપારીના છોડ રોપીશ. કેળના છોડ રોપ્યા હતા, તેને કેળાં બેસવા માંડ્યાં છે. પપૈયાના પણ બે છોડ વાવ્યા છે. શીમળો અને પાનીહેલસ (જાંબુ જેવું એક ઝાડ)નાં પણ ઘણાં ઝાડ છે. ઘણી રસાળ જમીન છે. જમીનમાં કંઈ પણ રોપો–બે દિવસમાં તો તે વધવા માંડે છે. મારા લાલ મરચાંના જે છોડ થયા છે, તેને તો જોઈ જ રહેવાનું મન થાય છે."

તરા વાસણ લઈને અંદર ગઈ. ધીમે અવાજે કપાહીએ કહ્યું, "બધાં કામ જરા વિચાર કરીને કરવાં સારાં, ખબર છે ? અમે બન્ને જણ તારી સાથે એમ ને એમ આવીને રહીએ તો ગામવાળા રહેવા દે ખરા ? જાણે કે તરા તો નાની છોકરી છે, પણ હું તારી સાથે રહેવા માંડું તો લોકોની આંખો બળવા નહિ લાગે ? હું તો એક વાર જે કરી બેઠી છું તે જ પૂરતું છે."

ગુલયનું મોં લાલ થઈ ગયું. જેમ તેમ કરીને બોલ્યો, "મા સાથે રહેશે ને ?"

" રહે તેથી શું ? અને અમે બે જણ તારી સાથે આવીને રહીએ તો તારી મા તારે સાથે આવીને રહે એવી કોઈ આશા નથી. તને એ બધી વાતોની સમજણ પડતી નથી."

ગુલય થોડી વાર સમજણ ન પડનારી વાતોનો વિચાર કરતો બેસી રહ્યો. કપાહી અને તરા બન્નેને પોતાની સાથે રાખવાનો સહેલો ઉપાય તો જાણે છે. પણ તે વાત કપાહીને કઈ ભાષામાં કરવી તે જાણતો નથી. કપાહી શું તરાને તેની સાથે પરણાવશે ? કપાહીને મન તરા હજીય નાની છોકરી જ છે. ચૌદ વર્ષની જુવાન જોધને હજીય માને છે નાની છોકરી !

તરા બહુ ઓછું બોલે છે. હમેશાં એકલા રહેવાને લીધે વાત કરવાની જાણે ટેવ જ નથ. કપાહી જોર કરી કરીને કેટલી વાતો કરે ?

એકલાં રહેવાને લીધે મન અમસ્તું જ ભારે થઈ જાય છે. હવે તે સમજણી થઈ છે. આસપાસના લોકો પાસેથી તેને જાણવા મળ્યું છે કે તેની માસી કપાહીનું ચારિત્ર્ય સારું નથી. એટલે ગામમાં રહેવા છતાં તેઓને બધાંથી અળગાં રહેવું પડે છે. તે એવું પણ સમજવા માંડી હતી કે કપાહીના અવગુણને લીધે તેના પોતાના ઉપર પણ ધબ્બો લાગી ગયો છે. એ વાત ખરી કે જે એને જુએ છે, તે એને ચાહે છે. તોપણ તે સમજે છે કે બીજી છોકરીના જેટલી મોકળાશ તેને નથી.

ભલે તે બહુ વિચારી શકતી નથી. તે કિશોરી છે. ચારે બાજુની જીવંત દુનિયા આનંદનો ઉત્સવ ઊજવે છે. તે ઉત્સવમાં જોડાવાનો વણલખ્યો પત્ર તેને મળી જાય છે. તેનાં હાસ્ય ઉલ્લાસ મનની અંદરના વિષાદને વહાવીને લઈ જાય છે. એકલી એકલી હસે છે. એકલી ગીત ગાય છે, તેનાં દેહમન આપોઆપ નાચી ઊઠે છે. શીમળાના રૂની જેમ તેનું મન પણ ઊડુ ઊડુ થાય છે.

પણ આટલું અસ્થિર, અશાંત અને ચંચળ મન હોવા છતાં બહારથી તે શાન્ત અને સ્થિર છે. સ્થિર રહીને કદાચ તે પ્રકાશની અર્ચના કરે છે. ઘરની પછવાડે શાલ વૃક્ષની પેલે પાર રોજ દેખાતા મોટા તારા પાસે તે પોતાના પ્રાણની કોઈ ગોપન વાત સંતાડી રાખવાની ઈચ્છા વ્યક્ત કરે છે.

હમેશાં માથું નીચું રાખવા છતાં, તરાનું મન ઊર્ધ્વમુખી છે. તેના અંતરની નારી સૂરજમુખી છે–જાણે કે તેને હમેશાં એક વિશાળ ભૂરું આકાશ જોઈએ. પ્રચંડ દેદીપ્યમાન સૂરજ જોઈએ–શારદીય ચંદ્રના હૃદયમાંથી પડતું અમૃત જોઈએ.

તેની આ ગોપન સૂર્યવંદના ક્યારે સફળ થશે તેની એ ચિંતા કરતી નથી. ક્યારેક સૂતાં સૂતાં જ એક રંગીન ભવિષ્યની છબી ચીતરે છે –પ્રિયતમા બનવાની, પત્ની બનવાની, મા બનવાની, ગૃહિણી બનવાની. તેના પ્રાણને કોઈની છાતીની વિશ્વાસુ ઉષ્મા જોઈએ છે. ખૂબ ખૂબ પ્યાર જોઈએ છે.

પણ તેને ઘેર, તેના મનના આંગણામાં કોઈ નથી આવતું. આવે છે ક્યારેક ક્યારેક ગુલય. આવે છે કોઈ વાર ચંદ્ર. પાસે હોય ત્યારે ગુલય તેને ખૂબ સરળ લાગે છે. જાણે કે બધી વાત કહી શકાય. પણ ગુલય જ્યારે ચાલ્યો જાય છે, ગુલય જ્યારે પાસે નથી હોતો ત્યારે તરાને લાગે છે જાણે આ ગુલય જ તેની બધી વાત અવ્યક્ત પ્રાર્થનાઓની પેલે પારનો મેઘઢાંક્યો સૂર્ય છે. એક દિવસ પોતે તેને બન્ને હાથમાં બાંધી લેશે. તે સૂર્યની બધી ઉષ્મા પોતાની છાતીમાં ભરી લઈને કુબેરના ભંડારની સ્વામિની બની જશે.

પણ મનની વાત તે કોઈને કહેતી નથી, એટલે સુધી કે ખુદ પોતાને પણ નથી કહેતી. કમલાના હજારો શહીદોની આકંઠ તૃષ્ણા લઈને તે જાણે ફરહાર નદીને કાંઠે સૂકી રેત પર ઊભી છે.

ચંદ્રને તો જરા પણ નથી સમજી શકાતો. તે એવા પાગલ સ્વભાવનો છે કે ક્યારે શું કહી બેસે, ક્યારે શું કરી બેસે તે કહેવું મુશ્કેલ છે. જરૂર તે કોઈનું અહિત નથી કરતો પણ આ ધનશિરિનું પૂર ક્યારેક ક્યારેક ઘરબાર તાણી નથી જતું ? 'પલસ'અર્થાત્ કાંપ તો પછી જ ઠરે છે.

ના, ના. ચંદ્રને કંઈ ન કહી શકાય. કંઇ જ ન કહી શકાય. આંધી આવ્યા પહેલાં મનની વાત કહેવાથી શો ફાયદો ?

તરા ચૂપ રહે છે. ચૂપ રહીને તરા પોતાના હૈયાનું ગીત સાંભળે છે. જીવનનું ગંભીર, કોમળ, ઉચ્છલ ગીત.

બચપણમાં તરાએ મેનાનું બચ્ચું પાળ્યું હતું. તેની માની જેમ તેને ચારો સુગાવી સુગાવીને મોટું કર્યું હતું. તેને નવડાવતી, બોલતાં શિખવાડતી, પણ પાળેલું પંખી એક દિવસ ઊડી જાય છે, બિલાડી મારી નાખે છે, એમ જ મરી જાય છે.

તરા રોઈ હતી. એક ટંક એણે ખાધું નહિ. બિલાડીને મારી નાખીશ એવા સોગંદ લીધા.

પણ મારે કેવી રીતે ? ને સફેદ બિલાડી પર પણ તરાને એટલો જ પ્રેમ હતો. તરાને જોયા વિના એક ઘડીય રહી શકતી નથી. મ્યાઉં મ્યાઉં કરીને ચારે બાજુએ શોધાશોધ કરે છે. તેના ભાગનાં માછલી અને ભાતમાંથી થોડુંક ખાધા પછી જ તેનું પેટ ભરાય છે.

ક્યારેક ક્યારેક તે બિલાડી આવતાં જતાં કપાહીના પગમાં આવી જતી ત્યારે તે ખિજાઈને કહેતી," મને ના પજવ , જા તારી માને પજવ. હું તો તને એકી ફટકે મારી નાખીશ."

સાંભળીને તરાને ગુસ્સો આવતો.

તોપણ કપાહી જાણે છે કે આ માણસો વિનાના સૂના ઘરમાં તરાની ઉંમરની છોકરી માટે રાતદિવસ એકલા રહેવું અઘરું છે. ભલે ને તે મેના, બિલાડીની સાથે રમતી !

કપાહી અને ગુલચની વચ્ચે વાતચીત થતી જોઈ તરાએ સફેદ બિલાડીને પોતાના ખોળામાં લીધી અને દીવાલની પેલી બાજુએ તેમની વાતો તરફ કાન માંડીને બેઠી. પોતે તો શી વાત કરે છે ભલા !

ગુલચ અને કપાહીની વાતો પણ પૂરી થવા આવી હતી. વચ્ચે વચ્ચે તેઓ ચૂપ થઈ જતાં.

રાત જામવા માંડી હતી. વરસાદ હજી થંભ્યો નહોતો. કપાહીને ગમતું નહોતું–કેરોસીન અમસ્તું જ બળે છે. ગુલચને ચૂપ રહેલો જોઈ કપાહીએ કહ્યું – "રાત ઘણી થઈ ગઈ છે. તું

હવે જા. આ બધી વાતો વિષે અત્યારથી વિચારવાની જરૂર નથી. જે વખતે જે હશે તે થઈ રહેશે. જમીન તોડીને સારું જ કર્યું છે. ખેતીવાડી જેટલાં વધે તેટલાં વધાર."

"ભલે," ગુલચે કહ્યું અને તરા અને કપાહીની વિદાય લઈ વરસતા વરસાદમાં જ તેણે ઘેર ભણી પગ ઉપાડયા.બારણા આગળ હાથમાં દીવો લઈ થોડી વાર સુધી કપાહીએ તેને રસ્તો બતાવ્યો. તે રસ્તા પર પહોંચ્યો પછી બારણું વાસી તે અંદર આવી.

સૂતી વખતે તરાએ કહ્યું,"જમીન તોડીને તેમાંથી આપણને પણ બેચાર વીઘાં આપે તેમાં ખોટું શું છે ? "

"ખેતીલાયક જમીન બનાવીને તે આપણને મફતમાં જ આપી દેશે શું ?" કપાહીએ કહ્યું.

" મફતમાં લેવાની કોણ વાત કરે છે ? ગુલચભાઈ જમીન તોડશે, આપણે વાવણી–કાપણી કરીશું. અડધા અડધા ભાગ જેવું જ થયું."

" વાવણી–કાપણીની વાત પણ જુદી છે અને તેના ઘરમાં રહેવાની વાત પણ જુદી છે. તને એ બધાંની ખબર નથી. સૂઈ જા."

તરાએ કહ્યું–" વારુ, માસી, મેં વણેલું કાપડ વેચ્યું હતું તેના કેટલા પૈસા છે ?"

" સત્તર રૂપિયા અને છ આના "

"હા, તેમાંથી તારે માટે એક ઘરેણું ઘડાવવું પડશે. તારી પાસે પૈસા છે એવી વાત કોઈને ના કરતી."

" કેમ ? એ પૈસાથી ગુલચભાઈ પાસેથી એકાદ વીઘો જમીન ના લઈ શકાય ?"

" વારુ, અત્યારે રાત ઘણી વીતી છે, સૂઈ જા." કપાહીએ કહ્યું અને તરાના મોં પર હાથ ફેરવવા લાગી.

# ચાર

ગુલ્ચ્ય માએ ગૂંથેલી ટોપલીની કિનારી બાંધી રહ્યો હતો. તેની મા ખાંડણિયામાં ડાંગર ખાંડતી હતી. વરસાદ બંધ થયો હતો. તડકો પ્રખરતાથી નીકળી આવ્યો હતો. બધાંનાં દેહ–મનમાં પ્રસન્નતા હતી.

ગુલ્ચ્યના મનમાં અપાર આનંદનું અજવાળું હતું.

તેને આવ્યે ત્રણ દિવસ થયા છે. કાલે ફરી તે પામ પર જશે.

આજે સુંદર તડકો છે.

તડકો નીકળે એટલે ગુલયનું મન નાચવા લાગે છે. યૌવનની સાથે શ્રાવણના ઉજ્જવળ તડકાનો એક સંબંધ હોય છે.

ગાય–બળદને હવે છૂટાં ન મૂકી શકાય. બીજાંનાં ખેતરોમાં ઘૂસી જાય છે. ગાળો ખાવી પડે છે. કેમ ન ખાવી પડે ? ગાયો–બળદોને ખવડાવવા કોઈ ઓછી ખેતી કરે છે ? પણ ગાય–બળદેય પાછાં ઓછાં છે ? પોતાની વાડીનું ઘાસ એમને પસંદ નથી. બીજાની વાડ વગેરે ભાંગીને ઘાસ–પાંદડાં ચર્યાં વિના તેમને શાંતિ નથી મળતી. બીજાઓ સાથે ઝઘડો કરાવે ત્યારે જ તેમને ચેન પડે છે.

અને વધારે ઉત્પાત તો બે રેલ્લા કરે છે.

વાડ–ફાડ કશાયની તે પરવા કરતા નથી. એક બાજુથી બધું ખેદાનમેદાન કરી નાખે છે.

" આ બન્ને મને ખૂબ હેરાન કરે છે. બને તો તું એમને સાથે લઈ જા. હું ક્યાં સુધી એમની ચોકી કરું ? જરા છૂટ્યા કે સીધા કોઈના ડાંગરના ખેતરમાં પહોંચી જાય છે, નહિ તો પછી જંગલ ભણી ભાગી જાય છે. આખો દિવસ તેમની પાછળ દોડ્યા કરવાનું જ મારે તો કામ થઈ ગયું છે "– ખીલે બાંધેલા રેલ્લાની પીઠ પર હાથ ફેરવતાં માએ કહ્યું.

ગુલ્ચ્યે બન્ને સ્ફૂર્તિલા રેલ્લાઓ પર વહાલભરી નજર નાખી, આવતે વર્ષે તેમને કામમાં લઈ શકાય તેમ છે. અઢી વર્ષ થઈ ગયાં છે. બન્ને હૃષ્ટપૃષ્ટ થઈ રહ્યા છે.

કાળા રેલ્લાનું માથું ખંજવાળતાં માએ કહ્યું–" આ, આ જ મને વધારે હેરાન કરે છે. બોલાવીએ તોયે આવતો નથી."

પછી લાલ રેલ્લાને માથે હાથ ફેરવતાં તેણે કહ્યું– "આ ભલો છે, વાત માને છે. આવ કહીએ એટલે આવે છે. આ છે મારું માણેકડું–"

રોજ હાથ ફેરવીને વહાલ કરવાને લીધે તે છોકરાં જેવા થઈ ગયા છે. ગુલ્યની માથી જરાય બીતા નથી.

ગુલ્ય સમજે છે કે બાળબચ્ચાં વગરના આ ખાલી ઘરમાં માના કોઈ સાથી સોબતી હોય તો આ બળદ, ગાય અને બકરીઓ. તેમને જો પામ પર લઈ જાઉં તો મા એકલી પડી જાય. માને દુ:ખ પહોંચાડવાની તેને ઈચ્છા નથી.

ધનસંપત્તિના નામે તેનું પોતાનું બીજું કંઈ છે પણ નહિ ક્યાંથી હોય ? બાપની સંપત્તિમાંથી એક તણખલુંયે તેને મળ્યું નથી. તેણે માગ્યું પણ નથી. આપત તો ના લેત એવું નથી. પણ એને હતું કે બાપનો બેટો છું તો કોઈ ને કોઈ દિવસે એની સંપત્તિનો ભાગ મળશે જ. જોઉં છું. વારુ, કેટલા દિવસ નથી આપતા ?

ગાય–બળદ–બકરીઓ જ એની સંપત્તિ છે.

" તું આજે જ જઈશ ? " માએ પૂછ્યું.

" હા. "

" કાલ જાય તો ના ચાલે ?"

ગુલ્યે માથું ઊંચું કરી જોયું.

" કેમ ? "

"સાંભળ્યું છે કે તારા બાપને ખૂબ તાવ છે." બીતાં બીતાં તેની માએ કહ્યું.

ગુલ્ય બેઠો હતો ત્યાંથી ઊભો થઈ ગયો.

"તાવ છે ? મરવા દે. હું શું કરું ? "

"એક વાર જઈ આવવામાં શો વાંધો છે ?"

"તું જ જા. તારે જેની ને તેની ખબર કાઢવી છે ? એ ઘરમાં હું ફરી પગ મૂકીશ એમ ? હું કૂતરો નથી, માણસ છું."

મા ચૂપ થઈ ગઈ, જુવાન ગુલયની તેને બીક લાગે છે. આજે તેનો એ જ આશરો છે.

તેની માએ બીજું કશું કહ્યું નહિ.

બાપ જેવો બેટો– એક જીભાનનો માણસ.

બપોરનું ખાવાનું ખાઈ લીધા પછી ગાય–બળદને લઈ ગુલય બહાર નીકળ્યો–આથમણાં જંગલો તરફ, થોડાં ચરાવી લઈ આવવા. હંમેશાં ખીલે બાંધી રાખવાથી ગાયોનાં આંતરડાં સુકાઈ જાય છે.

સફેદ રેલ્લી ગાભણી છે. કદાચ માગશર–પોષમાં વિયાશે હં, દૂધ અને નવી ડાંગરના મૂઠી ચોખા–વિચારમાત્રથી આનંદ થયો ગુલયને. પોતાની જમીન વધારે નથી, તોપણ ગામનો માણસ થઈને નવી ડાંગરનો એક મૂઠી ભાત ખાઈ તુષ્ટ થયા વિના તે કેવી રીતે રહી શકે ?

નવી ડાંગર, નવું દૂધ–અને નવી છોકરી ?

ઘાસની ઊણપ નહોતી. બધાં ગાય–બળદ આનંદથી ચરે છે. પેટ ભરીને રોજ ખાવાનું મળે તો એ હેરાન શા માટે કરે ? રોજ રોજ અધપેટ રહીને તો માણસ પણ સ્થિર નથી રહી શકતો.

ગાય–બળદ નીચેથી મોં ઊંચું નથી કરતાં.

આકરો તડકો નીકળ્યો હતો. વરસાદ પછીનો તગતગતો તડકો.

વડ નીચે બેઠાં બેઠાં એક વાર ગુલયે આકાશભણી જોયું. મોટી ફેલાયેલી ડાળીઓનાં ગીચ પાંદડાંએ આકાશને ઓઝલ કરી દીધું. તેની વચ્ચેથી ક્યાંક ક્યાંક સફેદ તડકો નીચે પડે છે. છાંયડો પણ મીઠો છે, તડકો પણ મીઠો છે.

આ વડને ગુલય બચપણથી ઓળખે છે. તેના છાંયડામાં બેસીને તે પાંચ વર્ષનો હતો ત્યારથી ગાય–બળદ ચરાવે છે. હવે તે મોટો થયો છે, જુવાન થયો છે, પણ વડ તો પહેલાંના જેવો જ છે. થડ થોડું ભારે થયું છે, ડાળીઓ એવી ને એવી જ છે.

વડની લાલ સુડોળ કૂંપળો તેને બહુ પ્રિય છે, અણીદાર સુડોળ કૂંપળ. આસપાસ બીજા કેટલાક છોડ ઊગી આવ્યા છે. થોડાક નાગેશ્વરના છોડ પણ ઊગી આવ્યા છે. તાજા લીલાછમ છોડ.

વડનાં ગીચ પાંદડાં વચ્ચેથી થોડા થોડા દેખાતા આકાશ ભણી ગુલયને પ્રેમ થઈ આવ્યો. વડના એક બહાર આવેલા મૂળિયા પર માથું રાખી, ઉપર તરફ મોં કરી પડ્યો પડ્યો લાંબા વખત સુધી તેને જોઈ રહ્યો. સૂરજ થોડો નમ્યો છે, પણ તડકો હજી નરમ થયો નથી.

એકલો જ પડ્યો રહ્યો હોવા છતાં તેને એકલાપણું લાગ્યું નહિ. પોતે પોતાની સાથે કંઈ કંઈ વાતો કરતો રહ્યો. એ વાતોનો કોઈ અર્થ નહોતો.

ગાય–બળદ પ્રસન્નતાથી ચરી રહ્યાં છે.

જંગલની અંદર કોઈ કોઈ પંખી લાંબા સૂરે બોલ્યું. તેનો અવાજ પરિચિત હતો. ગુલયને પણ પંખીને બોલાવવાની ઈચ્છા થઈ. પંખી ક્યાં છે ? તેણે આજુબાજુ નજર કરી. કદાચ ક્યાંક આઘે છે, દેખાતું નથી.

એકાએક તેની નજર નાગેશ્વરની ડાળ પર પડી.

મધપૂડો તો નથી ?

નહિ તો બીજું શું છે ?

તેનું મન નાચી ઊઠ્યું.

જમીનથી લગભગ બાર હાથ ઊંચે નાગેશ્વરની બે ડાળીઓની વચ્ચે મોટો મધપૂડો. બે હાથ જેટલો લાંબો, લટકી રહ્યો છે.

કદાચ કોઈની નજરે પડ્યો નથી. નહિંતર આટલા દિવસ સુધી રહે નહિ. મોટો મધપૂડો છે. સારી રીતે પાડી શકાય તો છ શેર આઠ શેર મધ નીકળે.

પૂનમને હવે કેટલા દિવસ છે ? કાલ રાતે તો ઘણું અંધારું હતું.

તે ઘણા સમય સુધી એકીટશે મધપૂડો જોતો રહ્યો.

એકલાથી નહિ પાડી શકાય. ઝાડ પર ચડવાનું અને મધ પાડવાનું કામ તો નેપાળીવાસના ભીમનું જ. તેને કશાની બીક લાગતી નથી. ગમે તેટલા ઊંચા ઝાડ પર ચડીને ડાળીઓ કાપે છે. ભીમને જ સાથે લેવો પડશે.

બેથી કામ થઈ જશે. ગુલય નીચે ઊભો રહેશે, ભીમ ઉપર ચડી મધ પાડશે. આ દરમિયાન બીજા કોઈને ખબર ન પડે તો કામ થાય.

આજે સાંજે જ ભીમની સાથે ગોઠવણ કરી લેવી પડશે. તે રહ્યો ગંજેરી આદમી– ક્યારે, ક્યાં શું કરે છે, કોણ જાણે ?

ગુલયે ગાય–વાછરડાં ભેગાં કર્યાં. સૂરજ ડૂબવા માંડ્યો છે.

તડકો મીઠો અને નરમ થયો છે. ભીમની સાથે આજે સાંજે જ ગોઠવણ કરી લેવી પડશે.

એકાએક ગુલયની નજર પશ્ચિમના આકાશ પર પડી. તે તરફના જંગલના ઉઘાડમાંથી તેણે

ડૂબતા સૂરજના રંગથી સોનેરી બનેલી ક્ષિતિજ જોઈ. કોઈ અદૃશ્ય હાથ તે ઓગળેલા સોનામાં અબીલ ભેળવી ભેળવીને બધાં ઝાડઝાંખર પર મુઠ્ઠી ભરી ભરીને જાણે કે છાંટી રહ્યા છે. વરસાદમાં ધોવાયેલાં લીલાં પાંદડાં ઉજજ્વળ લાલ થઈ ઊઠ્યાં છે ! આકાશની છાતીમાં તરતાં વાદળાં હજારો રંગોથી રંગાઈ સુંદર બની ગયાં છે.

ગાય- બળદોની આંખો પણ ચમકી ઊઠી છે.

ગુલ્ચ સ્તબ્ધ બની ગયો, અભિભૂત થઈ ગયો, તે બધું ભૂલી ગયો..

જંગલમાં ક્યાંક કોઈ જંગલી ફૂલ ખીલ્યું હતું. દૂરથી આવતી તેની સુગંધ ગુલ્ચને નાકે આવી. પણ આંખનું મટકું માર્યા વિના તે એકીટશે આકાશભણી જોતો રહ્યો. સાંજની આ રંગલીલાએ તેના શૈશવ અને યૌવનને, અતીત અને ભવિષ્યને એકાકાર કરી દીધાં. તેનું અંતર છલકાઈ ઊઠ્યું. સૌન્દર્યના મોહે તેની સઘળી ગરીબાઈને મિટાવી દીધી.

સજીવ અને પ્રાચીન જંગલ, સજીવ અને નવીન આકાશ. ગુલ્ચે અનુભવ કર્યો કે પોતે એનું જ એક અંગ છે. આ આકાશ અને જંગલની ઉષ્મા લઈને તે મોટો થયો છે. તેના લોહીના કણેકણમાં પ્રકૃતિના આ નિબિડ કે ઉચ્છ્વાસનું સ્પંદન છે.

બધાં તેનાં પોતાનાં છે, તેના પ્રાણનાં ચિરપરિચિત છે.

એક આનંદ- વિહ્વળ મન લઈ, ગાય-બળદને આગળ આગળ હાંકતો ગુલચ ઘર ભણી વળ્યો. ભીની ધરતી પર પડતાં પગનાં પગલાં ચંચળ બની ગયાં.

હાથમાં રહેલી પરોણીથી તે બન્ને બાજુના છોડના પાંદડાં અમસ્તો જ ફટકારતો જતો હતો. મન સ્ફૂર્તિલું બની ગયું છે. સોનેરી રંગનું એક આકાશ તેની છાતીમાં પેસી ગયું છે.

સામેથી કાર્તિક આવતો હતો.

બન્ને મળ્યા.

"ગામથી ક્યારે આવ્યો, ગુલ્ચ ? "

પણ કાર્તિકના પ્રશ્નનો જવાબ આપવાની જરૂર નથી.

"અરે કાર્તિક –"

" શું છે ? "

" તું ઝાડ પર ચડી શકે છે ? ઘણું ઊંચું ઝાડ છે."

કાર્તિકથી નહિ થઈ શકે.

" વારુ, તો જા."

કાર્તિક ચાલ્યો ગયો.

જરા આગળ જતાં ગુલચને પજિર મળ્યો. પેલી બાજુથી આવતો હતો. ખભે હળ બનાવવા માટે એક લાકડું હતું.

" હળ ? "

. " હા. ભદ્રેશ્વરે પોતાના ઘરનું મોટું ઝાડ કપાવ્યું હતું. તેમાંથી આ કાઢ્યું છે. બે આના લીધા."

ગુલચે એક વાર હળનું લાકડું બરાબર જોયું, પછી પૂછ્યું – "પૂનમ ક્યારે છે રે ?

" પૂનમ ?" ખબર નથી, હજી કદાચ છ સાત દિવસ બાકી છે, આ દિવસોમાં વરસાદ એટલો પડે છે કે અજવાળિયું છે કે અંધારિયું તેની ખબર જ પડતી નથી."

"હં, ભલે, તો જા."

થોડે આઘે જઈ પજિરે ગુલચ્ય તરફ ફરીને જોયું અને મોટેથી પૂછ્યું.

" સાંભળ્યું છે કે તેં ઘણી જમીન ખેતીલાયક બનાવી છે."

" કોણ કહે છે ? બે ચાર વીઘાં કરી છે."

પજિર ચાલ્યો ગયો.

આ વખતે ચંદ્ર મળી ગયો.

ચંદ્રને નવા ડાલિમના, જૂના ડાલિમના, સિપસ્યિા ગામના બધા લોકો ઓળખે છે. તેના દાદા ગામના મુખી હતા. નામ હતું જીઉરામ. ઘણા લોકો ચંદ્રને મુખીના દીકરાનો દીકરો કહે છે.

ચંદ્રના બાપને થોડી ખર્ચાળ ટેવ હતી. મુખીની સંપત્તિ ઝાઝા દિવસ જાળવી શક્યો નહિ. સ્થિતિ દિવસે દિવસે બગડતી ગઈ. તોપણ ગામની નિશાળનું ભણતર પૂરું થતાં ચંદ્રને પોતાના પરિચિત શહેરના એક પરિચિત વકીલને ત્યાં મૂક્યો. ઘરનું કામકાજ કરશે અને હાઈસ્કૂલમાં ભણશે. ચંદ્ર ભણવામાં ઠોઠ ન હતો. પણ તે છઠ્ઠા ધોરણમાં આવ્યો ત્યારે તેનો બાપ સંગ્રહણીના રોગમાં એકાએક ગુજરી ગયો.

તે આગળ ન ભણી શક્યો. ગામમાં પાછો આવ્યો અને ખેતીવાડીમાં લાગી ગયો. તેનું ભણતર ત્યાં જ પૂરું થઈ ગયું છે, તેમ છતાં ડાલિમ ગામના લોકો માટે તો તે વિદ્વાન છે, મોટો

માણસ છે. લોકો તેને દસ વાતો પૂછે છે. તેની સલાહ લે છે, ઉપદેશ માગે છે. તે પોતે હિંમતવાળો હતો, ઉદાર મનનો હતો. તે કોઈથી બીતો નથી. તેને કોઈ પારકું-પોતાનું નથી. આખા ગામને તે પોતાનું ઘર સમજે છે.

વાસ્તવમાં તે કોઈ પ્રત્યે પક્ષપાત કરે એવો માણસ નથી, જે પક્ષ ઉચિત અને ન્યાયસંગત હોય, તેને જ તે ટેકો આપે છે. તેને લીધે ગામના ઘણા લોકો તેનાથી બીએ છે, પણ તેનો કોઈ દુશ્મન નથી. આજ સુધી તેણે કોઈનું ખરાબ કર્યું નથી.

ચંદ્ર હવે જુવાન છે, હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્ત, ઘરની ખેતીવાડી તે પોતે જ સંભાળે છે. તેની મા અને નાની બહેન રોપવા-વાઢવાનું કરે છે અને તે ખેડવાનું કામ કરે છે. ગામના માણસો પણ જરૂર પડ્યે તેને મદદ કરે છે અને તે પણ મદદ કરવામાં પાછો પડતો નથી. જેવી રીતે તે બધાને ખુલ્લા મનથી સલાહ-શિખામણ આપે છે, તેવી રીતે ગાંઠના પૈસા પણ, જો પાસે હોય તો, ઉદારતાથી ખર્ચે છે. ગામમાં ઓછા ખોવાનો છે ? ગામના બધા લોકો તેનાથી બીએ છે. અવારનવાર તે શહેરમાં જાય છે. કહે છે કે હાકેમના મોઢા સામે જોઈનેય વાતો કરે છે. ગામનો તે ભરોસો છે. ક્યારેક તે લડાઈ ઝઘડો નથી કરતો એવું નથી. ખૂબ ખૂબ વાતો કરે છે. જોકે બહુ અંગ્રેજી ભણ્યો નથી, પણ અંગ્રેજી બોલે છે. ગામનાં અંગ્રેજી ન જાણતા છોકરા-છોકરીઓ દંગ થઈ જાય છે. પગમાં જોડા નથી પહેરતો, પણ સસ્તા જાડા કપડાનું પેન્ટ અને રંગબેરંગી ચિત્રોવાળા કાપડનું હવાઈ શર્ટ પહેરે છે. સમોવડિયા સાથે અંગ્રેજી અને આસામી શબ્દો એકસરખા વટથી વાપરે છે. ઉંમર લગભગ વીસની હશે. ગામની ઘણી છોકરીઓને ધમકી આપીને પોતે પણ ગાળો ખાધી છે. લગ્ન હજી કર્યું નથી.

અનેક રીતે ચંદ્ર પૈસા કમાય છે. વિપત્તિમાં કોઈને તે દસ પાંચ રૂપિયા ઉધાર પણ આપી શકે છે.

પણ તેની દાનશીલતામાં એક વિશેષ વસ્તુ છે, જે તે વિના માગ્યે પણ બધાંને આપે છે. તે- છે તેનો ઉપદેશ. તે બધાંને બધી બાબતમાં ઉત્તમ સલાહ આપી શકે છે- આપે છે. ધન ન હોવા છતાં મન તેનું મોટું છે.

તેની સલાહ કોઈને કામમાં આવે છે, કોઈને નથી આવતી.

તે ઉપરાંત, તેની પાસે ત્રણ ચીજો હંમેશાં રહે છે : બીડી, નિકલની ક્લિપની છ આનાવાળી એક ઈન્ડિપેન અને એક ક્લિપવાળો પ્લાસ્ટિકનો કાંસકો.આસામીમાં-અંગ્રેજીમાં. તે પોતાના નામની સહી કરી શકે છે-સુંદર રીતે.

ઘર ભણી જતાં બંનેએ પોતપોતાનો રસ્તો લીધો હતો.

ચંદ્રને જોઈ ગુલ્ચ્ય થંભી ગયો.

" ક્યાં જાય છે ચંદ્ર ?"

" શોભાન બરપાઈને ત્યાં જઈ આવું."

" સાંજે નીકળ્યો છે ? જો ને, એકાદ બીડી હોય તો આપ ને !

" વૉટ ! કેટલી બીડી પીશ ? માચિસ છે ?

"તું તારે આપ ને ! પેલાને ત્યાંથી સળગાવી લાવીશ. "

ચંદ્રે એક બીડી કાઢી ગુલ્ચ્યને આપી.

"ક્યાં ગયો હતો ? "

"જરા ઢોરાં ચરાવી આવ્યો. ઊભો રહે, બીડી સળગાવી આવું."

પાસેના એક ઘેરથી ગુલ્ચ્ય બીડી સળંગાવી આવ્યો. દરમિયાન ખિસ્સામાંથી કાંસકો કાઢીને ચંદ્ર માથું ઓળવા લાગ્યો.

તેણે પણ ગુલચની બીડીથી પોતાની બીડી સળગાવી.

"ન્યૂજ તને મળ્યા કે નહિ ?"

ગુલ્ચ્યે માથું ઊંચું કરી ચંદ્ર તરફ જોયું .

" શું ? "

" એનિમાઈને પરણાવી દેવાના છે ને ? સિપસ્યિા ગામનો કોઈ એક કેન્ડિડેટ તૈયાર થયો છે. સાલાની હિંમત તો જુઓ!"

ચંદ્રની વાત બરાબર ન સમજાતાં ગુલ્ચ્યે પૂછ્યું, "તેં ક્યાં સાંભળ્યું ? "

" આઈ નો એવરી થિંગ, શું વિચારે છે ? તું જો કહે તો હું એને ઠેકાણે લાવી શકું તેમ છું. એનિમાઈના બાપે તને ઓછો ઈન્સલ્ટ કર્યો છે ?"

" એ બધું ના કહીશ. જ્યાં જેને પરણવું હોય, ભલે પરણે. એક વાર તેને લાવીને જે થવાનું હતું તે થઈ ગયું. "

" તું એક ગધેડો છે. હું હોત તો શું તેને આમ છોડી દેત ? વ્હોટ એવર રિઝલ્ટ, હું બધાને ઠીક કરી દેત. તારો બાપ પણ ભારે બદમાશ છે."

પોતાના બાપ માટે ચંદ્રનુ આવી જાતનું કહેવું ગુલચ્યને ન ગમ્યું. તે ચૂપ થઈ ગયો.

" તો શું તું મૅરેજ નહિ કરે ? " ચંદ્રે પૂછ્યુ.

" અત્યારે કેવી રીતે કરું ? ઘરબાર ધનસંપત્તિ કશુંય તો છે નહિ."

" માર ગોળી ઘરબારને એક બ્યુટીફુલ છોકરી પસંદ કર. મને પોઈન્ટ આઉટ કર, હું બધું ઠીક કરી દઈશ–યુ સી."

આજુબાજુ જોઈને ગુલચ્ય બોલ્યો, " તરા તને કેવી લાગે છે ? "

" તરા ? કઈ તરા ? કપાહી કોઈની છોકરી ? બ્યુટીફૂલ ! તો આટલા દિવસ થયા મને કહ્યું કેમ નહિ ? તેની તો માસી પણ હજી બ્યુટીફુલ રહી છે. એકદમ યંગ ગર્લ જેવી."

વિનંતીના સૂરમાં ગુલચે કહ્યું–"આ વાત તું કોઈની આગળ ના કહેતો ચંદ્ર. મેં તને એકલાને જ કરી છે. હજી તો મનમાં વિચાર કરું છું. પહેલેથી થોડી વ્યવસ્થા કર્યા વિના– "

" માર ગોળી. એવરિ થિંગ થઈ જશે. આઈ એમ હેલ્પ યુ. લે, બીજી એક બીડી પી લે. હું જાઉં. નો ટાઈમ. હું બધું ઠીક કરી દઈશ. –જા."

ચંદ્ર હરખાતો ચાલ્યો ગયો. ગુલચ્યે પણ પગ ઉપાડ્યા. તેના મનમાં પણ આનંદ જાગ્યો હતો. મુઠ્ઠીમાં બીડી રાખી તે ઘેર પહોંચ્યો. ઉપરાઉપરી બે બીડી મળે એટલે તે પી જવી બરાબર નથી. બીજી બીડી રાતે વાળુ કર્યા પછી પીશે.

વાદળ વીખરાવા માંડ્યાં છે. ચાંદની નીકળવા લાગી છે. બે એક દિવસમાં પૂનમ થશે. પામ પર તે બે દિવસ મોડો જશે તો કોઈ નુકસાન થવાનું નથી. આ મધપૂડાને છોડી ન શકાય.

વાળુ કરીને રાતે જ ગુલચ ભીમને ત્યાં ગયો.ભીમે ગણતરી કરીને કહ્યું, "પૂનમને હજી ત્રણ દિવસ બાકી છે પરમ દિવસે પણ ધ્યાનમાં આવે તો મધ મળશે. છે ક્યાં ? "

" તું પોતે જ જોજે ને ! બહુ જ મોટો મધપૂડો છે. તો પરમ દિવસે જઈશું ."

ભીમની સાથે ગોઠવણ થઈ ગઈ છે, બીજા કોઈને પણ સાથે નહિ લે. રાતે વાળુ કર્યા પછી બન્ને જણ જશે, બે માટલી પણ સાથે લઈ જશે. નિસરણીની જરૂર નહિ પડે. બન્ને જણ બે દાવ લઈ લેશે. વાઘ વગેરેની બીક છે અને તે ઉપરાંત વળી રાતનો વખત છે.

નેપાળીઓના વાસમાંથી તેણે સીધો ઘરનો જ રસ્તો લીધો હતો, પણ એક વાર તરાને જોવાની ઈચ્છા થઈ. તે જાય છે ત્યારે કપાહી વચ્ચે ટપકી પડે છે, તેને જરા આઘી રાખે છે. તેના મનના ભાવ કદાચ કપાહી સમજી ગઈ છે.

"કેમ દીદી, સૂઈ ગઈ કે શું ? દરવાજા પાસે ઊભા રહી તેણે ધીમેથી સાદ પાડ્યો.

" હા, કોણ છે ?" આછી ઊંઘમાંથી જાગીને કપાહીએ જવાબ આપ્યો.

" હું જ છું. સૂઈ ગઈ હોય તો રહેવા દે, ઊઠવાની જરૂર નથી. રાત પણ સારી એવી થઈ ગઈ છે. "

કપાહીએ બારણું ઉઘાડ્યું. તરા ઊંઘી ગઈ હતી.

" આવ, અંદર આવ– આટલી રાતે ક્યાંથી આવે છે ? "

" અહીં એક જગાએ ગયો હતો."– ગુલ્ચ્ય બેઠો.

કપાહીએ જોસથી બારણું બંધ કર્યું.

" મને થયું, કે તું પામે જતો રહ્યો હોઈશ. આ દિવસોમાં એકે વખત ના આવ્યો."

દીવો ઉપાડી, હલાવી બોલી," આમાં જરાય ઘાસલેટ નથી. "

ગુલ્ચ્યે કહ્યું, " તરા ક્યાં છે ? ઊંઘી ગઈ છે ? "

" તે બહુ વહેલી સૂઈ ગઈ છે. હજી તો નાની છે. પથારીમાં પડતાંવેંત જ તેને ઊંઘ આવી જાય છે. અમારા જેવું ઓછું છે– દુનિયાની હજાર ચિંતાઓ, ઊંઘ જલદી આવતી જ નથી ને ."

દીવાનું અજવાળું ઓછું થતું જતું હતું. ગુલ્ચ્યે એક વાર કપાહી ભણી જોઈને કહ્યું.

" અમસ્તો જ આવ્યો હતો. તું ઊંઘી જા, હું જાઉં છું."

"જવું જ છે ? જરા બેસ. એકાદ પાન પણ નહીં ખાય ? "

" અત્યારે રહેવા દે."

ગુલ્ચ્ય ઊભો થઈ ગયો.

" તો જા. પામે ક્યારે જઈશ ? "

" કદાચ ચોથા દિવસ સુધીમાં. કેમ ?"

" તો પરમ દહાડે તું અહીં છે ?"

" હા–"

" પરમ દહાડે રાતે જો બની શકે તો એક વાર આવજે. થોડી વાત કરવી છે. "

" બનશે તો આવી જઈશ, પણ વહેલા નહિ અવાય."

"ક્યાંય જવાનો છે શું ?"

મધપૂડાની વાત ન કહેવાનું જ તેને યોગ્ય લાગ્યું.

જરા વિચારીને તેણે કહ્યું –" આપણા ઉપર બધાની આંખો મંડાયેલી છે, એ તું જાણે જ છે. હું વહેલો આવું અને કોઈ જોઈ લે અને આડીઅવળી વાતો કરતો ફરે, એવી મારી ઈચ્છા નથી ."

બારણા પાસે આવી કપાહીએ કહ્યું, "પરમ દહાડે તરાને તેના મામાએ બોલાવી છે. હું એકલી જ હોઈશ, આવજે. મને એકલાં બીક લાગે છે."

" વારુ, આવીશ દીદી, અત્યારે જાઉં."

ગુલ્ચ્ય ધીમે ધીમે ચાલ્યો ગયો.

થોડી વાર રોકાઈ કપાહીએ અંદર આવી બારણું બંધ કર્યું.

રસ્તા પર આવી ગુલ્ચ્યે ચંદ્ર તરફ જોયું. પરમ દિવસે તેરસ કે ચૌદશની પૂર્ણિમા છે. ખૂબ સુંદર ચંદ્ર નીકળ્યો છે. મન જાણે ઊડવા માંડે છે.

પણ પરમ દિવસે મધ પાડ્યા પછી જ કપાહી દીદીને ત્યાં જઈ શકાશે. કેટલી રાત થશે, કોઈ ઠેકાણું નહિ.

પણ તરા તો તે દિવસે ઘરમાં હશે નહિ. તરા ન હોય તો જવાનું ગમતું નથી. તે ખૂબ સુંદર થઈ ગઈ છે. એનિમાઈ કરતાં પણ વધારે સુંદર. ગામનો કોઈ જુવાનિયો ઉપાડી ન જાય ! તેને મા નથી–તે પોતે જ જો ભાગી જાય તો દીદી શું કરી શકવાની હતી ? ચંદ્ર મારફતે વાત જલદી કહેવડાવવી પડશે. શરમ લાગવા જેવી તેમાં શી વાત છે ? મોકો મળતાં પરમ દહાડે હું પોતે જ કહી દઈશ. બન્નેને પામ પર લઈ જઈશ. માને પણ લઈ જઈશ. થોડી વધારે જમીન ખેડવાલાયક કરી શકાય અને એક જોડી સારા બળદ લઈ શકાય તો, આ ત્રણ રોપણી કરનારથી પાંચ–છ એકર જમીન સહેલાઈથી વાવી શકાય. ખેર, તરાનું ભાગ્ય જ કોણ જાણે મારું અને માનુ ભાગ્ય ખોલી નાખે.

ના, ચંદ્ર મારફતે કહેવડાવવાની જરૂર નથી, હું જાતે જ કહીશ. એનિમાઈનું લગ્ન થવા દે, હું તરા સાથે લગ્ન કરીશ. તરા આગળ એનિમાઈની શી વિસાત ? તરાને વહુ રૂપે મેળવીને મા પણ સુખી થશે, તરા જો ના ન પાડે તો ?

# પાંચ

" કોણ ?" ખટ્ દઈને બારણું ખોલવાનો અવાજ સાંભળી માએ પૂછ્યું.

" હું છું—મા. સૂઈ ગઈ કે શું ? જોઉં, દીવો પેટાવ –" સૂવાનું છોડી મા ઊઠી.

" આટલી પહોર રાતે ક્યાં ગયો હતો ? ફરીથી રાતે રખડવાની ટેવ પડી કે શું ?"

દીવો સળગાવીને તેની મા બહાર આવી.

" રખડવા નહોતો ગયો, ભીમને ત્યાં ગયો હતો."

તે પછી તેણે મધ પાડવાની યોજનાની આખી વાત માને કહી. સાંભળીને મા રાજી થઈ.

" મને થયું કે તારા બાપની ખબર કાઢવા ગયો હોઈશ."

ગુલચ ઊકળી ઊઠ્યો–" એ બધી વાત મને ના કરીશ. કોઈ મરતું હોય તો ભલે મરે. પણ જો તને જોઈ આવવાનું મન થતું હોય તો જા તું જોઈ આવ. તમને લોકોને કંઈ લાજ–શરમ જેવું છે ? "

મા પણ ઊકળી ઊઠી –" મારે શી ગરજ છે ? પટરાણી છે. દીકરાની વહુ છે, ખૂબ સેવા–ચાકરી થતી હશે. મરવાને વખતે મોઢામાં એક ટીપું પાણી કોણ રેડે છે, તે જોઈશ."

માની વાત સાંભળીને ગુલચને ખુશી થઈ. તેની જેમ તેની મા પણ વેણ રાખનારી છે.

" વારુ, રાત ઘણી વીતી ગઈ છે, જા, સૂઈ જા. અત્યારે બૂમબરાડા પાડવાની જરૂર નથી." ગુલચે કહ્યું.

" તારા કહેવાથી જ નથી થવાનું. રાત રખડી રખડીને એક વાર એક જણીને ઘરમાં ઘાલી તે શું સવાયાં ફેર્યાં હતાં, તને લાજ નથી ? ભીમને ઘેર જા, જેને ઘેર જવું હોય ત્યાં જા, પણ દહાડાના વખતે જા. ગામ આખાને બીજું કામ જ શું છે ? કોણ કોના ઘેર ગયો, કોની નજર કોના ઉપર પડી છે– તેનાં લેખાંજોખાં કાઢવાનું કામ છે. દુશ્મનને મોઢે મેશ ચોપડી દે."

" હું તો પામે જ જતો રહીશ. બસ ઘર બનાવી લઉં, પછી તને પણ ત્યાં લઈ જઈશ."

માએ એના મોઢા તરફ જોયું.

" મારી સાથે મજાક ન કરીશ. આ જનમભોમકા છોડીને હું તારા પેલી પારના પામમાં રહેવા જઈશ, એમ ? મરીશ તો અહીં મરીશ, ગામની બહાર શા માટે જાઉં ?" સખત શબ્દોમાં માએ કહ્યું.

" ત્યાં શું માણસો નથી રહેતા ? જો થોડી વધારે જમીન ખેતીયોગ્ય કરી શકું તો અહીં કરતાં ત્યાં વધારે સુખથી રહીશું."

" તારું સુખ રહેવા દે, સ્થાન છોડીને જવું એટલે પોતાનું માન ખોવું. મારા ગામમાં ઝૂંપડીમાં રહીશ અને ભીખીને ખાઈશ, પણ અહીંથી શા માટે જાઉં ? તારે જે કરવું હોય તે કર. મને ના કહીશ."

માની વાત સાંભળી ગુલચ્યને જરા બીક લાગી. તેની માએ એક પણ ખોટી વાત નથી કરી. પોતાની વાતોથી માને ભુલાવામાં નાખી શકાય તેમ નથી.

બટવામાંથી સોપારીનો એક ટુકડો લઈ તેણે મોંમાં મૂક્યો અને ખમીસના ગજવામાંથી અડધી બળેલી બીડીનું ઠૂંઠું કાઢીને સળગાવવા લાગ્યો.

તેની માએ કહ્યું, "પામમાં ઘર–બર બનાવવાની જરૂર નથી. બની શકે તો અહીં આટલામાં સારી એવી જગા જોઈને સરખું સારું એક મકાન બનાવ. પાણી–ગળતા ઘરમાં ક્યાં સુધી રહીશું ? "

ગુલચ્ય ચૂપ રહ્યો.

જુવાન હોવા છતા બીજાઓની જેમ તે સતત કામ નથી કરી શકતો. તેનું મન ખૂબ ભાવુક છે. એકાદ સુંદર પાંદડુંય જુએ તો જોવામાં બીજાં કામ તે ભૂલી જતો, આકાશમાં ઊડતાં વાદળો તરફ જુએ, તો ખાવા–પીવાનું યાદ ન રહેતું. જંગલમાં ક્યાંક કોઈ પંખીનો અવાજ સાંભળીને પણ તે વ્યાકુળ થઈ જતો. તે કોઈ પણ કામમાં એકાગ્રતાથી વળગી રહી શકતો નહોતો.

માને જે કહેવું હોય તે કહે, પામમાં જ એક સરસ મકાન બનાવવું પડશે. નદીને કિનારે એક સુંદર એવું એક સુઘડ મકાન. તરા માટે.

વહુના હાથની રસોઈ ખાવા મળશે એટલે માનો ગુસ્સો સમાપ્ત થઈ જશે. તરા જો એની થોડી સેવા કરશે તો બધું બરાબર થઈ રહેશે.

ચટાઈ પર પડ્યે પડ્યે તેની મા જાણે પોતાને જ કહેતી હોય તેમ ધીમે અવાજે બોલી, "તેની સાથેનાં બધાં પરણી ગયાં છે અને તેમને છોકરાંછૈયાં પણ થયાં છે. આમ ને આમ ભટકવાથી ઘર કેવી રીતે વસે ? માણસ પોતાના જીવને સ્થિર કરે, ત્યારે કંઈક બને. આ તો ફરંદા થઈ ગયા. આવો જુવાનજોધ થયો તોયે ઘર બરાબર કરવાનો કોઈ ઉમંગ જ નથી. આખો વખત ભટકવાથી જ ઘરબાર થશે, ખાવા-કપડાંનું થશે ! "

બીડીની છેલ્લી ફૂંક મારીને ગુલચે કહ્યું- " આમ તેમ ગયા વિના, ઘરમાં બેસીને તારા મોઢા ભણી તાક્યા કરવાથી જ પેટ ભરાઈ જશે ? તારે ન આવવું હોય તો અહીં રહે જે. હું તો પામમાં જ ઘરબાર બનાવીશ. જે થવું હોય તે થાય."

તેની મા કંઈ બોલી નહિ.

થોડી વાર પછી તેને ઊંઘ આવી ગઈ.

ચટાઈ જમીન પર પાથરીને તેલથી ચોપડું થયેલા ઓશીકા પર માથું રાખી ગુલચે લંબાવ્યું. તેણે હજી આંખો બંધ નહોતી કરી. કાળી પડેલી છત તરફ જોતાં જોતાં તેણે વિચાર્યું, આવી રીતે વધારે દહાડા હવે નહિ રહી શકાય. કપાહી તરાની બાબતમાં આનાકાની કરે તો એને જબરજસ્તીથી લઈ આવવી પડશે., ચંદ્રની સલાહ-શિખામણ લેવી પડશે. કપાહી બદનામ સ્ત્રી છે, તરાની પોતાની મા પણ નથી. બીજું કોણ તરા સાથે લગ્ન કરવાનું છે ? પામમાં જ ઘર સારી રીતે બનાવી લઉં. તરાને જો ભગાડીને લઈ જવી જ પડે તો પામમાં જ લઈ જઈશ. ત્યાં જલદી કોઈ શોધી પણ નહિ શકે. અને એક વાર લઈ આવ્યા પછી કોણ એને શોધતું આવવાનું છે ?

ઘાસતેલ વગરના ખડિયાનું અજવાળું ઓછું ઓછું થતું ગયું અને છેવટે બુઝાઈ ગયું. છાપરાના એક કાણામાંથી ચાંદનીની એક પીળી રેખા આવીને તેના ઓશીકા પાસે પડી. તે કેટલીક વાર સુધી જોઈ રહ્યો. ખચકાયા વિના, ચાંદની અંદર ચાલી આવી છે. તેણે હાથ લાંબો કરીને હથેલી ધરી. તેની હથેલીમાં સફેદ ચાંદનીનું એક ચાંદરણું છે...

૭

ડાલિમ ગામનો સફ્યિત જરા પૈસાવાળો માણસ છે. પૂરા ચૌદ એકર તો એની વાવવાની જમીન છે. પેલી પાસ્ના પામમાં પણ તેની લગભગ નવ એકર સ્વીપાક્ની જમીન છે. અઢાર વર્ષની ઉંમરે તેણે લગ્ન કર્યું હતું. અત્યારે અડસઠ થયાં છે. હજીય સ્વાસ્થ્ય તદ્દન સારું છે.

સફિ ડોસાને પાંચ દીકરીઓ છે, તે બધીનાં લગ્ન ક્યારનાંય થઈ ગયાં છે, છૈયાંછોકરાં થયાં છે. બે દીકરા છે–દીકરીઓથી નાના છે. મોટો છોકરો રફિયત. રફ્યિતનું લગ્ન પણ ઘણાં વર્ષ પહેલાં થઈ ગયું છે. બે દીકરીઓ થઈ છે. નાનાનું લગ્ન હજી થયું નથી. તે બત્રીસ વટાવી ચૂક્યો છે.

લગ્ન ન થવાનાં ઘણાં કારણ છે.

તેનુ નામ છે બકિ. બકિ ઠીંગણો છે, તેની ઊંચાઈ સાડા ત્રણ ફૂટ છે. એક આંખે જન્મથી જ બાડો છે. ડાબા હાથની બે આંગળીએ એક એક ટેરવું નથી. આ ઉપરાંત તેનું મો પણ જરા વાંકું છે. આગળના દાંત કંઈક એવી રીતે નીકળેલા હતા કે તે હંમેશાં હસતો હોય એવું લાગતું.

બકિમાં જરા ઓછી અક્કલ હતી. ગામલોકોએ 'બુદ્ધુ' કહી ચીઢવી ચીઢવીને તેનામાં જે થોડી ઘણી પણ અક્કલ હતી તે ખોવડાવી દીધી હતી.

સફિ ડોસાને બકિને માટે ખાસ અફસોસ નહોતો, પણ થોડી ચિંતા જરૂર હતી. સૌથી મોટી ચિંતા તેને માટે ક્યાંકથી એક કન્યા શોધી લાવવાની હતી. ગામમાં લંગડો, લૂલો, બાડો કોઈ પણ પરણ્યા વગરનો નથી રહેતો. લગ્ન કરાવું તે સુન્નત છે. ફરજિયાત ધર્મ છે. લગ્નનું પરિણામ જે આવવું હોય તે આવે. લગ્ન ન કરવું તે ગુનો છે, પાપ છે.

સફિ ડોસાનું માનવું છે કે નાના દીકરાનું લગ્ન નહિ કરાવી શકે તો બાપની ફરજમાંથી પોતે ચૂક્યો ગણાશે. એક છોકરી ગમે ત્યાંથી લાવવી પડશે.

પણ ' ગમે ત્યાંથી ' કહેવાથી કામ નહિ ચાલે. સફિયતની વહુ રૂપ અને ગુણમાં દસ જણની આંખોમાં વસે તેવી હોવી જોઈએ. બુદ્ધુ ભલે હોય, બકિ છે તો સફિનો દીકરો.

અને એવી છોકરી છે કપાહીની ભાણી તરા.

કપાહીની બદનામીની વાત તો હવે જૂની થઈ ગઈ છે અને સફિની વહુ તરફ આંગળી કરનાર માણસો તો ગામમાં બહુ ઓછા છે. છે એક માત્ર પેલો બદમાશ ચંદ્ર . તેની જરા બીક છે. તે હિંદુ–મુસલમાન, ગુરુ–ગોસાંઈનો ભેદ નથી માનતો.

કપાહી અને તરા સફિના ખેતરમાં રોપણી કરવા જાય છે. કપાહી તેને ઘેર ડાંગર ખાંડે છે અને પાણી ભરે છે. બફિએ તરાને જોઈ છે.

તરા પણ તેને 'ભાઈ' કહીને બોલાવે છે. દેખાવે બફિ એટલો સારો નથી, પણ શું એ મર્દ નથી .?

દસ–બાર વર્ષ પહેલાં કપાહીથી સફિ પોતે ખેંચાયો હતો. કપાહીને સમજાય તેમ, તેના ભણી થોડો ઘણો પ્રેમભાવ પણ બતાવ્યો હતો. તેના ઘેર જઈ તેના ખબર અંતર પણ પૂછ્યા હતા. પણ એક દિવસ કપાહીના ઘરમાં પોતાના બેટા રફિને જોયો, ત્યારથી કપાહી સાથેનો સંબંધ તેણે કાપી નાખ્યો હતો. પોતાની ઈજ્જત–આબરૂને કેમ સાચવવાં તે સફિયત બરાબર જાણે છે.

બીજે જ દિવસે પોતાના દીકરા રફિને પણ ધમકી આપી કે કપાહીને ત્યાં રાત્રે જવાનું તે બંધ નહિ કરે તો પોતે તેને ઘેરથી કાઢી મૂકશે. વાઘથી બીએ તેમ આ રફિ બાપથી બીતો. અને આમ, કપાહીની ફોઈની માનમર્યાદાને ધોકો ન પહોંચ્યો.

બફિ માટે ડોસાએ એકબે જગાએ છોકરી જોઈ હતી. પણ કોઈ નામ સાંભળવા પણ તૈયાર નથી. એક–બેએ તો ગાળ આપીને કઠોર વેણ પણ સંભળાવી દીધાં. એ બાડિયાને પોતાની દીકરી આપવા કરતાં તેના કકડા કરી, કોથળામાં ભરી ધનશિરિમાં વહાવી દેવી સારી. સફિયતની વહુ ન થવાથી અમારી દીકરીને જો ભૂખે મરવું પડતું હોય તો ભલે.

સફિયતને સમજાયું. છોકરો જોઈને જ છોકરી લાવવી જોઈએ. તે બુદ્ધુ માટે એક સારી છોકરી લઈ પણ આવીએ તો તે એના નાકે દમ લાવી દેશે.

હમણાં થોડા દિવસથી તેની નજર તરા પર પડી છે.

તરા સફિયતની વહુ બનવાને યોગ્ય છોકરી છે. ન આપવાની વાત જ અહીં નથી. કપાહી જેવી ગરીબ સ્ત્રી સફિની વાત કેમ કરી ના માને ? ઊલટાની એ કદાચ પોતાને આ માટે નસીબવાન માનશે. કપાહીની વાત કોણ નથી જાણતું ?

ગામમાં સફિયત વિષે પણ અનેક વાતો ફેલાયેલી છે. સફિયત અફીણી છે, કંજૂસ છે, વ્યાજખાઉ છે એવી એવી અનેક અપયશ અને કલંકની વાતો છે. કેટલીક વાતો તો સ્વતઃસિદ્ધ કિંવદન્તી રૂપે પ્રચલિત છે.

કહેવાય છે કે પોતાના લગ્ન વખતે સફિયત બે રૂપિયા બાર આના આપીને ગોલા

શહેરમાંથી એક જોડી ચામડાના જોડા લાવ્યો હતો લગભગ ચાલીસ વર્ષ પહેલાં. તે જોડા આજેય જેવા ને તેવા જ છે. કપડાના ટુકડામાં વીટાળીને તેને માંચડા પર મૂકી રાખ્યા છે. ગામમાં કોઈ લગ્નપ્રસંગ હોય કે ઈદ–બકરી ઈદ જેવો તહેવાર હોય ત્યારે કલાક–અડધા કલાક માટે તે પહેરી લે છે, તે પછી બરાબર લૂછી સાફ કરી ફરીથી માંચડા પર મૂકી દે છે.

તેના છોકરા રફિને પોતાના લગ્ન વખતે નવા જોડા ખરીદવાની ઈચ્છા હતી. ડોસાએ ધમકી આપીને કહ્યું હતું–" ઘરમાં એક જોડી નવા જોડા તો છે. તેનાથી કામ ચાલી જશે. જોડીઓની જોડી જૂતાં ખરીદવા માટે અહીં શું પૈસાનો મિનારો બનાવી રાખ્યો છે ? "

બાપના જ જોડા પહેરીને રફિ વરરાજા બની, હાથી પર સવાર થઈ લગ્ન કરવા ગયો હતો.

બીજી એક વાત છે, સફિયતના કોટની.

પંદર વર્ષ પહેલાં જમીન અંગે એક મુકદ્દમો થયો હતો. મુકદ્દમામાં જીતવાની ખુશીમાં સફિયત એક રૂપિયો છ આનામાં લીલામમાં એક લાલ ગરમ કોટ ખરીદી લાવ્યો હતો. લગભગ તેના માપનો, માત્ર જરાક ખૂલતો છે. ઘેરથી ક્યાંક બહાર જવું હોય તો સફિયત ખમીસ કે ગંજી ઉપર તે લાલ કોટ ચઢાવીને જાય છે – પછી પોષનો મહિનો હોય કે જેઠનો.

પોશાક તો પોશાક છે, પહેરવા માટે છે.' ટાઢ–તાપ સાથે પોશાકને શી લેવાદેવા ?

લાલ કોટ પહેરવાથી ડોસો દેખાવે સુંદર લાગે છે. છાતી સુધી પહોંચતી સફેદ દાઢી અને દાંતની મજબૂત બત્રીસીવાળા મોં સાથે ડોસો સુંદર લાગતો.

ગરમીના દિવસોમાં તે જ્યારે કોટ પહેરતો ત્યારે જરા પરસેવો વળતો. પણ કોટને કારણે પરસેવો વળે છે, તેનો શો અર્થ ?

ત્રીજી વાત છે સફિયતનાં કૂતરાંની.

ગામના લોકોને યાદ છે તે સમયથી સફિયતને ઘેર કૂતરાંનું એક ઝુંડ રહેતું આવ્યું છે. ખૂબ જોરદાર કૂતરાં. સફિ કોઈને પણ તેમનું કુરકુરિયું આપતો નહિ–નસલ વધી જાય. કોઈ ચોર બદમાશ આ બાજુ મોં કરવાની હિંમત કરતો નથી.

કૂતરાં નથી, વાઘ છે.

ડોસાને ઘણો પ્રેમ છે કૂતરાં પર. પોતાની થાળીમાંથી જ્યાં સુધી કૂતરાંને એક એક મૂઠી ભાત આપે નહિ ત્યાં સુધી તેની ભૂખ મટતી નથી. કૂતરાં પણ ડોસાને ઘણા વફાદાર છે. ક્યાંક બહાર જાય તો બે કૂતરાં તેની સાથે જતાં જ. પણ ડોસો કૂતરાંને હાથથી અડતો નહિ. કૂતરો

નાપાક–અપવિત્ર હોય છે ને ! કૂતરાને અડવાથી વજૂ નકામું જાય. નમાજ ન પઢી શકાય. પણ ગામમાં કોઈ જમણવાર હોય તો ત્યાંથી જેમ કોઈ પોતાના ઘરનાં માણસો માટે બાંધીને ખાવાનું લઈ જાય તેમ તે પોતાનાં કૂતરાં માટે ભાત, માંસ, પોટલીમાં બાંધીને લઈ જાય છે અને પોતાના હાથે ખવડાવે છે. પોતાના પૌત્રોનેય તે આટલો પ્રેમ નથી કરતો.

ચોથી વાત છે સફિયતની વાડીના મીઠા આંબાની.

એમાંના કેટલાક આંબા તો સફિયતનો બાપ વાવી ગયો હતો. કેટલાક ડોસાએ પોતે વાવ્યા હતા. આ આંબાની કેરીઓ ખરેખર સારી છે. રસાળ, સ્વાદિષ્ટ–ગોળ જેવી. કાચી ખાવાની કેરીઓ પણ છે, પાકી ખાવાની કેરીઓ પણ છે. ડોસાની વાડી જેવા આંબા ગામમાં બે–ચાર જ છે.

કેરી પાકવાને ટાણે કોઈ ડોસાને ત્યાં આવે, તો ડોસો ખૂબ આગ્રહ કરીને પોતાના બાગની કેરી ખાવા આપતો. પણ ખાતી વખતે તે સામે જ રહે છે– કોઈને પણ તેનો ગોટલો લઈ જવા દેતો નથી. ગોટલો જવાથી તેનીય નસલ બીજે જતી રહે. કોઈને બીજ ન આપવું. ભાત ખાવા અપાય, સાથે આંગળી થોડી અપાય છે ? બીજ ન આપવું. બીજ જાય તો લક્ષ્મી ચાલી જાય.

પણ જો બીજાને ત્યાં કોઈ સારા ફળનું બીજ મળી જાય તો ડોસો કોઈ પણ હિસાબે લાવીને પોતાને ત્યાં લગાવતો, પછી તે આંબો હોય, ફણસ હોય, દાડમ હોય કે બીજું કોઈ ફળ હોય. અને ડોસાના હાથમાં તો લક્ષ્મી છે. રસકસ વગરની જમીનમાં વાવે તોય તેમાં ઊગે છે.

લગ્ન પહેલાં દાઢી ન રાખવાની વાત અંગે રફિએ પોતાના બાપ સાથે ઝઘડો કર્યો હતો. પણ ડોસાની ધમકીથી જ એનું મોઢું દાઢીથી ભરાવા લાગ્યું.

" રોજ દાઢી કરીને સ્ત્રીના જેવું મોઢું બનાવીને ફરતાં શરમ નથી આવતી ? અને કમાય છે કેટલું ? અસ્તરાની કિંમત બે રૂપિયા છે, અને તે ચાલે કેટલા દહાડા ? રોજ દાઢી કરતાં બે રૂપિયાવાળો અસ્તરો ચાલી ચાલીને કેટલું ચાલવાનો હતો ? હદમાં હદ ત્રણ વરસ. તે પછી જાઓ પાછા ગોલા–ધાર કઢાવવાના થાય બે આના, એટલું ખર્ચ કરવા આપણી પાસે નથી. દાઢી રાખ, અલ્લાહનું નૂર છે. "

લગ્ન વખતે વરરાજા બનીને જતા રફિએ દાઢી કાતરથી જ કપાવી હતી. અસ્તરો નહોતો લગાડ્યો.

આમેય ડાલિમ ગામમાં કોઈ નાઈ નથી. આખા ગામમાં માત્ર ચાર–પાંચ કાતરો છે. તેમાં

કનબાપ દરજીની કાતર સારી અને ધારવાળી છે. પણ તેનાથી તે કાપડ કાપે છે, વાળ કાપવા દેતો નથી. ક્યારેક ક્યારેક બે એક જણા ચોરી છૂપીથી તે કાતરથી વાળ કાપી લે છે. ગામના લગભગ દરેક જણને વાળ કાપતાં આવડે છે. બે એક જણનું તેમાં સારું નામ છે, બહુ સારા વાળ કાપે છે.

એક ઘરની કાતર, એક ઘરનો કાંસકો, એક ઘરનો અસ્તરો અને એક ઘરનો ઓટલો કે ગામનો ખુલ્લો ચબૂતરો. સારી હજામત બનાવનાર છોકરાનું ઘણું માન થતું. જો કે હજામત ઘણું ખરું માહ, ફાગણ, ચૈત્ર અને આસો, કાર્તકમાં કરવામાં આવતી. સામાન્ય રીતે ખેતીની મોસમમાં દોઢ બે મહિના સુધી હજામત ન કરવામાં આવે તો તે જરાય અસ્વાભાવિક લાગતું નહોતું. જુવાનોના મોઢા પર દાઢી હોવી તે કોઈ નવાઈની વાત નથી.

તરા માટે કપાહીની નજર ગામના બે ચાર જુવાનિયાઓ પર નહોતી એવું નથી. કેટલાક નવજુવાનિયાઓએ છાનેછપને કપાહીને ઘેર પાનસોપારી ના ખાધી હોય કે ચા ના પીધો હોય એવું પણ નથી. પણ કપાહી ચતુર છે. કોઈને બહુ ટેકો પણ નથી આપ્યો કે કોઈને જબાન પણ નથી આપી.

તરાના મનને પણ તે બરાબર સમજી શકતી નથી.

યુવાન છોકરીનું મન સહેલાઈથી સમજી શકાતું નથી.

સચ્ચિતને કપાહી બરાબર ઓળખે છે. પહેલાં સકિ તેને પ્રેમ કરતો હતો, પ્રેમ કરવા માગતો હતો–કપાહીને, આજકાલ તે પ્રેમ કરે છે તરાને. પોતાને માટે નથી કરતો તે કપાહી સમજે છે. કોઈ સારો છોકરો તેના હાથમાં ના આવે અને છેવટે બકિને તરા આપવી પડે તો કપાહીને તેનો ખાસ અફસોસ નહિ થાય. સચ્ચિતને ઘેર તરા સુખેથી રહેશે. પણ બકિ તરા માટે લાયક નથી એ વાત કપાહી પણ સમજે છે. પણ ગરીબને આવી રીતનો વિચાર કરવાનું પાલવે નહિ. છોકરો હોય તો ( તેના માટે એક છોકરી) લાવવાની, છોકરી હોય તો દેવાની.

બકિને અવારનવાર તેનો બાપ કોઈ ને કોઈ બહાને કપાહીને ઘેર મોકલતો. બકિને જોતાં જ તરા પછવાડેથી ભાગી જાય છે. પાન–બાન આપીને કપાહી કલાક સુધી તેની સાથે આડીઅવળી વાતો કરતી રહે છે. તેના ગયા પછી તરા ગુસ્સો કરીને કહેતી:- "હું એને જોવા નથી માગતી. કેવો દાંત કાઢીને હસ્યા કરે છે ! "

કપાહી કશું નથી કહેતી.

છોકરીનું નસીબ અને ઊંડા પાણીમાં ગલ નાખવો તે બન્ને સરખાં છે. શું હાથમા આવશે તેની કોઈને ખબર નથી.

પણ તરા જાણે છે કે બફિ તેને જોવા માટે જ અવારનવાર તેમને ઘરે આવે છે. તેને તે વાતથી વધારે ગુસ્સો આવે છે. પણ ગુલય આવે છે ત્યારે તેને ગુસ્સો કેમ નથી આવતો ? તેને ગમે છે. ગુલય વધારે વાતો નથી કરતો, વધારે વખત બેસી નથી રહેતો, બહુ ઓશિયાળો નથી લાગતો. ખરેખર તો તે માણસ છે, ગરીબ છે, પણ ગામમાં પૈસાવાળા પણ કેટલા છે ? બધા ગરીબ જ છે. જુવાન માણસ છે. પેલી પાર જમીન આબાદ કરે છે, ઘરબાર બનાવશે, હમેશાં તો ગરીબ થઈને રહેવાનો નથી ! ગુલય પણ એક દિવસ પૈસાવાળો થશે.

–પેલા બેવકૂફને તો જોવાની મને ઇચ્છા જ નથી થતી.

કપાહીના મનની વાત તરાને સમજાતી નથી. પણ કપાહી જાણે હમેશાં વિચાર કર્યા કરતી હોય એમ રહે છે. જાણે ક્શુંક કરવાની તાકમાં ન હોય !

સંભવ છે કે પોતાના મનની વાત કપાહી પોતે પણ બરાબર સમજી શકતી ન હોય. તેને બરાબર વિચાર કરવાનું પણ ફાવતું નથી. ભાત અને કપડાંની સાથે તરાની બાબતમાં વિચારે છે– બસ એટલું જ.

ચંદ્ર પણ અવારનવાર કપાહીને ઘેર જાય છે. કપાહી તેનાથી બીએ પણ છે અને તેને સ્નેહ પણ કરે છે. કેવો અલગારીની જેમ તે રહે છે, દેહે અલમસ્ત અને તંદુરસ્ત. તે તરા પાસે માગીને ચાપાણી પીએ છે. ક્યારેક ક્યારેક તરા પાસે પીઠ પરની અળાઈ ફોડાવે છે. કેવો પાગલ જેવો છે– પારકું-પોતાનું જાણતો નથી. તરા સાથે તે અંગ્રેજીમાં જ વાતો કરે છે. શી ખબર, શી વાત કરે છે. કોઈ ખરાબ વાત કરતો હોય તોયે તે સમજાતી નથી. પણ તરા સારો જવાબ આપે છે. બીક લાગવા છતાં ચંદ્ર કપાહીને ખરાબ નથી લાગતો. બિચારો ક્યારેક મોટો ઉપકાર પણ કરે છે.

તરા પણ ચંદ્રને 'ચંદ્રભાઈ' કહીને બોલાવે છે. બન્ને વચ્ચે મેળ છે, ઘણો વધારે મેળ છે.

એક દિવસ કપાહીની હાજરીમાં જ તેણે તરાને પૂછ્યું હતું, "અરે તરા, હું એક સારો વર શોધી કાઢીશ. તું લગ્ન કરીશ ?"

શરમથી લાલ થઈ જઈને તરાએ કહ્યું, " જા હવે, કેવી વાત કરે છે ? શરમ નથી આવતી ? હું તારી સાથે હવેથી વાત જ નહિ કરું. "

ચંદ્ર 'હા...હા...' કરી હસી પડ્યો.

"શરમ આવે એવી શી વાત મેં કરી છે ? એનો અર્થ કે મૅરેજ થશે જ નહિ. કોઈની સાથે ભાગી જવાની યુક્તિ વિચારી છે કે શું ? ભાગી જઈશ તો જાન લઈ લઈશ. તારું લગ્ન કરાવી

દઈશ, સમજી ? હું તારા લગ્નમાં શું આપીશ-ખબર છે ? તને હું એક જોડી સેંડલ પ્રેઝન્ટ આપીશ, સમજણ પડી ? ક્યારેય સેંડલ પહેરી જોયાં છે ? "

તરાનું મો લાલ થઈ ગયું. સેંડલ પહેરીને વહુ બનવું-ઓછી શરમની વાત છે ? સેંડલ પહેરીને ચલાય પણ કેવી રીતે ?

કપાહીએ કહ્યું- " બોલ બોલ કરવાથી શો ફાયદો ? તારી બહેન માટે એક સારો છોકરો જોઈને લાવ તો ખરો -"

તરાની હાજરીમાં જ કહ્યુ. અવાક્ બનીને તરા આશાભરી આંખે ચંદ્રના ચહેરા ભણી જુએ છે.

ચંદ્રે બરાબર ભરોસો આપ્યો. કહ્યું " સ્યોરલી કહો છો, ફોઈ ? પછી ફરી ન જતાં. બ્યુટીફુલ યંગમેન છે-સમજી? તમે લોકો જરા વેઈટ કરો ! શું સમજો છો, વૉટ ઈઝ યુ થિંક, ચંદ્ર ? "

ચંદ્ર ચાલ્યો ગયો.

તરાને આશા જાગી.

કપાહી અનિશ્ચયમાં પડી પડી વિચારતી રહી. સંભવ છે ચંદ્ર કૈંક કરે પણ ખરો. અડધી રાતે બે માઈલ દૂરથી ઘાસલેટ લઈ આવનારો માણસ છે આ. કોણ જાણે તેની મદદથી તરાને કોઈક સારા છોકરાના હાથમાં સોંપી શકાય. કશું કહેવાય નહિ.

# સાત

પૂનમની ચાંદની–ચૌદશની પૂનમ. સ્વચ્છ ધોળી ચાંદની ચોતરફ રેલાઈ છે. ધનશિરિનાં પાણી પર રૂપેરી ચાંદની ચમક ચમક થાય છે.

જંગલમાં થઈ ઓતરાદો પવન વાઈ રહ્યો છે. નેપાળીઓના વાડામાંથી જૂના દૂધની વાસ પવનમાં ભળી જઈ વહી આવે છે.

ગુલ્યને ખભે અંગોછામાં પોટલીની જેમ બાંધેલો ત્રણશેરીઓ માટીનો ઘડો છે, અને લાંબા હાથાવાળું જંગલ કાપવાનું દાવ છે. હાથમાં પેટાવ્યા વિનાની એક મશાલ છે. મોઢામાં એક સળગતી બીડી છે.

નદીકિનારાની એક સાંકડી કેડી પર ગુલય જઈ રહ્યો છે–મધ પાડવા માટે. તેણે દિવસે જ બધી ગોઠવણ કરી રાખી હતી, સાંજ પડવાની રાહ જોતાં જોતાં થોડો અધીરો પણ થઈ ગયો હતો. છેવટે સાંજ પડી. તે બહાર નીકળ્યો. ભીમને તેના ઘેરથી સાથે લેવાનો હતો.

તેનું મન ઊછળકૂદ કરતું હતું.

ઓછામાં ઓછું દસ શેર મધ. વેચતાં પણ ઘણા પૈસા મળશે, નહિતર ખાવા તો થશે. જાતે પાડેલા મધનો સ્વાદ જ જુદો હોય છે.

નદીને કિનારે કિનારે ભીમના ઘરનો રસ્તો છે. તેના ઘરથી લગભગ એક માઈલ હશે. જોકે ગામમાં એક માઈલ એટલે જરા દૂર કહેવાય એવું કોઈને ન લાગે. કોઈ કોઈ વાર તો એક બીડા પાન માટે માણસ ગામના છેડાથી પેલા છેડા સુધી જાય–બે માઈલથીય વધારે.

જલદીથી મધ પાડી લેવાય તો સારું. પાકા થયેલા મધપૂડાની માખીઓ કરડતી નથી. ઘેર મધ મૂકી, મૂઠી ભાત ખાઈ તે કપાહી દીદીને ઘેર જશે. પણ તરા આજ ઘરમાં હોય તો સારું. મધ તેના હાથમાં આપવાનું ગમે.

તરા ભલે ન હોય અને કપાહી દીદી ભલે એકલી હોય. તે લાજસંકોચ છોડીને તેના મનની વાત કપાહીને કહી દેશે.

સીધી વાત છે—તરાને તે પરણશે, અત્યારે નહિ તો, માઘ કે ફાગણમાં. પણ વાત તો પાકે પાયે થઈ જવી જોઈએ, નહિંતર પછી કપાહીના ઘર સાથે તેને શી લેવાદેવા ?

ગુલયના મનમાં નિશ્ચિત આશા હતી– તેને જમાઈ બનાવવાનો કપાહી ક્યારેય અસ્વીકાર નહિ કરે. પૈસા નથી, પણ તેનાથી સારો છોકરો તરા માટે બીજે ક્યાંથી મળવાનો હતો ?

એક અપૂર્વ આનંદથી તેનું મન ભરાઈ ગયું. આજે હવે સંકોચ નથી રાખવો. ચોખ્ખેચોખ્ખું કહી દઈશ.

એકાએક તેણે સામે જોયું.

પૃથ્વી ધોળી ચાંદનીથી ઉજ્જવળ બની ગઈ છે. ઝાડછોડવાનાં લીલાં પાંદડાં પર રૂપેરી ચાંદની ઝળહળી રહી છે. નદીના કંપતા પાણી પર ચમકતા અજવાળાની ઝળકતી રૂપેરી લહેરો નાચી રહી છે.

ગુલય બીજી બધી વાતો ભૂલી ગયો. હવાના હૃદયમાં અનેક મધુર વાતોનું ગુંજન છે. સરસર કરતાં ઝાડનાં કુમળાં પાંદડાં કંપી રહ્યાં છે. નદીકિનારાના ઊંચા ઘાસનાં પાંદડાંમાંથી ફરફર મરમરનો હળવો અવાજ આવી રહ્યો છે.

મધુર ચાંદની છે, મધુર હવાનું કંપન છે.

ગુલયનું મન એક અનિર્વચનીય આનંદથી નાચી ઊઠ્યું. ઘાસનાં પાંદડાં સાથે નાચી ઊઠવાનું તેને મન થયું.

તેણે સીટી વગાડી.

સાદ પાડીને કોઈને બોલાવવાની તેને ઇચ્છા થઈ આવી.

તેને કૈંક ગાવાની ઇચ્છા થઈ–

પણ કોઈ નામ કે કોઈ ગાન તેને યાદ ન આવ્યું.

નાચતા પગે તે આગળ વધ્યો. રસ્તાનું ઘાસ તેનું સંગી છે.

સીટી વગાડતો વગાડતો તે આગળ વધ્યો.

તેણે સાંભળ્યું કે નદીને કિનારે બેસીને કોઈ વાંસળી વગાડે છે. બસૂરો સૂર છે. તેમ છતાં રાતની ચાંદનીમાં તે મધુર લાગે છે.

–કોઈ કામ નથી ! નદીને કિનારે બેસીને વાંસળી વગાડે છે !– તેણે અમસ્તું જ કહ્યું.

આ પહેલાં ડાલિમ ગામમાં આવી સુંદર ચાંદની જોઈ હતી કે નહિ તે ગુલયને યાદ આવતું નથી. નથી જોઈ, ક્યારેય નથી જોઈ.

થોડીક સફેદ ચાંદની તેના મનની અંદર સમાઈ ગઈ.

ભીમના આંગણામાં આવી તેણે બૂમ પાડી.

" ભીમ –"

"ગુલચ્ય કે ?" "આવ–"

ભીમ- બહાર આંગણામાં આવ્યો.

" હું સાંજનો રાહ જોઈ રહ્યો છું, આટલું મોડું ક્યાં કર્યું ? "

" બહુ સુંદર ચાંદની છે, ભાઈ" –ગુલચ્યે કહ્યું.

" હં –"

થોડી વાર પછી ભીમ અને ગુલચ્ય બન્ને બહાર નીકળ્યા અને જંગલની વાટ લીધી. ગુલચ્ય વારે વારે ચારે બાજુએ આંખો ફાડી ફાડીને જુએ છે. રખેને ચાંદની અદૃશ્ય ન થઈ જાય.

" આજે તો પૂનમ છે ને ? "

ભીમ એ વખતે બીજા વિચારમાં હતો.

" મારી ત્રણ ભેંસો આજ ચાર દિવસથી નથી. ખોળવા જવાનો પણ વખત નથી. બીજી તો બીક નથી, શ્રાવણ પૂરો થવા આવ્યો છે, હવે ભાદરવાનું પૂર ન આવે એ જ બીક છે–" ભીમ કહેતો જતો હતો.

"અત્યારે તો પૂર નથી આવતું ને ? જવા દે." વાતને ટૂંકાવતાં ગુલચે કહ્યું.

પૂર આવ્યું હોય તેવી–ધનશિરિ ! એક બીજી જ નદી બની જાય છે. તે વખતે ધનશિરિ ગાંડી બની જાય છે. ગુરુ–ગોસાંઈ કોઈને નથી માનતી. ફૂલ–કિનારો નથી જોતી. હમહમાટ કરતી આવે છે, કિનારા ભાંગે છે, ગામનાં ગામ ડુબાડે છે, ખેતરો તાણી જાય છે, નદીકિનારા પરનાં ખેડૂઓનાં ઘરબાર ભાંગી નેસ્તનાબૂદ કરી નાખે છે.

પણ એટલે શું કોઈ ધનશિરિને ખરાબ માને છે ? ધનશિરિ મા છે, માને કોઈ કોઈ વાર ગુસ્સો આવે જ. મા ક્યારેક કાદવમાંથી ખોળામાં લે છે, ક્યારેક ખોળામાંથી કાદવમાં ફેંકી દે છે.

ધનશિરિમાં મોટું પૂર આવે ત્યારે લોકો દૂર ભાગી જાય છે. પૂર અટકાવવાનો પ્રયત્ન નકામો છે.

એક માત્ર પેલો પાગલ ચંદ્ર બીજી જ વાત કરે છે – " કોણ કહે છે કે નદીને બાંધી ન શકાય ? મોટી મોટી નદીઓને બાંધીને ક્યાંયથી ક્યાં લઈ જવામાં આવી છે. આજકાલ નદીનાં

દેવીદિવતા ભાગી ગયાં છે. માણસ મોટી મોટી પાગલ નદીઓને પણ નથ પહેરાવીને ફેરવી રહ્યો છે. એક દિવસ આપણે ધનશિરિને પણ શિખવાડીશું, ઊભી રહે. વરસોવરસ ખેતરવાડી ડુબાડી ડુબાડીને તેની હિંમત વધી ગઈ છે.

ચંદ્ર એક દિવસ ગાંડો થઈ જશે, પૂરનું પાણી રોકવા ચાહે છે. જલદેવી ક્યાંક એનુ ખરાબ ન કરી બેસે !

વાડ નીચે ચાંદની અને અંધારાની મીઠી લડાઈ ચાલી રહી છે– એક નિબિડ રહસ્ય.

" ક્યાં છે ? " કાન પાસે મોં લાવી ભીમે બહુ ધીમેથી પૂછ્યું, જાણે મધમાખો એની વાત સમજી જશે.

"મશાલ સળગાવી લઉં, ઊભો રહે."

મધથી લબાલબ ભરેલો લટકતો મધપૂડો .

ભીમની આંખોમાં ચમક આવી ગઈ.

"બહુ મોટો મધપૂડો  છે–"

" બૂમ ન પાડ–"

ઝાડનાં પાંદડાં વચ્ચેથી ચળાઈ આવીને ચાંદની મધપૂડા પર પડી હતી. પણ જેવી મશાલ સળગી કે ચાંદની જતી રહી.

" ચડ–" ગુલ્યે કહ્યું.

એક વાર બન્નેએ મશાલો લઈ ઝાડની નીચે ચારે  તરફ જોયું. ક્યાંક વાઘબાઘ ન હોય !

" કશું નથી– જા ચડ."

હાથમાં સળગતી મશાલ લઈ ભીમ ધીમે ધીમે ઝાડ પર ચડી ગયો. બીજી એક મશાલ હાથમાં લઈ ગુલ્ય તેના ભણી એકીટશે જોતો રહ્યો.

" વાંદરાના વંશનો છે–" અમસ્તો જ તે બબડ્યો.

એક ડાળી પર બેસીને ભીમે કહ્યું– " ગુલય બહુ મધમાખીઓ છે–"

"હું–".

ગુલ્ય એકીટશે ભીમ તરફ જોઈ રહ્યો.

ભીમે મશાલ મધપૂડા નીચે ધરી. ધુમાડા અને આગથી મધમાખીઓ ઊડી ગઈ. કેડે બાંધેલી માટલીને મધપૂડા નીચે રાખી ભીમે મધપૂડો તોડ્યો. ખૂબ મોટો હતો. ડાળીએથી આખો ને આખો તોડી લીધો. લાચાર બની મધમાખો વેગળી ને વેગળી ઊડતી રહી.

" કેમ , થઈ ગયું ? નીચેથી ગુલયે પૂછ્યું.

" હા."

મધનાં બે ચાર ટીપાં નીચે ટપક્યાં હતાં. ગુલયે માટલીમાં તે લેવાનો પ્રયત્ન કર્યો, પણ લઈ ન શક્યો.

મશાલ હાથમાં રાખી, માટલીને હાથે લટકાવી ભીમ નીચે ઊતર્યો. એક પણ મધમાખ તેને કરડી ન શકી.

એક આખી માટલી ભરીને મધ. ઉપરથી આખો મધપૂડો.

" બહુ મધ હતું." આનંદથી ભીમે કહ્યું.

બન્ને જણા પાંદડાં પર જ પલાંઠી વાળીને બેસી ગયા. બન્નેએ પેટ ભરીને મધ પીધું– ભીમના તો હાથ પર મધ વહી આવ્યું હતું. તેણે તે જીભથી ચાટી લીધું.

" આજે જો આ મધ ન પાડ્યું હોત તો કાલે તેમાં જીવડાં પડત."

"હું–"

મધ વહેંચી લઇને બન્ને જણા જંગલમાંથી નીકળી આવ્યા.

ભીમે કહ્યું– તેં ન જોયું હોત તો એમ ને એમ ખરાબ થઈ જાત. પેલી બાજુ જગલમાં બીજા પણ મધપૂડા હશે. પણ ત્યાં પેસતાં બીક લાગે છે "

રાત પહોર વીતી ગઈ હતી. ગામનું ઘણું ખરું લોક ઊંઘી ગયું હતું. આમ તેમ સૂંઘતા ફરનારા બેચાર છોકરા હજી ચાંદનીમાં બેઠેલા હતા.

મધની માટલી લઇને ભીમ પોતાને ઘેર ચાલ્યો ગયો. જતી વખત કહેતો ગયો,"જરા જોતો રહેજે. ક્યાંય પણ નજરે પડે તો મને બોલાવજે. બીજાને કહીશ નહિ."

ગુલયે હા પાડી.

ઘરની પાસે પહોંચતાં ગુલયના મનમાં થયું : જો અત્યારે ઘેર જઇશ તો પછી આજે કપાહી દીદીને ઘેર નહિ જવાય. આટલી રાતે કોઇને ત્યાં જવાની વાત સાંભળીને મા ગાળો દેશે. અત્યારે ઘરે નહિ જાઉં. બહારથી ને બહારથી જ દીદીને ત્યાં જઈ આવું. ત્યાંથી પાછો આવીને ઘેર જઇશ, નહિતર મા વઢશે.

કપાહીના ઘરના આંગણામાં પહોંચતા ગુલચને જરા બીક લાગી. આટલી રાતે અહીં તેને આવતો કોઈ જોઈ લેશે તો શું વિચારશે ?

તેણે ચારે તરફ જોયું. નથી, બધાં ઊંઘી ગયાં છે. વળી કપાહીનું ઘર છેવાડે છે. બાજુમાં કોઈનું ઘર નથી. તે ઉપરાંત કેળ-શેરડીથી દરેક ઘર છવાયેલું છે. વચ્ચે વચ્ચે ઘર છે. આંગણુ ન આવે ત્યાં સુધી દેખાતુ જ નથી.

અને આ બાજુ રસ્તા પર પણ કોઈની આવ-જા નથી. અત્યારે રાત પણ અડધી થઈ ગઈ છે.

દરવાજા પાસે ઊભા રહીને ગુલચ્ચે ધીમેથી સાદ પાડ્યો-" દીદી, ઓ દીદી."

અંદર બિછાનામાં સરવરાટ થયો.

" દીદી, ઊંઘી ગઈ છે કે ?"

" કોણ છે ? ગુલચ્ચ કે ? ઊભો રહે, આવું છું."

દીવો પેટાવી તેણે બારણું ઉઘાડ્યુ અને ગુલચ્ચને કહ્યું, "આવ, અંદર આવ. આટલી રાત કરી દીધી ? "

દાવ અને મધની માટલી લઈ ગુલચ્ચ અંદર ગયો.

" આ શુ છે ?"

દરવાજો બંધ કરતાં કપાહીએ પૂછ્યું.

" મધ પાડવા ગયો હતો. ત્યાં આટલું મોડુ થઈ ગયું. પરબારો જ આવું છું."

" મધ ? ક્યાંથી પાડ્યું ? થોડુ અટકીને કપાહીએ પૂછ્યું- વાળુ કર્યું છે ? "

" ક્યાંથી વાળુ કર્યું હશે ? સાંજે જ નીકળી પડ્યો હતો. પણ મધથી જ પેટ ભરી લીધું છે આજે તો ! "

એક લોટો પાણી લાવીને કપાહીએ કહ્યું , "મધથી પેટ ભરાતું હશે ? હાથપગ ધોઈને આવ, હું ભાત પીરસું છું. તારે માટે મેં ભાત ઓર્યા હતા."

ભાત ખાતી વખતે ગુલચ્ચે પૂછ્યું" તરા શું ગઈ છે ? "

"હા, તે સવારે જ ગઈ છે. હુ એકલી જ છું. તારા આવવાની વાતનો વિચાર કરતી મોડે સુધી બેસી રહી, અમસ્તી જ ચટાઈ પર આડી થઈ હતી- ઊંઘ નહોતી આવી. એકલા રહેવામાં જરા બીક જેવું લાગે છે. "

ગુલચ્ચે ટૂંકામાં કહ્યું- " હં. "

ગુલચ્યને થોડીક બીક લાગી. તરા નથી. કપાહી એકદમ એકલી જ છે. તેણે અગાઉ તેના ચારિત્ર્ય વગેરે વિષે સાંભળ્યું છે. પણ કપાહી ઓછામાં ઓછાં ત્રણચાર વર્ષ તેનાથી મોટી છે.

ભાત ખાઈ લીધા પછી બન્ને જણ વચ્ચેના ઓરડામાં આવ્યાં.

વટવામાંથી પાન કાઢી ગુલચ્યના મો તરફ જોઈ કપાહીએ પૂછ્યું, " પામમાં કેટલી જમીન ખેતીલાયક બનાવી છે ? "

" થોડી ઘણી કરી છે– એકલે હાથે કેટલી કરી શકાય ? "

" ઘર બનાવ્યું છે કે નહિ ? "

" હજી તો નથી બનાવ્યું. આ કાસ્તકમાં લાકડું વગેરે કાપી સામગ્રી ભેગી કરીશ, તે પછી ખેતીમાંથી ફુરસદ મળતાં ઘર બનાવવાના કામમાં લાગીશ."

" એ ઘરે મા આવશે ? "

" માની ઇચ્છા નથી."

" તો પછી ઘર શા માટે બનાવવા ઇચ્છે છે ?"

પ્રશ્ન સાંભળીને ગુલચ્યને શરમ આવી ગઈ. શું કહેવું એનો પોતે વિચાર કરે તે પહેલાં કપાહીએ હસીને કહ્યું, " શરમાય છે શા માટે ? જુવાન છે, એક છોકરી લાવીશ અને– "

પાનનું બીડું મોઢામાં નાખી ગુલચે કપાહીના મો ભણી જોયુ. દીવાના આછા અજવાળામાં તેના ચહેરા તરફ જોઈ હસતી કપાહી ખૂબ સુંદર લાગી. કપાહી હજી જાણે કાચી કિશોરી જેવી છે. તેનાં ભરેલા અંગો પર તેની આંખો સ્થિર થઈ ગઈ.

કપાહીએ હસીને કહ્યું, " મારા શરીર ભણી શું તાકી રહ્યો છે ? કોઈ દહાડો છોકરી નથી જોઈ ? "

એ વખતે પણ ગુલચ્ય બોલી ના શક્યો. તેનું મો લાલ થઈ ગયું. તરા અંગે વાત કરવાની તેને પ્રબળ ઇચ્છા થઈ આવી હતી, પણ તે વખતે એનું ગળું સુકાઈ ગયું હતું.

સાન્ત્વના અને આશ્વાસનના સૂરમાં કપાહીએ હસીને કહ્યું, " ઘરબાર બનાવ, વાડી તૈયાર કર. થોડી બીજી પણ વ્યવસ્થા કરી લે– કાસ્તકના હવે કેટલા દહાડા બાકી છે ? "

પછી તેની ચિબુક પકડી તેનું મો ઊંચું કર્યું અને કહ્યું, "તું ડર નહિ, ચિંતા પણ ન કર. કેટલાય દિવસથી તારા પર મારી નજર છે, તને હું છોડીશ નહિ, સમજ્યો ?"

ગુલચ્યનું મન આનંદથી છલકાઈ ઊઠ્યું. તો તો દીદી મારા મનની વાત સમજી ગઈ છે. તરાને મારી સાથે પરણાવશે. તે માથું નીચું રાખી બેસી રહ્યો.

બેઠી હતી ત્યાંથી ઊભી થઈ કપાહીએ જોયું કે બારણે સાંકળ બંધ છે કે નહિ. તે પછી કહ્યું "એનિમાઈની વાત સંભારી જીવ ન બાળીશ. મારા જેટલો પ્યાર તને બીજું કોણ કરશે ?"

ખરેખર તો આવી પ્રેમભરી વાત તેને કોઈએ નહોતી કરી. કપાહી પર પણ તેને પ્રેમ થઈ આવ્યો.

થોડી વાર ચૂપ રહ્યા પછી ગળા નીચે થૂંક ઉતારી તેણે જેમ તેમ કરી કહ્યું- "મધ અહીં રહેવા દે. રાત ઘણી થઈ ગઈ છે. હું જાઉં."

"જવું છે ? તું જઈશ તો પછી હું એકલી કેવી રીતે રહીશ ? જવું જ હતું તો પછી આવ્યો'તો શા માટે ?"

ગુલ્ચ્ય કંઈ બોલ્યો નહિ. વાત ખરી છે. તરા ઘરમાં નથી. તે જતો રહેશે તો કપાહીને બીક લાગશે.

કોઈક રીતે તેણે કહ્યું "ભલે, રહી જાઉં છું, પણ સવાર થાય તે પહેલાં જતા રહેવું પડશે. ગામના લોકો જુએ તો..."

"જુએ તો જુએ, તેથી શું ? તારા જેવા મરદ માણસને આટલી બીક ?"

–કહીને કપાહી પોતાના ખાટલાવાળા ઓરડામા ગઈ. હાથમાં દીવો લેતી ગઈ. પથારી ઝાટકી–પાથરી તેને બોલાવ્યો–"આવ, સૂઈ જા. રાત ઘણી વીતી ગઈ છે".

બિસ્તર પર સૂઈ જઈ ગુલ્ચ્યે પૂછ્યું– "બીજી પથારી છે ને ? તું ક્યાં સૂઈ જઈશ , દીદી ?"

ચાદર (રિહા) શરીર પરથી ઉતારી લઈ કપાહીએ દીવો ઓલવી નાખ્યો અને કહ્યું–" બીજી પથારી ક્યાં છે ? જોઉં, જરા આઘો ખસ."

એક બાજુ ખસીને ગુલ્ચ્ય ચૂપચાપ પડી રહ્યો. તેના શરીરની લગોલગ થઈ તેના મોં પાસે પોતાનું મોં લઈ જઈ કપાહીએ કહ્યું" તું જરાયે ચિંતા ન કરતો. આજથી હવે 'દીદી દીદી' કહીને મને ન બોલાવીશ. હું શું તારી દીદી છું ?"

ગુલ્ચ્યને લાગ્યું કે કપાહી ક્યારેય તેની દીદી નહોતી.

રાત નિસ્તબ્ધ થતી જતી હતી. દીવાલનાં છિદ્રોમાંથી ચાંદનીની પીળી પીળી રેખાઓ અંદર આવી રહી હતી. ગુલચ્યે અનુભવ કર્યો કે તે આટલા દિવસથી તરાને પામવા નહોતો ઇચ્છતો. તે તો ઇચ્છતો હતો કપાહીને પામવા.

# આઠ

ગુલ્યનો બાપ હજી ખૂબ માંદો છે. સમાચાર પામ સુધી પહોંચાડવામાં આવ્યા હતા. પણ ગુલ્યૂ આવ્યો નહિ. તેને લાલચ પણ આપવામાં આવી. ડોસાને ક્યારે શું થાય, કહેવાય નહિ, કે થાય તે પહેલાં જમીન–મિલકતની વહેંચણી કરી દેવા માગે છે, એટલા માટે તને બોલાવ્યો છે.

તોપણ ગુલ્ય માન્યો નહિ, બાપનો બેટો છું તો મિલકતનો ભાગ તો એમ જ મળશે, અને ના મળે તોય કંઈ વાંધો નથી. અને છે પણ શું ? ના આપવું હોય તો ના આપે. બે હાથ છે મારી પાસે. જાતે કમાઈ લઈશ.

આ વાત ઉપર પોતાની મા સાથે તેને મતભેદ પડ્યો. ડોસાની ભારે માંદગી વિષે સાંભળી, લોકોના કહેવાથી તેની મા પોતાના ધણીને જોવા ગઈ. એક દિવસ ગુલય જ્યારે ઘરે આવ્યો ત્યારે ઘરે મા ન મળી. પૂછપરછ કરતાં ખબર પડી કે તેની મા આજ ઘણા દહાડાથી તેના બાપને ઘેર ગઈ છે, તો ગુસ્સામાં ને ગુસ્સામાં તે ઘેરથી નીકળી ગયો. જતાં જતાં ગામના લોકોને કહેતો ગયો, " હું ફરી પાછો નહિ આવું. પામ પર જ રહીશ. માને કહેજો કે હવે અહી આવવાની જરૂર નથી. ત્યાં જ ભલે રહેતી. એનો મોટો દીકરો છે– તે જ ખવડાવશે– ઢોર હું નેપાળીઓને સંભાળ રાખવા આપી જઈશ."

એક–બે જણાએ તેને સલાહ આપી– કોઈની ઉપર કાયમ માટે ગુસ્સો નહિ રાખવો જોઈએ. મા–બાપ પોતાનાં સંતાનો પર ગુસ્સો નહિ કરે તો કોના ઉપર કરશે ? તું પણ જા– એક વખત ખબર કાઢી આવ.

પણ ગુલ્ય ના ગયો.

માંદા પડેલા બાપને એક વાર જોવા જવાની તેને ઇચ્છા થઈ હતી, પણ તે પોતાની પ્રતિજ્ઞા તોડવા નથી માગતો. તો પછી તેને કોઈ 'મરદ' કહે ખરો ? મરદની વાત....

એક રીતે માનું તેની પાસેથી જવું તેને સારું જ લાગ્યું. તેની ચિંતા ઓછી થઈ ગઈ. ઘર પડી રહેશે– તેમાં છે જ શું ? મા કરતાં વધારે ચિંતા તેને હતી ઢોરઢાંખર માટે. તેની વ્યવસ્થા

પણ તેણે કરી છે, નેપાળી ગામનો ચક્ર બહાદુર તેની ગાયો રાખશે. બદલામાં સરસવનું ખેતર ખેડાવી લેશે.

તરા અને કપાહીની બાબતમાં વધારે નહિ વિચારે તોય ચાલશે. કૈંક તો થશે જ. કપાહીએ જરા ગરબડ કરી છે, પણ તેનો તેના પ્રત્યે ઘણો સ્નેહ છે. નસીબમાં જે હશે તે થશે.

કાર્તક અડધો વીતી ગયો છે. ધનશિરિનું પાણી રોજે રોજ ઓછું થતું જાય છે. નદીની છાતીમાં મોટા મોટા કાંપવાળા ટાપુ બની આવે છે. તેમાં બટાટા, સરસવ, મરચાં, વેંગણ વગેરેનો સારો પાક ઊતરે છે. શ્રાવણ–ભાદરવામાં નદીના પાણી નીચે ડૂબી જનારી ઘાસવાળી કિનારાની જમીન પણ હવે બહાર આવી છે. ગુલચ્યે તોડેલી જમીનની અડોઅડ જ એવી લગભગ ચાર એકર જમીન નીકળી છે. થોડી નીચાણવાળી જમીન છે. પણ નદીની બાજુએ જો થોડી માટી નાખવામાં આવે તો આ જમીન ચોમાસામાં પણ ખુલ્લી રહેશે. અત્યારે તેમાં રવીપાક થશે, અને ચોમાસામાં બાઓ ડાંગર પણ રોપી શકાય–જો મોટું પૂર ન આવે તો.

મોટું પૂર આવતાં– બધાને ડુબાડી દે છે, એ વાત જ જુદી છે.

નવા ઉમંગ અને નવી આશા સાથે ગુલચ્ય જમીન તોડવામાં લાગી ગયો. સવારથી સાંજ સુધી તેને બીજી કોઈ ચિંતા નથી. પોતા તરફથી જો ચાર એકર જેટલી જમીન નવસાધ્ય કરી, એક વાર્ષિક પટ્ટો લઈ લે તો પછી કોઈ ચિંતા ન રહે. તે પછી બાપની જમીનની આશા ના રાખે તોયે પોતાના ખાવા–પીવાની ચિંતા નહિ રહે. પાવડા–કોદાળી અને જંગલ કાપવાના દાવથી જેટલી કરી શકાય તેટલી જમીન તે સાફ કરતો ગયો. એક હાથ જમીન પણ તે સાફ કરતો તો ખૂબ ખુશ થઈ જતો. તે પોતે પોતાની જમીન તરફ જોઈ એકલો એકલો હસતો. નદી તેને ચાહે છે એટલે તો આ ફળદ્રુપ જમીન તેને માટે છોડતી ગઈ છે. ધનશિરિ માટે તેને પ્રેમ ઊભરાઈ આવે છે. પૂરમાં તે ડૂબી ન જાય એટલી ઊંચી તેને જો નદી કરી ગઈ હોત તો બસ...

તડકામાં પરસેવાથી નહાઈ તે થાકીને શીમળાની નીચે બેસી જાય છે. કોદાળી અને કુહાડી ચલાવી ચલાવી તેની હથેલીમાં ચામઠાં પડી ગયાં છે. બન્ને હથેળીઓ સામે રાખીને જુએ છે. કહે છે કે હથેલીમાં ભાગ્યની વાત લખેલી હોય છે, પણ તે સમજી શકતો નથી. હથેળીમાં કેટલીક વાંકીચૂંકી રેખાઓ છે. કોણ જાણે તેનો શો અર્થ થાય ?

તે આકાશ તરફ જુએ છે. કારતક મહિનાનું ચોખ્ખું આકાશ છે. તેનું મન પણ ચોખ્ખું થતું જાય છે. થોડી દૂર રહેલી પામ પરની પોતાની ઝૂંપડી તરફ જુએ છે. તે જગ્યાએ જ મકાન બનાવવું પડશે. વાડી તો તેણે પહેલાંથી જ તૈયાર કરી છે. 'ભીમ' અને બીજી જાતનાં કેળાં પાક્યાં છે. વેંગણી રંગની વાલોળ પૂરા માંડવા પર પથરાઈ ગઈ છે. આ વખતે સરસવ પણ સારા છે. કૈંક હાથમાં આવશે.

ગુલચે પોતાના હાથ ભણી જોયું. કદાચ ખૂબ કાળા પડી ગયા છે. બરાબર છે, આખો દહાડો આ કારતક મહિનામાં તડકામાં રહેવું પડે છે. કાળો ભલા, કેમ ન  થાઉં ?

બેઠો હતો ત્યાંથી  ઊઠીને ધનશિરિના પાણીમાં ઊતર્યો. પાણી અત્યારે સ્ફટિકની ધાર જેવું ચોખ્ખું છે. તેણે હાથ-મોં સારી રીતે ધોયાં. તે પછી નદીના પાણીમાં પોતાનું મોં જોયું. અરે હા, ઘણા દિવસથી દર્પણમાં તેણે પોતાનો ચહેરો  જોયો નથી. તેણે જોયું- તે બહુ કાળો પડી ગયો  નથી, પણ મહેનત ઘણી કરવી પડી છે એટલે જરા દૂબળો પડી ગયો છે. તેણે પોતાનો હાથ ગાલ ઉપર ફેરવ્યો. હા, આંખોની નીચેના ભાગે ગાલ જરા દબાઈ ગયા છે. ખાવાપીવામાં અનિયમિતતા થઈ છે. દિવસ આખો કામ કરી સાંજે બરાબર રાંધીને ખાવાની શક્તિ નથી રહેતી. જે કંઈ ખાતો, તે સ્વાદિસ્ટ લાગતું. પણ એટલે વચ્ચે અવારનવાર માછલી-મુરઘી ખાધા વિના શરીર નહિ ચાલે.

કારતકના આ બાકી દિવસ જેમ તેમ વીતી જાય બસ-

ઓરડો પણ, એક હોય તે નહિ ચાલે, ઓછામાં ઓછા બે જોઈએ. રસોડા માટે  અલગ ઓરડો જોઈએ. એક બેઠકનો ઓરડો (માડલદાર) અને એક બહારના બારણા પાસેનો ઓરડો (બાટચરા) પણ.

કામ ઘણાં છે, દિવસ પણ વધારે નથી. માગશર આવતાં જ હાથમાં દાતરડાં લેવાં પડશે. એક માણસ બે હાથ વડે ભલા કેટલું કરી શકે ?

ગુલચે મોં ઊંચું કરીને શીમળાના ઝાડ પર નજર નાખી, પાંદડાં બધાં ખરી પડયાં છે. બે-ચાર પીળાં પાંદડાં કેટલીક ડાળીએ હજી વળગેલાં છે. તેણે જોયું કે એક ડાળી પર સુગરી માળો બનાવી રહી છે. ઘાસતણખલાંનો માળો ડાળીએ લટકી રહ્યો છે. બે ત્રણ જૂના માળા છે- કદાચ આ વૈશાખ-જેઠમાં બનાવ્યા હશે. બે એક નવા જેવા લાગ્યા. અહીંથી તહીંથી તણખલાં ભેગાં કરીને સુગરી સુંદર અને સુઘડ માળો બનાવે છે.

ગુલચ પણ બનાવશે.

પણ ઘર બનાવ્યા પહેલાં તે કોઈ પણ રીતે નદીકિનારાની કેટલીક નવી જમીન તૈયાર કરશે. જમીન જ જીવન છે. કોઈ છોકરી આવે તો તે કઈ આશાથી તેની પાસે રહે ?

ડાલિમ ગામ જઈ તે એકવાર ચંદ્રને મળ્યો. ચંદ્રે તેને દિલાસો આપ્યો, "તું પણ ભારે મૂરખ છે ! તું એલોનલી શું દુનિયાનાં બધાં કામ કરી શકીશ ? 'મની' છે ?  રૂપિયા ? દશ-વીશ ખર્ચવા પડશે ! લેબર લગાડ ! હું લાવી દઈશ. મિકિર ગામના તુરુ અને યદુ પૈસા લઈ

શહેરમાંથી એક જોડી ચામડાના જોડા લાવ્યો હતો લગભગ ચાલીસ વર્ષ પહેલાં. તે જોડા આજેય જેવા ને તેવા જ છે. કપડાના ટુકડામાં વીંટાળીને તેને માંચડા પર મૂકી રાખ્યા છે. ગામમાં કોઈ લગ્નપ્રસંગ હોય કે ઈદ–બકરી ઈદ જેવો તહેવાર હોય ત્યારે કલાક–અડધા કલાક માટે તે પહેરી લે છે, તે પછી બરાબર લૂછી સાફ કરી ફરીથી માંચડા પર મૂકી દે છે.

તેના છોકરા રફિને પોતાના લગ્ન વખતે નવા જોડા ખરીદવાની ઈચ્છા હતી. ડોસાએ ધમકી આપીને કહ્યું હતું–" ઘરમાં એક જોડી નવા જોડા તો છે. તેનાથી કામ ચાલી જશે. જોડીઓની જોડી જૂતાં ખરીદવા માટે અહીં શું પૈસાનો મિનારો બનાવી રાખ્યો છે ? "

બાપના જ જોડા પહેરીને રફિ વરરાજા બની, હાથી પર સવાર થઈ લગ્ન કરવા ગયો હતો.

બીજી એક વાત છે, સફિયતના કોટની.

પંદર વર્ષ પહેલાં જમીન અંગે એક મુકદ્દમો થયો હતો. મુકદ્દમામાં જીતવાની ખુશીમાં સફિયત એક રૂપિયો છ આનામાં લીલામમાં એક લાલ ગરમ કોટ ખરીદી લાવ્યો હતો. લગભગ તેના માપનો, માત્ર જરાક ખૂલતો છે. ઘેરથી ક્યાંક બહાર જવું હોય તો સફિયત ખમીસ કે ગંજી ઉપર તે લાલ કોટ ચઢાવીને જાય છે – પછી પોષનો મહિનો હોય કે જેઠનો.

પોશાક તો પોશાક છે, પહેરવા માટે છે.' ટાઢ–તાપ સાથે પોશાકને શી લેવાદેવા ?

લાલ કોટ પહેરવાથી ડોસો દેખાવે સુંદર લાગે છે. છાતી સુધી પહોંચતી સફેદ દાઢી અને દાંતની મજબૂત બત્રીસીવાળા મોં સાથે ડોસો સુંદર લાગતો.

ગરમીના દિવસોમાં તે જ્યારે કોટ પહેરતો ત્યારે જરા પરસેવો વળતો. પણ કોટને કારણે પરસેવો વળે છે, તેનો શો અર્થ ?

ત્રીજી વાત છે સફિયતનાં કૂતરાંની.

ગામના લોકોને યાદ છે તે સમયથી સફિયતને ઘેર કૂતરાંનું એક ઝુંડ રહેતું આવ્યું છે. ખૂબ જોરદાર કૂતરાં. સફિ કોઈને પણ તેમનું કુરકુરિયું આપતો નહિ–નસલ વધી જાય. કોઈ ચોર બદમાશ આ બાજુ મોં કરવાની હિંમત કરતો નથી.

કૂતરાં નથી, વાઘ છે.

ડોસાને ઘણો પ્રેમ છે કૂતરાં પર. પોતાની થાળીમાંથી જ્યાં સુધી કૂતરાંને એક એક મૂઠી ભાત આપે નહિ ત્યાં સુધી તેની ભૂખ મટતી નથી. કૂતરાં પણ ડોસાને ઘણા વફાદાર છે. ક્યાંક બહાર જાય તો બે કૂતરાં તેની સાથે જતાં જ. પણ ડોસો કૂતરાંને હાથથી અડતો નહિ. કૂતરો

નાપાક—અપવિત્ર હોય છે ને ! કૂતરાને અડવાથી વજૂ નકામું જાય. નમાજ ન પઢી શકાય. પણ ગામમાં કોઈ જમણવાર હોય તો ત્યાંથી જેમ કોઈ પોતાના ઘરનાં માણસો માટે બાંધીને ખાવાનું લઈ જાય તેમ તે પોતાનાં કૂતરાં માટે ભાત, માંસ, પોટલીમાં બાંધીને લઈ જાય છે અને પોતાના હાથે ખવડાવે છે. પોતાના પૌત્રોનેય તે આટલો પ્રેમ નથી કરતો.

ચોથી વાત છે સફિયતની વાડીના મીઠા આંબાની.

એમાંના કેટલાક આંબા તો સફિયતનો બાપ વાવી ગયો હતો. કેટલાક ડોસાએ પોતે વાવ્યા હતા. આ આંબાની કેરીઓ ખરેખર સારી છે. રસાળ, સ્વાદિષ્ટ—ગોળ જેવી. કાચી ખાવાની કેરીઓ પણ છે, પાકી ખાવાની કેરીઓ પણ છે. ડોસાની વાડી જેવા આંબા ગામમાં બે–ચાર જ છે.

કેરી પાકવાને ટાણે કોઈ ડોસાને ત્યાં આવે, તો ડોસો ખૂબ આગ્રહ કરીને પોતાના બાગની કેરી ખાવા આપતો. પણ ખાતી વખતે તે સામે જ રહે છે– કોઈને પણ તેનો ગોટલો લઈ જવા દેતો નથી. ગોટલો જવાથી તેનીય નસલ બીજે જતી રહે. કોઈને બીજ ન આપવું. ભાત ખાવા અપાય, સાથે આંગળી થોડી અપાય છે ? બીજ ન આપવું. બીજ જાય તો લક્ષ્મી ચાલી જાય.

પણ જો બીજાને ત્યાં કોઈ સારા ફળનું બીજ મળી જાય તો ડોસો કોઈ પણ હિસાબે લાવીને પોતાને ત્યાં લગાવતો, પછી તે આંબો હોય, ફણસ હોય, દાડમ હોય કે બીજું કોઈ ફળ હોય. અને ડોસાના હાથમાં તો લક્ષ્મી છે. રસકસ વગરની જમીનમાં વાવે તોય તેમાં ઊગે છે.

લગ્ન પહેલાં દાઢી ન રાખવાની વાત અંગે રફિએ પોતાના બાપ સાથે ઝઘડો કર્યો હતો. પણ ડોસાની ધમકીથી જ એનું મોઢું દાઢીથી ભરાવા લાગ્યું.

" રોજ દાઢી કરીને સ્ત્રીના જેવું મોઢું બનાવીને ફરતાં શરમ નથી આવતી ? અને કમાય છે કેટલું ? અસ્તરાની કિંમત બે રૂપિયા છે, અને તે ચાલે કેટલા દહાડા ? રોજ દાઢી કરતાં બે રૂપિયાવાળો અસ્તરો ચાલી ચાલીને કેટલું ચાલવાનો હતો ? હદમાં હદ ત્રણ વરસ. તે પછી જાઓ પાછા ગોલા–ધાર કઢાવવાના થાય બે આના, એટલું ખર્ચ કરવા આપણી પાસે નથી. દાઢી રાખ, અલ્લાહનું નૂર છે. "

લગ્ન વખતે વરરાજા બનીને જતા રફિએ દાઢી કાતરથી જ કપાવી હતી. અસ્તરો નહોતો લગાડ્યો.

આમેય ડાલિમ ગામમાં કોઈ નાઈ નથી. આખા ગામમાં માત્ર ચાર–પાંચ કાતરો છે. તેમાં

કનબાપ દરજીની કાતર સારી અને ધારવાળી છે. પણ તેનાથી તે કાપડ કાપે છે, વાળ કાપવા દેતો નથી. ક્યારેક ક્યારેક બે એક જણા ચોરી છૂપીથી તે કાતરથી વાળ કાપી લે છે. ગામના લગભગ દરેક જણને વાળ કાપતાં આવડે છે. બે એક જણનું તેમાં સારું નામ છે, બહુ સારા વાળ કાપે છે.

એક ઘરની કાતર, એક ઘરનો કાંસકો, એક ઘરનો અસ્તરો અને એક ઘરનો ઓટલો કે ગામનો ખુલ્લો ચબૂતરો. સારી હજામત બનાવનાર છોકરાનું ઘણું માન થતું. જો કે હજામત ઘણું ખરું માહ, ફાગણ, ચૈત્ર અને આસો, કારતકમાં કરવામાં આવતી. સામાન્ય રીતે ખેતીની મોસમમાં દોઢ બે મહિના સુધી હજામત ન કરવામાં આવે તો તે જરાય અસ્વાભાવિક લાગતું નહોતું. જુવાનોના મોઢા પર દાઢી હોવી તે કોઈ નવાઈની વાત નથી.

તરા માટે કપાહીની નજર ગામના બે ચાર જુવાનિયાઓ પર નહોતી એવું નથી. કેટલાક નવજુવાનિયાઓએ છાનેછપને કપાહીને ઘેર પાનસોપારી ના ખાધી હોય કે ચા ના પીધો હોય એવું પણ નથી. પણ કપાહી ચતુર છે. કોઈને બહુ ટેકો પણ નથી આપ્યો કે કોઈને જબાન પણ નથી આપી.

તરાના મનને પણ તે બરાબર સમજી શકતી નથી.

યુવાન છોકરીનું મન સહેલાઈથી સમજી શકાતું નથી.

સચ્ચિતને કપાહી બરાબર ઓળખે છે. પહેલાં સફિ તેને પ્રેમ કરતો હતો, પ્રેમ કરવા માગતો હતો–કપાહીને, આજકાલ તે પ્રેમ કરે છે તરાને. પોતાને માટે નથી કરતો તે કપાહી સમજે છે. કોઈ સારો છોકરો તેના હાથમાં ના આવે અને છેવટે બફિને તરા આપવી પડે તો કપાહીને તેનો ખાસ અફસોસ નહિ થાય. સચ્ચિતને ઘેર તરા સુખેથી રહેશે. પણ બફિ તરા માટે લાયક નથી એ વાત કપાહી પણ સમજે છે. પણ ગરીબને આવી રીતનો વિચાર કરવાનું પાલવે નહિ. છોકરો હોય તો ( તેના માટે એક છોકરી) લાવવાની, છોકરી હોય તો દેવાની.

બફિને અવારનવાર તેનો બાપ કોઈ ને કોઈ બહાને કપાહીને ઘેર મોકલતો. બફિને જોતાં જ તરા પછવાડેથી ભાગી જાય છે. પાન–બાન આપીને કપાહી કલાક સુધી તેની સાથે આડીઅવળી વાતો કરતી રહે છે. તેના ગયા પછી તરા ગુસ્સો કરીને કહેતી:- "હું એને જોવા નથી માગતી. કેવો દાંત કાઢીને હસ્યા કરે છે ! "

કપાહી કશું નથી કહેતી.

છોકરીનું નસીબ અને ઊંડા પાણીમાં ગલ નાખવો તે બન્ને સરખાં છે. શું હાથમાં આવશે તેની કોઈને ખબર નથી.

પણ તરા જાણે છે કે બક્રિ તેને જોવા માટે જ અવારનવાર તેમને ઘરે આવે છે. તેને તે વાતથી વધારે ગુસ્સો આવે છે. પણ ગુલય આવે છે ત્યારે તેને ગુસ્સો કેમ નથી આવતો ? તેને ગમે છે. ગુલય વધારે વાતો નથી કરતો, વધારે વખત બેસી નથી રહેતો, બહુ ઓશિયાળો નથી લાગતો. ખરેખર તો તે માણસ છે, ગરીબ છે, પણ ગામમાં પૈસાવાળા પણ કેટલા છે ? બધા ગરીબ જ છે. જુવાન માણસ છે. પેલી પાર જમીન આબાદ કરે છે, ઘરબાર બનાવશે, હમેશાં તો ગરીબ થઈને રહેવાનો નથી ! ગુલય પણ એક દિવસ પૈસાવાળો થશે.

–પેલા બેવકૂફને તો જોવાની મને ઇચ્છા જ નથી થતી.

કપાહીના મનની વાત તરાને સમજાતી નથી. પણ કપાહી જાણે હમેશાં વિચાર કર્યા કરતી હોય એમ રહે છે. જાણે ક્યુંક કરવાની તાકમાં ન હોય !

સંભવ છે કે પોતાના મનની વાત કપાહી પોતે પણ બરાબર સમજી શકતી ન હોય. તેને બરાબર વિચાર કરવાનું પણ ફાવતું નથી. ભાત અને કપડાંની સાથે તરાની બાબતમાં વિચારે છે– બસ એટલું જ.

ચંદ્ર પણ અવારનવાર કપાહીને ઘેર જાય છે. કપાહી તેનાથી બીએ પણ છે અને તેને સ્નેહ પણ કરે છે. કેવો અલગારીની જેમ તે રહે છે, દેહે અલમસ્ત અને તંદુરસ્ત. તે તરા પાસે માગીને ચાપાણી પીએ છે. ક્યારેક ક્યારેક તરા પાસે પીઠ પરની અળાઈ ફોડાવે છે. કેવો પાગલ જેવો છે– પારકું–પોતાનું જાણતો નથી. તરા સાથે તે અંગ્રેજીમાં જ વાતો કરે છે. શી ખબર, શી વાત કરે છે. કોઈ ખરાબ વાત કરતો હોય તોયે તે સમજાતી નથી. પણ તરા સારો જવાબ આપે છે. બીક લાગવા છતાં ચંદ્ર કપાહીને ખરાબ નથી લાગતો. બિચારો ક્યારેક મોટો ઉપકાર પણ કરે છે.

તરા પણ ચંદ્રને 'ચંદ્રભાઈ' કહીને બોલાવે છે. બન્ને વચ્ચે મેળ છે, ઘણો વધારે મેળ છે.

એક દિવસ કપાહીની હાજરીમાં જ તેણે તરાને પૂછ્યું હતું, "અરે તરા, હું એક સારો વર શોધી કાઢીશ. તું લગ્ન કરીશ ?"

શરમથી લાલ થઈ જઈને તરાએ કહ્યું, " જા હવે, કેવી વાત કરે છે ? શરમ નથી આવતી ? હું તારી સાથે હવેથી વાત જ નહિ કરું. "

ચંદ્ર 'હા...હા...' કરી હસી પડ્યો.

"શરમ આવે એવી શી વાત મેં કરી છે ? એનો અર્થ કે મૅરેજ થશે જ નહિ. કોઈની સાથે ભાગી જવાની યુક્તિ વિચારી છે કે શું ? ભાગી જઈશ તો જાન લઈ લઈશ. તારું લગ્ન કરાવી

દઈશ, સમજી ? હું તારા લગ્નમાં શું આપીશ–ખબર છે ? તને હું એક જોડી સેંડલ પ્રેઝન્ટ આપીશ, સમજણ પડી ? ક્યારેય સેંડલ પહેરી જોયાં છે ? "

તરાનું મો લાલ થઈ ગયું. સેંડલ પહેરીને વહુ બનવું–ઓછી શરમની વાત છે ? સેંડલ પહેરીને ચલાય પણ કેવી રીતે ?

કપાહીએ કહ્યું– " બોલ બોલ કરવાથી શો ફાયદો ? તારી બહેન માટે એક સારો છોકરો જોઈને લાવ તો ખરો –"

તરાની હાજરીમાં જ કહ્યુ. અવાક્ બનીને તરા આશાભરી આંખે ચંદ્રના ચહેરા ભણી જુએ છે.

ચંદ્રે બરાબર ભરોસો આપ્યો. કહ્યું " સ્યોરલી કહો છો, ફોઈ ? પછી ફરી ન જતાં. બ્યુટીફુલ યંગમેન છે–સમજી? તમે લોકો જરા વેઈટ કરો ! શું સમજો છો, વૉટ ઈઝ યુ થિંક, ચંદ્ર ? "

ચંદ્ર ચાલ્યો ગયો.

તરાને આશા જાગી.

કપાહી અનિશ્ચયમાં પડી પડી વિચારતી રહી. સંભવ છે ચંદ્ર કૈંક કરે પણ ખરો. અડધી રાતે બે માઈલ દૂરથી ઘાસલેટ લઈ આવનારો માણસ છે આ. કોણ જાણે તેની મદદથી તરાને કોઈક સારા છોકરાના હાથમાં સોંપી શકાય. કશું કહેવાય નહિ.

# સાત

પૂનમની ચાંદની–ચૌદશની પૂનમ. સ્વચ્છ ધોળી ચાંદની ચોતરફ રેલાઈ છે. ધનશિરિનાં પાણી પર રૂપેરી ચાંદની ચમક ચમક થાય છે.

જંગલમાં થઈ ઓતરાદો પવન વાઈ રહ્યો છે. નેપાળીઓના વાડામાંથી જૂના દૂધની વાસ પવનમાં ભળી જઈ વહી આવે છે.

ગુલ્ચને ખભે અંગોછામાં પોટલીની જેમ બાંધેલો ત્રણશેરીઓ માટીનો ઘડો છે, અને લાંબા હાથાવાળું જંગલ કાપવાનું દાવ છે. હાથમાં પેટાવ્યા વિનાની એક મશાલ છે. મોઢામાં એક સળગતી બીડી છે.

નદીકિનારાની એક સાંકડી કેડી પર ગુલચ જઈ રહ્યો છે–મધ પાડવા માટે. તેણે દિવસે જ બધી ગોઠવણ કરી રાખી હતી, સાંજ પડવાની રાહ જોતાં જોતાં થોડો અધીરો પણ થઈ ગયો હતો. છેવટે સાંજ પડી. તે બહાર નીકળ્યો. ભીમને તેના ઘેરથી સાથે લેવાનો હતો.

તેનું મન ઊછળકૂદ કરતું હતું.

ઓછામાં ઓછું દસ શેર મધ. વેચતાં પણ ઘણા પૈસા મળશે, નહિતર ખાવા તો થશે. જાતે પાડેલા મધનો સ્વાદ જ જુદો હોય છે.

નદીને કિનારે કિનારે ભીમના ઘરનો રસ્તો છે. તેના ઘરથી લગભગ એક માઈલ હશે. જોકે ગામમાં એક માઈલ એટલે જરા દૂર કહેવાય એવું કોઈને ન લાગે. કોઈ કોઈ વાર તો એક બીડા પાન માટે માણસ ગામના છેડાથી પેલા છેડા સુધી જાય–બે માઈલથીય વધારે.

જલદીથી મધ પાડી લેવાય તો સારું. પાકા થયેલા મધપૂડાની માખીઓ કરડતી નથી. ઘેર મધ મૂકી, મૂઠી ભાત ખાઈ તે કપાહી દીદીને ઘેર જશે. પણ તરા આજ ઘરમાં હોય તો સારું. મધ તેના હાથમાં આપવાનું ગમે.

તરા ભલે ન હોય અને કપાહી દીદી ભલે એકલી હોય. તે લાજસંકોચ છોડીને તેના મનની વાત કપાહીને કહી દેશે.

સીધી વાત છે—તરાને તે પરણશે, અત્યારે નહિ તો, માઘ કે ફાગણમાં. પણ વાત તો પાકે પાયે થઈ જવી જોઈએ, નહિતર પછી કપાહીના ઘર સાથે તેને શી લેવાદેવા ?

ગુલયના મનમાં નિશ્ચિત આશા હતી– તેને જમાઈ બનાવવાનો કપાહી ક્યારેય અસ્વીકાર નહિ કરે. પૈસા નથી, પણ તેનાથી સારો છોકરો તરા માટે બીજે ક્યાંથી મળવાનો હતો ?

એક અપૂર્વ આનંદથી તેનું મન ભરાઈ ગયું. આજે હવે સંકોચ નથી રાખવો. ચોખ્ખેચોખ્ખું કહી દઈશ.

એકાએક તેણે સામે જોયું.

પૃથ્વી ધોળી ચાંદનીથી ઉજ્જ્વળ બની ગઈ છે. ઝાડછોડવાનાં લીલાં પાંદડાં પર રૂપેરી ચાંદની ઝળહળી રહી છે. નદીના કંપતા પાણી પર ચમકતા અજવાળાની ઝળકતી રૂપેરી લહેરો નાચી રહી છે.

ગુલય બીજી બધી વાતો ભૂલી ગયો. હવાના દહયમાં અનેક મધુર વાતોનું ગુંજન છે. સરસર કરતાં ઝાડનાં કુમળાં પાંદડાં કંપી રહ્યાં છે. નદીકિનારાના ઊંચા ઘાસનાં પાંદડાંમાંથી ફરફર મરમરનો હળવો અવાજ આવી રહ્યો છે.

મધુર ચાંદની છે, મધુર હવાનું કંપન છે.

ગુલયનું મન એક અનિર્વચનીય આનંદથી નાચી ઊઠ્યું. ઘાસનાં પાંદડાં સાથે નાચી ઊઠવાનું તેને મન થયું.

તેણે સીટી વગાડી.

સાદ પાડીને કોઈને બોલાવવાની તેને ઇચ્છા થઈ આવી.

તેને કૈંક ગાવાની ઇચ્છા થઈ–

પણ કોઈ નામ કે કોઈ ગાન તેને યાદ ન આવ્યું.

નાચતા પગે તે આગળ વધ્યો. રસ્તાનું ઘાસ તેનું સંગી છે.

સીટી વગાડતો વગાડતો તે આગળ વધ્યો.

તેણે સાંભળ્યું કે નદીને કિનારે બેસીને કોઈ વાંસળી વગાડે છે. બસૂરો સૂર છે. તેમ છતાં રાતની ચાંદનીમાં તે મધુર લાગે છે.

–કોઈ કામ નથી ! નદીને કિનારે બેસીને વાંસળી વગાડે છે !– તેણે અમસ્તું જ કહ્યું.

આ પહેલાં ડાલિમ ગામમાં આવી સુંદર ચાંદની જોઈ હતી કે નહિ તે ગુલયને યાદ આવતું નથી. નથી જોઈ, ક્યારેય નથી જોઈ.

થોડીક સફેદ ચાંદની તેના મનની અંદર સમાઈ ગઈ.

ભીમના આંગણામાં આવી તેણે બૂમ પાડી.

" ભીમ –"

"ગુલચ્ય કે ?" "આવ–"

ભીમ- બહાર આંગણામાં આવ્યો.

" હું સાંજનો રાહ જોઈ રહ્યો છું, આટલું મોડું ક્યાં કર્યું ? "

" બહુ સુંદર ચાંદની છે, ભાઈ" –ગુલચ્યે કહ્યું.

" હું –"

થોડી વાર પછી ભીમ અને ગુલચ્ય બન્ને બહાર નીકળ્યા અને જંગલની વાટ લીધી. ગુલચ્ય વારે વારે ચારે બાજુએ આંખો ફાડી ફાડીને જુએ છે. રખેને ચાંદની અદૃશ્ય ન થઈ જાય.

" આજે તો પૂનમ છે ને ? "

ભીમ એ વખતે બીજા વિચારમાં હતો.

" મારી ત્રણ ભેંસો આજ ચાર દિવસથી નથી. ખોળવા જવાનો પણ વખત નથી. બીજી તો બીક નથી, શ્રાવણ પૂરો થવા આવ્યો છે, હવે ભાદરવાનું પૂર ન આવે એ જ બીક છે–" ભીમ કહેતો જતો હતો.

"અત્યારે તો પૂર નથી આવતું ને ? જવા દે." વાતને ટૂંકાવતાં ગુલચે કહ્યું.

પૂર આવ્યું હોય તેવી–ધનશિરિ ! એક બીજી જ નદી બની જાય છે. તે વખતે ધનશિરિ ગાંડી બની જાય છે. ગુરુ–ગોસાંઈ કોઈને નથી માનતી. કૂલ–કિનારો નથી જોતી. હમહમાટ કરતી આવે છે, કિનારા ભાંગે છે, ગામનાં  ગામ ડુબાડે છે, ખેતરો તાણી જાય છે, નદીકિનારા પરનાં ખેડૂઓનાં ઘરબાર ભાંગી નેસ્તનાબૂદ કરી નાખે છે.

પણ એટલે શું કોઈ ધનશિરિને ખરાબ માને છે ? ધનશિરિ મા છે, માને કોઈ કોઈ વાર ગુસ્સો આવે જ. મા ક્યારેક કાદવમાંથી ખોળામાં લે છે, ક્યારેક ખોળામાંથી કાદવમાં ફેંકી દે છે.

ધનશિરિમાં મોટું પૂર આવે ત્યારે લોકો દૂર ભાગી જાય છે. પૂર અટકાવવાનો પ્રયત્ન નકામો છે.

એક માત્ર પેલો પાગલ ચંદ્ર બીજી જ વાત કરે છે – " કોણ કહે છે કે નદીને બાંધી ન શકાય ? મોટી મોટી નદીઓને બાંધીને ક્યાંયથી ક્યાં લઈ જવામાં આવી છે. આજકાલ નદીનાં

દેવીદિવતા ભાગી ગયાં છે. માણસ મોટી મોટી પાગલ નદીઓને પણ નથ પહેરાવીને ફેરવી રહ્યો છે. એક દિવસ આપણે ધનશિરિને પણ શિખવાડીશું, ઊભી રહે. વરસોવરસ ખેતરવાડી ડુબાડી ડુબાડીને તેની હિંમત વધી ગઈ છે.

ચંદ્ર એક દિવસ ગાંડો થઈ જશે, પૂરનું પાણી રોકવા ચાહે છે. જલદેવી ક્યાંક એનું ખરાબ ન કરી બેસે !

વાડ નીચે ચાંદની અને અંધારાની મીઠી લડાઈ ચાલી રહી છે– એક નિબિડ રહસ્ય.

" ક્યાં છે ? " કાન પાસે મો લાવી ભીમે બહુ ધીમેથી પૂછ્યું, જાણે મધમાખો એની વાત સમજી જશે.

"મશાલ સળગાવી લઉં, ઊભો રહે."

મધથી લબાલબ ભરેલો લટકતો મધપૂડો .

ભીમની આંખોમાં ચમક આવી ગઈ.

"બહુ મોટો મધપૂડો છે–"

" બૂમ ન પાડ–"

ઝાડનાં પાંદડાં વચ્ચેથી ચળાઈ આવીને ચાંદની મધપૂડા પર પડી હતી. પણ જેવી મશાલ સળગી કે ચાંદની જતી રહી.

" ચડ–" ગુલચ્યે કહ્યું.

એક વાર બન્નેએ મશાલો લઈ ઝાડની નીચે ચારે તરફ જોયું. ક્યાંક વાઘબાઘ ન હોય !

" કશું નથી– જા ચડ."

હાથમાં સળગતી મશાલ લઈ ભીમ ધીમે ધીમે ઝાડ પર ચડી ગયો. બીજી એક મશાલ હાથમાં લઈ ગુલચ્ય તેના ભણી એકીટશે જોતો રહ્યો.

" વાંદરાના વંશનો છે–" અમસ્તો જ તે બબડ્યો.

એક ડાળી પર બેસીને ભીમે કહ્યું– " ગુલચ બહુ મધમાખીઓ છે–"

"હું–".

ગુલચ્ય એકીટશે ભીમ તરફ જોઈ રહ્યો.

ભીમે મશાલ મધપૂડા નીચે ધરી. ધુમાડા અને આગથી મધમાખીઓ ઊડી ગઈ. કેડે બાંધેલી માટલીને મધપૂડા નીચે રાખી ભીમે મધપૂડો તોડ્યો. ખૂબ મોટો હતો. ડાળીએથી આખો ને આખો તોડી લીધો. લાચાર બની મધમાખો વેગળી ને વેગળી ઊડતી રહી.

"કેમ , થઈ ગયું ? નીચેથી ગુલયે પૂછ્યું.

" હા."

મધનાં બે ચાર ટીપાં નીચે ટપક્યાં હતાં. ગુલયે માટલીમાં તે લેવાનો પ્રયત્ન કર્યો, પણ લઈ ન શક્યો.

મશાલ હાથમાં રાખી, માટલીને હાથે લટકાવી ભીમ નીચે ઊતર્યો. એક પણ મધમાખ તેને કરડી ન શકી.

એક આખી માટલી ભરીને મધ. ઉપરથી આખો મધપૂડો.

" બહુ મધ હતું." આનંદથી ભીમે કહ્યું.

બન્ને જણા પાંદડાં પર જ પલાંઠી વાળીને બેસી ગયા. બન્નેએ પેટ ભરીને મધ પીધુ– ભીમના તો હાથ પર મધ વહી આવ્યું હતું. તેણે તે જીભથી ચાટી લીધું.

" આજે જો આ મધ ન પાડ્યું હોત તો કાલે તેમાં જીવડાં પડત."

"હું–"

મધ વહેંચી લઈને બન્ને જણા જંગલમાંથી નીકળી આવ્યા.

ભીમે કહ્યું– તેં ન જોયું હોત તો એમ ને એમ ખરાબ થઈ જાત. પેલી બાજુ જંગલમાં બીજા પણ મધપૂડા હશે. પણ ત્યાં પેસતાં બીક લાગે છે "

રાત પહોર વીતી ગઈ હતી. ગામનું ઘણું ખરું લોક ઊંઘી ગયું હતું. આમ તેમ સૂંઘતા ફરનારા બેચાર છોકરા હજી ચાંદનીમાં બેઠેલા હતા.

મધની માટલી લઈને ભીમ પોતાને ઘેર ચાલ્યો ગયો. જતી વખત કહેતો ગયો,"જરા જોતો રહેજે. ક્યાંય પણ નજરે પડે તો મને બોલાવજે. બીજાને કહીશ નહિ."

ગુલયે હા પાડી.

ઘરની પાસે પહોંચતાં ગુલયના મનમાં થયું : જો અત્યારે ઘેર જઈશ તો પછી આજે કપાહી દીદીને ઘેર નહિ જવાય. આટલી રાતે કોઈને ત્યાં જવાની વાત સાંભળીને મા ગાળો દેશે. અત્યારે ઘરે નહિ જાઉં. બહારથી ને બહારથી જ દીદીને ત્યાં જઈ આવું. ત્યાંથી પાછો આવીને ઘેર જઈશ, નહિતર મા વઢશે.

કપાહીના ઘરના આંગણામાં પહોંચતાં ગુલયને જરા બીક લાગી. આટલી રાતે અહીં તેને આવતો કોઈ જોઈ લેશે તો શું વિચારશે ?

તેણે ચારે તરફ જોયું. નથી, બધાં ઊંઘી ગયાં છે. વળી કપાહીનું ઘર છેવાડે છે. બાજુમાં કોઈનું ઘર નથી. તે ઉપરાંત કેળ-શેરડીથી દરેક ઘર છવાયેલું છે. વચ્ચે વચ્ચે ઘર છે. આંગણું ન આવે ત્યાં સુધી દેખાતું જ નથી.

અને આ બાજુ રસ્તા પર પણ કોઈની આવ-જા નથી. અત્યારે રાત પણ અડધી થઈ ગઈ છે.

દરવાજા પાસે ઊભા રહીને ગુલચ્યે ધીમેથી સાદ પાડ્યો-" દીદી, ઓ દીદી."

અંદર બિછાનામાં સરવરાટ થયો.

" દીદી, ઊંઘી ગઈ છે કે ?"

" કોણ છે ? ગુલચ્ય કે ? ઊભો રહે, આવું છું."

દીવો પેટાવી તેણે બારણું ઉઘાડ્યું અને ગુલચ્યને કહ્યું, "આવ, અંદર આવ. આટલી રાત કરી દીધી ? "

દાવ અને મધની માટલી લઈ ગુલચ્ય અંદર ગયો.

" આ શું છે ?"

દરવાજો બંધ કરતાં કપાહીએ પૂછ્યું.

" મધ પાડવા ગયો હતો. ત્યાં આટલું મોડું થઈ ગયું. પરબારો જ આવું છું."

" મધ ? ક્યાંથી પાડ્યું ? થોડું અટકીને કપાહીએ પૂછ્યું- વાળુ કર્યું છે ? "

" ક્યાંથી વાળુ કર્યું હશે ? સાંજે જ નીકળી પડ્યો હતો. પણ મધથી જ પેટ ભરી લીધું છે આજે તો ! "

એક લોટો પાણી લાવીને કપાહીએ કહ્યું , "મધથી પેટ ભરાતું હશે ? હાથપગ ધોઈને આવ, હું ભાત પીરસું છું. તારે માટે મેં ભાત ઓર્યા હતા."

ભાત ખાતી વખતે ગુલચ્યે પૂછ્યું" તરા શું ગઈ છે ? "

"હા, તે સવારે જ ગઈ છે. હું એકલી જ છું. તારા આવવાની વાતનો વિચાર કરતી મોડે સુધી બેસી રહી, અમસ્તી જ ચટાઈ પર આડી થઈ હતી- ઊંઘ નહોતી આવી. એકલા રહેવામાં જરા બીક જેવું લાગે છે. "

ગુલચ્યે ટૂંકામાં કહ્યું- " હં. "

ગુલચ્યને થોડીક બીક લાગી. તરા નથી. કપાહી એકદમ એકલી જ છે. તેણે અગાઉ તેના ચારિત્ર્ય વગેરે વિષે સાંભળ્યું છે. પણ કપાહી ઓછામાં ઓછાં ત્રણચાર વર્ષ તેનાથી મોટી છે.

ભાત ખાઈ લીધા પછી બન્ને જણ વચ્ચેના ઓરડામાં આવ્યાં.

વટવામાંથી પાન કાઢી ગુલચ્યના મોં તરફ જોઈ કપાહીએ પૂછ્યું, " પામમાં કેટલી જમીન ખેતીલાયક બનાવી છે ? "

" થોડી ઘણી કરી છે– એકલે હાથે કેટલી કરી શકાય ? "

" ઘર બનાવ્યું છે કે નહિ ? "

" હજી તો નથી બનાવ્યું. આ કાસ્તકમાં લાકડું વગેરે કાપી સામગ્રી ભેગી કરીશ, તે પછી ખેતીમાંથી ફુરસદ મળતાં ઘર બનાવવાના કામમાં લાગીશ."

" એ ઘરે મા આવશે ? "

" માની ઇચ્છા નથી."

" તો પછી ઘર શા માટે બનાવવા ઇચ્છે છે ?"

પ્રશ્ન સાંભળીને ગુલચ્યને શરમ આવી ગઈ. શું કહેવું એનો પોતે વિચાર કરે તે પહેલા કપાહીએ હસીને કહ્યું, " શરમાય છે શા માટે ? જુવાન છે, એક છોકરી લાવીશ અને– "

પાનનું બીડું મોઢામાં નાખી ગુલચે કપાહીના મોં ભણી જોયુ. દીવાના આછા અજવાળામાં તેના ચહેરા તરફ જોઈ હસતી કપાહી ખૂબ સુંદર લાગી. કપાહી હજી જાણે કાચી કિશોરી જેવી છે. તેનાં ભરેલા અંગો પર તેની આંખો સ્થિર થઈ ગઈ.

કપાહીએ હસીને કહ્યું, " મારા શરીર ભણી શું તાકી રહ્યો છે ? કોઈ દહાડો છોકરી નથી જોઈ ? "

એ વખતે પણ ગુલચ્ય બોલી ના શક્યો. તેનું મોં લાલ થઈ ગયું. તરા અંગે વાત કરવાની તેને પ્રબળ ઇચ્છા થઈ આવી હતી, પણ તે વખતે એનું ગળું સુકાઈ ગયું હતું.

સાન્ત્વના અને આશ્વાસનના સૂરમાં કપાહીએ હસીને કહ્યું, " ઘરબાર બનાવ, વાડી તૈયાર કર. થોડી બીજી પણ વ્યવસ્થા કરી લે– કાસ્તકના હવે કેટલા દહાડા બાકી છે ? "

પછી તેની ચિબુક પકડી તેનું મોં ઊંચું કર્યું અને કહ્યું, "તું ડર નહિ, ચિંતા પણ ન કર. કેટલાય દિવસથી તારા પર મારી નજર છે, તને હું છોડીશ નહિ, સમજ્યો ?"

ગુલચ્યનું મન આનંદથી છલકાઈ ઊઠ્યું. તો તો દીદી મારા મનની વાત સમજી ગઈ છે. તરાને મારી સાથે પરણાવશે. તે માથું નીચું રાખી બેસી રહ્યો.

બેઠી હતી ત્યાંથી ઊભી થઈ કપાહીએ જોયું કે બારણે સાંકળ બંધ છે કે નહિ, તે પછી કહ્યું "એનિમાઈની વાત સંભારી જીવ ન બાળીશ. મારા જેટલો પ્યાર તને બીજું કોણ કરશે ? "

ખરેખર તો આવી પ્રેમભરી વાત તેને કોઈએ નહોતી કરી. કપાહી પર પણ તેને પ્રેમ થઈ આવ્યો.

થોડી વાર ચૂપ રહ્યા પછી ગળા નીચે થૂંક ઉતારી તેણે જેમ તેમ કરી કહ્યું– " મધ અહીં રહેવા દે. રાત ઘણી થઈ ગઈ છે. હું જાઉં."

" જવું છે ? તું જઈશ તો પછી હું એકલી કેવી રીતે રહીશ ? જવું જ હતું તો પછી આવ્યો'તો શા માટે ? "

ગુલ્ચ્ય કંઈ બોલ્યો નહિ. વાત ખરી છે. તરા ઘરમાં નથી. તે જતો રહેશે તો કપાહીને બીક લાગશે.

કોઈક રીતે તેણે કહ્યું " ભલે, રહી જાઉં છું, પણ સવાર થાય તે પહેલાં જતા રહેવું પડશે. ગામના લોકો જુએ તો..."

" જુએ તો જુએ, તેથી શું ? તારા જેવા મરદ માણસને આટલી બીક ? "

–કહીને કપાહી પોતાના ખાટલાવાળા ઓરડામા ગઈ. હાથમા દીવો લેતી ગઈ. પથારી ઝાટકી–પાથરી તેને બોલાવ્યો–" આવ, સૂઈ જા. રાત ઘણી વીતી ગઈ છે".

બિસ્તર પર સૂઈ જઈ ગુલ્ચ્યે પૂછ્યું– " બીજી પથારી છે ને ? તું ક્યાં સૂઈ જઈશ , દીદી ?"

ચાદર (રિહા) શરીર પરથી ઉતારી લઈ કપાહીએ દીવો ઓલવી નાખ્યો અને કહ્યું–" બીજી પથારી ક્યાં છે ? જોઉં, જરા આઘો ખસ."

એક બાજુ ખસીને ગુલ્ચ્ય ચૂપચાપ પડી રહ્યો. તેના શરીરની લગોલગ થઈ તેના મોં પાસે પોતાનું મોં લઈ જઈ કપાહીએ કહ્યું" તું જરાયે ચિંતા ન કરતો. આજથી હવે 'દીદી દીદી' કહીને મને ન બોલાવીશ. હું શું તારી દીદી છું ? "

ગુલ્ચ્યને લાગ્યું કે કપાહી ક્યારેય તેની દીદી નહોતી.

રાત નિસ્તબ્ધ થતી જતી હતી. દીવાલનાં છિદ્રોમાંથી ચાંદનીની પીળી પીળી રેખાઓ અંદર આવી રહી હતી. ગુલ્ચ્યે અનુભવ કર્યો કે તે આટલા દિવસથી તરાને પામવા નહોતો ઇચ્છતો. તે તો ઇચ્છતો હતો કપાહીને પામવા.

# આઠ

ગુલ્યનો બાપ હજી ખૂબ માંદો છે. સમાચાર પામ સુધી પહોંચાડવામાં આવ્યા હતા. પણ ગુલ્ય આવ્યો નહિ. તેને લાલચ પણ આપવામાં આવી. ડોસાને ક્યારે શું થાય, કહેવાય નહિ, કે થાય તે પહેલાં જમીન–મિલકતની વહેંચણી કરી દેવા માગે છે, એટલા માટે તને બોલાવ્યો છે.

તોપણ ગુલ્ય માન્યો નહિ. બાપનો બેટો છું તો મિલકતનો ભાગ તો એમ જ મળશે, અને ના મળે તોય કંઈ વાંધો નથી. અને છે પણ શું ? ના આપવું હોય તો ના આપે. બે હાથ છે મારી પાસે. જાતે કમાઈ લઈશ.

આ વાત ઉપર પોતાની મા સાથે તેને મતભેદ પડ્યો. ડોસાની ભારે માંદગી વિષે સાંભળી, લોકોના કહેવાથી તેની મા પોતાના ધણીને જોવા ગઈ. એક દિવસ ગુલય જ્યારે ઘરે આવ્યો ત્યારે ઘરે મા ન મળી. પૂછપરછ કરતાં ખબર પડી કે તેની મા આજ ઘણા દહાડાથી તેના બાપને ઘેર ગઈ છે, તો ગુસ્સામાં ને ગુસ્સામાં તે ઘેરથી નીકળી ગયો. જતાં જતાં ગામના લોકોને કહેતો ગયો, " હું ફરી પાછો નહિ આવું. પામ પર જ રહીશ. માને કહેજો કે હવે અહીં આવવાની જરૂર નથી. ત્યાં જ ભલે રહેતી. એનો મોટો દીકરો છે– તે જ ખવડાવશે– ઢોર હું નેપાળીઓને સંભાળ રાખવા આપી જઈશ."

એક–બે જણાએ તેને સલાહ આપી– કોઈની ઉપર કાયમ માટે ગુસ્સો નહિ રાખવો જોઈએ. મા–બાપ પોતાનાં સંતાનો પર ગુસ્સો નહિ કરે તો કોના ઉપર કરશે ? તું પણ જા– એક વખત ખબર કાઢી આવ.

પણ ગુલ્ય ના ગયો.

માંદા પડેલા બાપને એક વાર જોવા જવાની તેને ઇચ્છા થઈ હતી, પણ તે પોતાની પ્રતિજ્ઞા તોડવા નથી માગતો. તો પછી તેને કોઈ 'મરદ' કહે ખરો ? મરદની વાત....

એક રીતે માનું તેની પાસેથી જવું તેને સારું જ લાગ્યું. તેની ચિંતા ઓછી થઈ ગઈ. ઘર પડી રહેશે– તેમાં છે જ શું ? મા કરતાં વધારે ચિંતા તેને હતી ઢોરઢાંખર માટે. તેની વ્યવસ્થા

પણ તેણે કરી છે. નેપાળી ગામનો ચક્ર બહાદુર તેની ગાયો રાખશે. બદલામાં સરસવનું ખેતર ખેડાવી લેશે.

તરા અને કપાહીની બાબતમાં વધારે નહિ વિચારે તોય ચાલશે. કૈંક તો થશે જ. કપાહીએ જરા ગરબડ કરી છે, પણ તેનો તેના પ્રત્યે ઘણો સ્નેહ છે. નસીબમાં જે હશે તે થશે.

કારતક અડધો વીતી ગયો છે. ધનશિરિનું પાણી રોજે રોજ ઓછું થતું જાય છે. નદીની છાતીમાં મોટા મોટા કાંપવાળા ટાપુ બની આવે છે. તેમાં બટાટા, સરસવ, મરચાં, વેંગણ વગેરેનો સારો પાક ઊતરે છે. શ્રાવણ–ભાદરવામાં નદીના પાણી નીચે ડૂબી જનારી ઘાસવાળી કિનારાની જમીન પણ હવે બહાર આવી છે. ગુલચે તોડેલી જમીનની અડોઅડ જ એવી લગભગ ચાર એકર જમીન નીકળી છે. થોડી નીચાણવાળી જમીન છે. પણ નદીની બાજુએ જો થોડી માટી નાખવામાં આવે તો આ જમીન ચોમાસામાં પણ ખુલ્લી રહેશે. અત્યારે તેમાં રવીપાક થશે, અને ચોમાસામાં બાઓ ડાંગર પણ રોપી શકાય–જો મોટું પૂર ન આવે તો.

મોટું પૂર આવતાં– બધાને ડુબાડી દે છે, એ વાત જ જુદી છે.

નવા ઉમંગ અને નવી આશા સાથે ગુલચ જમીન તોડવામાં લાગી ગયો. સવારથી સાંજ સુધી તેને બીજી કોઈ ચિંતા નથી. પોતા તરફથી જો ચાર એકર જેટલી જમીન નવસા ધ્ય કરી, એક વાર્ષિક પટ્ટો લઈ લે તો પછી કોઈ ચિંતા ન રહે. તે પછી બાપની જમીનની આશા ના રાખે તોયે પોતાના ખાવા–પીવાની ચિંતા નહિ રહે. પાવડા–કોદાળી અને જંગલ કાપવાના દાવથી જેટલી કરી શકાય તેટલી જમીન તે સાફ કરતો ગયો. એક હાથ જમીન પણ તે સાફ કરતો તો ખૂબ ખુશ થઈ જતો. તે પોતે પોતાની જમીન તરફ જોઇ એકલો એકલો હસતો. નદી તેને ચાહે છે એટલે તો આ ફળદ્રુપ જમીન તેને માટે છોડતી ગઈ છે. ધનશિરિ માટે તેને પ્રેમ ઊભરાઈ આવે છે. પૂરમાં તે ડૂબી ન જાય એટલી ઊંચી તેને જો નદી કરી ગઈ હોત તો બસ...

તડકામાં પરસેવાથી નહાઈ તે થાકીને શીમળાની નીચે બેસી જાય છે. કોદાળી અને કુહાડી ચલાવી ચલાવી તેની હથેલીમાં ચામઠાં પડી ગયાં છે. બન્ને હથેળીઓ સામે રાખીને જુએ છે. કહે છે કે હથેલીમાં ભાગ્યની વાત લખેલી હોય છે, પણ તે સમજી શકતો નથી. હથેળીમાં કેટલીક વાંકીચૂંકી રેખાઓ છે. કોણ જાણે તેનો શો અર્થ થાય ?

તે આકાશ તરફ જુએ છે. કારતક મહિનાનું ચોખ્ખું આકાશ છે. તેનું મન પણ ચોખ્ખું થતું જાય છે. થોડી દૂર રહેલી પામ પરની પોતાની ઝૂંપડી તરફ જુએ છે. તે જગ્યાએ જ મકાન બનાવવું પડશે. વાડી તો તેણે પહેલાંથી જ તૈયાર કરી છે. 'ભીમ' અને બીજી જાતનાં કેળાં પાક્યાં છે. વેંગણી રંગની વાલોળ પૂરા માંડવા પર પથરાઈ ગઈ છે. આ વખતે સરસવ પણ સારા છે. કૈંક હાથમાં આવશે.

ગુલ્યએ પોતાના હાથ ભણી જોયું. કદાચ ખૂબ કાળા પડી ગયા છે. બરાબર છે, આખો દહાડો આ કારતક મહિનામાં તડકામાં રહેવું પડે છે. કાળો ભલા, કેમ ન  થાઉં ?

બેઠો હતો ત્યાંથી  ઊઠીને ધનશિરિના પાણીમાં ઊતર્યો. પાણી અત્યારે સ્ફટિકની ધાર જેવું ચોખ્ખું છે. તેણે હાથ-મો સારી રીતે ધોયાં. તે પછી નદીના પાણીમાં પોતાનું મો જોયું. અરે હા, ઘણા દિવસથી દર્પણમાં તેણે પોતાનો ચહેરો  જોયો નથી. તેણે જોયું- તે બહુ કાળો પડી ગયો  નથી, પણ મહેનત ઘણી કરવી પડી છે એટલે જરા દૂબળો પડી ગયો છે. તેણે પોતાનો હાથ ગાલ ઉપર ફેરવ્યો. હા, આંખોની નીચેના ભાગે ગાલ જરા દબાઈ ગયા છે. ખાવાપીવામાં અનિયમિતતા થઈ છે. દિવસ આખો કામ કરી સાંજે બરાબર રાંધીને ખાવાની શક્તિ નથી રહેતી. જે કંઈ ખાતો, તે સ્વાદિસ્ટ લાગતું. પણ એટલે વચ્ચે અવારનવાર માછલી-મુરઘી ખાધા વિના શરીર નહિ ચાલે.

કારતકના આ બાકી દિવસ જેમ તેમ વીતી જાય બસ-

ઓરડો પણ, એક હોય તે નહિ ચાલે, ઓછામાં ઓછા બે જોઈએ. રસોડા માટે  અલગ ઓરડો જોઈએ. એક બેઠકનો ઓરડો (માડલદાર) અને એક બહારના બારણા પાસેનો ઓરડો (બાટચરા) પણ.

કામ ઘણાં છે, દિવસ પણ વધારે નથી. માગશર આવતાં જ હાથમાં દાતરડાં લેવાં પડશે. એક માણસ બે હાથ વડે ભલા કેટલું કરી શકે ?

ગુલ્યે મો ઊંચું કરીને શીમળાના ઝાડ પર નજર નાખી, પાદડાં બધાં ખરી પડયાં છે. બે-ચાર પીળાં પાંદડાં કેટલીક ડાળીએ હજી વળગેલાં છે. તેણે જોયું કે એક ડાળી પર સુગરી માળો બનાવી રહી છે. ઘાસતણખલાંનો માળો ડાળીએ લટકી રહ્યો છે. બે ત્રણ જૂના માળા છે- કદાચ આ વૈશાખ-જેઠમાં બનાવ્યા હશે. બે એક નવા જેવા લાગ્યા. અહીંથી તહીંથી તણખલાં ભેગાં કરીને સુગરી સુંદર અને સુઘડ માળો બનાવે છે.

ગુલ્ય પણ બનાવશે.

પણ ઘર બનાવ્યા પહેલાં તે કોઈ પણ રીતે નદીકિનારાની કેટલીક નવી જમીન તૈયાર કરશે. જમીન જ જીવન છે. કોઈ છોકરી આવે તો તે કઈ આશાથી તેની પાસે રહે ?

ડાલિમ ગામ જઈ તે એકવાર ચંદ્રને મળ્યો. ચંદ્રે તેને દિલાસો આપ્યો, "તું પણ ભારે મૂરખ છે ! તું એલોનલી શું દુનિયાનાં બધાં કામ કરી શકીશ ? 'મની' છે ?  રૂપિયા ? દશ-વીશ ખર્ચવા પડશે ! લેબર લગાડ ! હું લાવી દઈશ. મિકિર ગામના તુરુ અને યદુ પૈસા લઈ

દેખવામાં તિખર ખોટો નથી. તે તંદુરસ્ત પણ છે. જોકે કાળો છે. વાતચીત બહુ નમ્રતાથી કરે છે. રસોઈ કરી કરીને અને પાણી ભરી ભરીને તેનો સ્વભાવ થોડો સ્ત્રીઓ જેવો જઈ ગયો છે. પોતાને હાથે રાંધીને ભાવતું ખાવાને લીધે થોડો ખાઉધરો અને જાડો થઈ ગયો હતો. તે પણ જુવાન છે. ઉંમર ૨૩/૨૪ વર્ષની હશે.

ગુલ્ચ્યે વિચાર્યું– ઘરનું છાપરું છાવા માટે પોતે તિખરને બોલાવશે. છાપરું છાવાનું ન પણ આવડતું હોય, તોય છાપરું છાવા માટે ઉપર ખડ તો પહોંચાડશે. કંઈક ને કંઈક તો મદદ થશે જ. છાપરું છાવાનું કામ એકલાથી ના થઈ શકે. સિપસ્યિા ગામના બેચાર–જુવાનિયાઓને બોલાવવા પડશે. આજ કાલ ખબર નથી, ચંદ્ર ક્યાં ફરતો ફરે છે. તે જો મળી જાય તો ઘણી મદદ મળે. પણ, તે તો એમ જ ગાળો દેતો ફરે છે.

લગ્ન પછી એનિમાઈ કેવી લાગે છે તે એક વાર જોવાની તેને ભારે ઈચ્છા થઈ આવી હતી, પણ તેમના ઘરની સામે પહોંચતાં જ તેની હિંમત તૂટી ગઈ. કેલાઈની સાથે તેને ઓળખાણ છે અને તેની સાથે વાતચીત પણ કરેલી છે. મોસોકાને પણ મળવાનું થયું છે. તિખર પણ અજાણ્યો નથી, પણ પોતે જાતે આવીને એનિમાઈની ખબર પૂછે તો શી ખબર કોઈ શું કહે ! એનિમાઈ પણ કોણ જાણે શું વિચારશે. તે આમેય ઓછાબોલી છોકરી છે. એનિમાઈના મનમાં દુઃખ ભર્યું હોય તોયે મોંએથી એક અક્ષરેય બોલશે નહિ. એવું ન હોત તો પોતાના બાપને કંઈ ન કહેત ? અને આ રોગિયાના હાથમાં સોંપવાની વાત ચાલી એ વખતે પણ કંઈ ન કહેત ? વાત ન કરવી એ જ એનો રોગ છે.

પોતાના આંગણામાં બેસી નેતર ચીરતાં ચીરતાં ગુલ્ચ્ય એનિમાઈ વિષે જ વિચારતો હતો. મા વિનાની છોકરી છે– માસી છે– જીભની બહુ કડવી. તેનો બાપ અને બાપના મોટા ભાઈ બન્ને જમના દૂત જેવા છે. વાઘથી બીવે તેમ છોકરાં તેમનાથી બીવે છે. આવા એક કુટુંબમાં મોટા થઈને એનિમાઈએ ચૂપચાપ વહેલી સવારથી રાત સુધી ઘરનું કામ કરવાનું જ શીખ્યું– ડાંગર ખાંડવી, પાણી ભરવું, રોપણી–કાપણીનું કામ કરવું, મુગા (રેશમ)નું સૂતર કાંતવું, કાપડ વણવું– તેના હાથને આરામ જ નથી મળતો, વાત કરવાનો એને વખત જ નથી મળતો.

આવાં કામકાજ વચ્ચે જ તેનો પરિચય થયો હતો ગુલ્ચ્ય સાથે. ગુલ્ચ્ય પણ ઓછું બોલતો, તે વિચારતો વધારે. મા જ બધાં કામ કરતી. બાપને ત્યાં રહેતો હતો ત્યારે બીજા લોકો કામ કરી દેતા, તે તો માત્ર ખાવાને ટાણે ઘેર આવતો, બાકીની વેળા તે ખેતર, મેદાન, જંગલ, પનઘટ વગેરે સ્થળોએ ભમ્યા કરતો. લોકોથી દૂર એકલા એકલા રહેવાને કારણે કદાચ તેનું મન આટલું કોમળ થઈ ગયું હતું. માણસોની વચ્ચે તે ગુસ્સે નથી થતો એવું નથી, પણ આકાશ તરફ જોતાં

કે જંગલ તરફ જોતાં કે નદી તરફ જોતાં– તે નાના છોકરા જેવો થઇ જાય છે. તેનું મન પીગળી જતું. તે એકીટશે જોતો રહે છે. ખાવા–સૂવાની વાત પણ ભૂલી જાય છે. વરસાદમાં ધનશિરિમાં પાણી વધતાં જ તે કિનારે આનંદથી નાચવા લાગતો, ફાગણ મહિનામાં સર સર કરતો પવન વાય ત્યારે તે એકલો એકલો નાચતો. બીજું તો બીજું પણ શ્રાવણ મહિનામાં જ્યારે ચારે બાજુએ પાણી જ પાણી હોય ત્યારે તે ઘરમાં રહેવાને બદલે બહાર નીકળી જતો અને વરસાદમાં પલળતો, નહાતો, હસતો, કિકિયારીઓ કરતો.

તે પોતે મનોમન ગાતો. એવું ગીત– જેનો આરંભ ન હોય, જેનો અંત ન હોય. તે પોતાની જાતને ભાતભાતની વાર્તાઓ કહેતો–પોતાના મનની આશા–નિરાશાની, સુખદુઃખની વાતો. તે ક્યારેક એકલો ભમ્યા કરતો, પોતાની મસ્તીમાં.

આવે વખતે ઍનિમાઇ સાથે તેનો પરિચય થયો હતો. ઍનિમાઇ તેને બહુ ગમી હતી, ઍનિમાઈ પણ તેને પ્રેમ કરતી હતી– એ ખરું કે તે પોતાના પ્રેમને શબ્દો વડે વ્યક્ત કરવાનું જાણતી નહોતી. તેમનાં મનનો મેળ થઇ ગયો હતો. બન્નેએ ઘર વસાવવાનું સપનું જોયું હતું– કાનોકાન કંઇક વાત પણ ચાલી હતી. પણ, બન્ને કુટુંબોના વડીલોમાં જરા ખટરાગ હતો– ગુલચ સાથે ઍનિમાઇનું લગ્ન થાય તેમ નહોતું.

એક રાતે બન્ને ભાગી ગયાં હતાં. એક રાતે ઍનિમાઇને બન્ને હાથોથી આલિંગીને ગુલચે તેના અંતરમાં રહેલા પ્રેમનો અનુભવ કર્યો હતો, પણ તે જ પહેલો અનુભવ હતો અને તે જ છેવટનો.....

ઍનિમાઇએ કંઇ કહ્યું નહિ...

ગુલચ બીજાઓની વિરુદ્ધમાં કંઇ ન કરી શકવાને લીધે બાપથી જુદો થઇ ગયો હતો. કોની જીત થઇ અને કોની હાર–કોઇ સમજી ના શક્યું.

ઍનિમાઇનું લગ્ન કેલાઇ સાથે કરવામાં આવ્યું. કદાચ ગુલચ પણ એક છોકરી લઇ આવશે. બન્ને જણ નજીક નજીક રહેશે, પણ બે જુદાં જુદાં કુટુંબ બનીને. બન્નેને અજાણ્યા બનીને રહેવું પડશે. પહેલાંનો પરિચય બન્નેએ ભૂલી જવો પડશે– ગુલચે પણ, ઍનિમાઇએ પણ. અમસ્તું જ ગુલચનું મન ભારે ભારે થઇ ગયું.

# બાર

નદીકિનારાનાં પાંદડાં વગરનાં બોડિયાં શીમળાનાં ઝાડ પર લાલ લાલ ફૂલ ખીલવાનો સમય થઇ ગયો હતો. પાંદડાં વગરનાં ઝાડ નવી કુંપળો માટે તપસ્યા કરતાં હતાં.

ક્ષીણ ધનશિરિ. સ્ફટિક જેવું ભૂરું પાણી છે. સુક્કા કિનારા છે—તેમની છાતીમાં આકંઠ પ્યાસ છે. એક દિવસ ધનશિરિ છલકાઇ જશે અને તેમની સૂકી છાતી તરબોળ થઈ જશે.

નદીની રેત પર પાણીની શોધમાં આવેલાં જંગલી હરણોની ખરીઓની છાપ છે. તેઓ ટોળામાં આવે છે, પાણી પીવે છે અને ચાલ્યાં જાય છે. પાંખો સ્થિર રાખીને ગીધો આકાશમાં ઊડતાં રહે છે. તેમની આંખો નીચે રેત પર હોય છે, ક્યાંક આહાર તો પડ્યો નથી ને !

જંગલમાં જંગલનાં પંખીઓ પોતાની મસ્તીમાં જ ગાતાં ફરે છે. તેમના કંઠમાં વસંતના સ્વાગત માટેનો સહજ ઉન્માદ છે. નિ:સ્તબ્ધ બપોરે કબૂતરનું જોડું ગુટુર ગું કરે છે– દુનિયામાં જાણે બીજું કોઈ છે જ નહિ, માત્ર તે બે જણાં જ છે.

અહીં તહીં કોઈ બિહુ–શોખીન જુવાન કોઈ વનવગડાનું ગીત ગાય છે—ગીતમાં કેરીની બળેલી ગોટલીની વાસ હોય છે, દાઝેલા હૈયાની વાત હોય છે. તેના ગીતના સૂરમાં વિહ્વળતા હોય છે.

નવી ડાંગરના ભાત ખાઈને ગાલ અને મોં લાલ કરી ગભરું કિશોરીઓ અકારણ ખડખડાટ હસે છે. તેમના હાસ્યમાં ફાગણની કાચી અસર છે. તેમના અંગે અંગમાં આનંદ છલકાય છે. તેમના દિલમાં હજારો મેઘધનુષ્યના રંગો ચમકે છે. તેઓ એકબીજાને ચીઢવે છે, ચૂંટીઓ ખણે છે અને ગલી કરે છે. ગામના બોખા ડોસાઓ સાથે જુવાનીઓના સંબંધ જોડીને ચીઢવે છે અને હસતાં હસતાં બેવડ વળી જાય છે. મનમાંથી છલકાઈ જતા આનંદને કારણે તેમની આંખો પળે પળે ચમકી ઊઠે છે, હોઠ પરથી હાસ્ય ખસતું જ નથી.

ગુલચનું મન પણ નાચવા લાગે છે. તેનું મન પણ અકારણ વાતો કરતું રહે છે. જાણે તેની છાતીમાં સાત બિહુનાં ઢોલશરણાઈઓ વાગવા માંડે છે.

તે ચોનિમાઈનો વિચાર કરતો નથી, કપાહી કે તરાનો પણ વિચાર કરતો નથી. તેનું ઊડું ઊડું થતું મન કશાયનો વિચાર કર્યા વિના બધાનો વિચાર કરવા ચાહે છે. સમડીની સફેદ પાંખમા તેને પોતાના ઊડતા મનના રોમાંચનો આભાસ જોવા મળે છે. ધનશિરિના તટ પર એકલા બેઠાં બેઠાં તે અસ્તાચલના સોદાગરની નાવ ત્યાં ઘાટ પર આવીને નાંગરે, તેનું સપનું જુએ છે. સોદાગરની નાવમાંના સાત રાજાઓના ભંડારના હીરા, માણેક, મોતી છે– કહે છે, આવ–ટોપલી લાવીને માણેક મોતી ભરી લે.

ખેતરમાં રહેલાં ડાંગરનાં–ઠૂંઠાંઓ સાથે બપોરનો મીઠો તડકો ભાઈબંધી કરે છે, સાંજનું ધુમ્મસ ઘાસનાં મૂળિયાંને હાલરડાં સંભળાવે છે. રાતના ઝાંખા તારા ધનશિરિના વક્ષ પર જલકુંવરીનો ઊબરો શોધે છે. આંગણાની સામે ડાંગરના પૂળાના ઢગલામાં તડકાનો ગરમાવો આવીને ભેગો થાય છે.

ડાલિમ ગામમાં, સિપરિયા ગામમાં, ધનશિરિને કિનારે નવી તોડેલી જમીનમાં ઠંડીના છેવટના દિવસની કોમળ હોવાની લહરીઓ વાય છે.

દૂધ પીતાં વાછરડાંઓનાં મોઢાંમાંથી ફીણ નીકળે છે, તેમની માવડીઓ તેમના શરીરને ચાટી ચાટીને ચીકણું કરી નાખે છે. પૂંછડું અધ્ધર કરીને વાછરડાં આમ તેમ દોડવા લાગે છે.

ગુલચનું મન પણ પૂંછડું અધ્ધર કરીને દોડે છે. તેના આંગણાની ધૂળ તેને કોમળ કોમળ લાગે છે.

ક્યારેક ક્યારેક તેનો આખો દિવસ કશું કર્યા વિના એમને એમ જ વીતી જાય છે. મન ના હોય તો કામ ન કરવું જોઈએ–બસ, શું અમે કોઈના ગુલામ છીએ ? તરા અને એના કુટુંબના લોકો આવ્યા પછી તે રસોડામાં પણ નહિ જાય. જ્યારે મા હતીત્યારે એને રાંધવું નહોતું પડતું. પણ જ્યારે ચૂલા ઉપર ભાત ચઢતા ત્યારે જોઈ રહેવાનું ઘણું ગમતું–બુડ–બુડ ભૂત ભૂત... એક સરસ વાસ નાકમાં પેસી જાય છે. ભાતનું ઓસામણ તપેલી ઉપરથી ઊભરાઈને દેવતા પર પડે છે. ગુલચને આ બધું જોઈ રહેવાનું ગમે છે.

ક્યારેક ક્યારેક તેને બધાં કામ એકદમ ઝટપટ કરી નાખવાનું મન થાય છે, ક્યારેક કશુંય કર્યા વિના અમસ્તું જ ભમ્યા કરવાનું મન થાય છે.

તે એક દિવસ ચંદ્રની શોધમાં ડાલિમ ગયો.

ચંદ્ર ઘરે નહોતો. 'ગોલા' ગયો હતો–આજે ત્રણ દિવસ થઈ ગયા છે. આ દરમિયાન તે ગામની છોકરીઓને પણ સ્કૂલમાં ભણાવવી જોઈએ તે માટે સભા–સમિતિઓ કરે છે. બિલકુલ લાજશરમ ખોઈ બેઠો છે કે શું ? છોકરા એક બે ધોરણ ભણે છે. ભલે ભણે. એ સારું પણ છે.

પણ ક્યાંય છોકરી તે ભલા ભણતી હશે ? શહેરનો પવન લાગી ગયો છે આ ચંદ્રને ! ખબર નથી ગામની શી હાલત કરશે !

ગામની વચ્ચે થઈને જતો રસ્તો પણ સરકારે લેવો જોઈએ, તેને માટે પણ તેણે અરજી આપી છે. એક પોસ્ટ ઓફિસ માટે પણ કહ્યું છે. તેણે એ પણ લખ્યું છે કે ગામમાં એક ઇસ્પિતાલ જોઈએ. કોણ જાણે શું થઈ ગયું છે આ છોકરાને ! પણ તેનામાં હિંમત ઓછી નથી. ઉપરથી ગામના ઘણા છોકરાઓને પોતાની સાથે લીધા છે. ફાગના દિવસોમાં, કહે છે કે, થિયેટર કરશે– ગામમાં કોઈ દહાડે ન થાય તેવી વાત ! ડાલિમ ગામમાં ક્યારેક ગોસાઈ કે મઠાધીશ આવે છે ત્યારે 'ભાઓના' (શંકરદેવ, માધવદેવ વગેરેએ લખેલાં નાટકો) થાય છે. 'ભાઓના' ન હોય ત્યારે છોકરાઓ મોટે મોટેથી સંવાદો બોલે છે.

– કોન તઈ દુરાચાર, એઈ બેલિ તોર નિસ્તાર નાઈ ? ( કોણ તું છે દુરાચારી, આ વખતે તું બચવાનો નથી.)

પણ થિયેટર ?

ચંદ્ર પાગલ ન થઈ જાય તો સારું.

બેએક છોકરીઓ પણ, સાંભળ્યું છે કે, તેની સાથે જોડાઈ ગઈ છે. બધું રસાતળ જવાનું છે.

ચંદ્ર ગુલચને ભેગો ના થયો.

પણ ચંદ્રના આંગણામાં જ બહાદુર ઓઝાનો ભેટો થઈ ગયો. ઓઝા રોગની દવા કરે છે, ભૂતપ્રેત ભગાડે છે, જ્યોતિષવિદ્યાની મદદથી ખોવાયેલી વસ્તુને શોધી આપે છે અને હથેલીની રેખાઓ જોઈને ભાગ્યની વાત કહે છે. ગુલચ પણ હાથ લંબાવી ઓઝા આગળ બેસી ગયો.

' તને શું થયું છે ?' ઓઝાએ પૂછ્યું

ચંદ્રની માએ કહ્યું, " જુવાન માણસ છે, બીજું શું હોય ? એક વખતનું લગ્ન ભંગ થઈ ગયું છે. હવે કુંવારો હાથ બાળે છે– નવું ઘર ક્યારે વસાવી શકશે તે જોઈ આપો."

" બે આના આપવા પડશે."

ગુલચનું મો પડી ગયું. તેની પાસે પૈસા નહોતા, તે જરા મૂંઝવણમાં પડી ગયો.

" ભલે, ભલે, જોઈ આપો. સાચું પડશે તો હું જ આપી દઈશ પૈસા–ચાર આના."

ચંદ્રની માએ કહ્યું.

ગુલચના મોઢા પર હાસ્ય ખીલી ઊઠ્યું. ચંદ્રની મા બહુ સારી છે.

હાથની રેખાઓ થોડી વાર સુધી જોયા પછી ગંભીર થઈને ઓઝાએ કહ્યું.

" તારો હાથ કંઈ કમ નથી, લાગે છે તું કંઈ કરી બતાવશે. ઘરગૃહસ્થી પણ થશે. જોઈ આ રેખા– જલદીથી થશે. છોકરી પણ લક્ષ્મી છે, પણ જરા ચેતતો રહેજે, ક્યાંય છેતરાઈ ના જાય– હા, બીવું નહિ– બહુ સારા દિવસો છે, બહુ સારા દિવસો, ધનસંપત્તિથી ભર્યા ભાદર્યા."

ઓઝાએ બીજું પણ કહ્યું. ગુલચને સારું લાગ્યું પણ એને ચોખ્ખી ખબર ના પડી કે ઓઝા શું કહે છે. ઓઝાની વાતો હોય છે જ એવી.

ચંદ્રની માએ પૂછ્યું, " એનું લગ્ન ક્યાં સુધીમાં થશે ?"

ઓઝાએ જરા હસીને કહ્યું, " જુવાન છોકરાનું લગ્ન ! જ્યારે છોકરી લઈ આવે ત્યારે લગ્ન. એની ચિંતા કેવી ? "

ગુલચને શરમ આવવા માંડી.

છોકરી લઈ આવ્યેથી જ લગ્ન થશે. ખરું તો છે– લગ્નની શી જરૂર છે ? છોકરીને લાવીને ઘરમાં ઘાલી એટલે બધું થઈ ગયું.

ફરી ફરીને તે સાંજને સમયે કપાહીને ઘેર પહોંચ્યો.

મા–દીકરી બન્ને ઘરે જ છે– તરાએ ચાદર વણવાનું કામ શરૂ કરી દીધું છે– સાંજ સુધી વણીને હવે હાથશાળ પરથી ઊઠીને આવી હતી.

ગુલચને જોઈને અંદર આવી. તરાએ જ પહેલાં પૂછ્યું–" ક્યાંય ગયા હતા કે ભાઈ ? "

"ક્યાં જાઉં ? કામમાંથી નવરાશ જ ક્યાં મળે છે ? તમે લોકો મજામાં તો ખરાં ને ? "

" હા, છીએ જેમ તેમ કરી," કપાહીએ કહ્યું."તારું ઘર તૈયાર થઈ ગયું કે ?"

" થઈ જશે અને– તરા, જરા પાણી તો પિવડાવ–આજે ખૂબ રખડીને આવ્યો છું."

કપાહીએ કહ્યું, " તારા ભાઈ માટે પણ ચોખા ઓરી દે–રાતે અહીં જ વાળુ કરશે."

તરાને વધારે બેસવાની તક ના મળી. એક દીવો પેટાવીને દીવી પર મૂક્યો અને રસોડામાં ગઈ.

એક વાડકો પાણી લાવીને કપાહીએ ગુલચને આપ્યું અને એકદમ તેની નજીક આવીને બેસી ગઈ.

" ઘર તૈયાર થઈ ગયું ને ? "

" દીવાલો વગેરે તૈયાર થઈ ગયું છે. છાપરું છાવાનું બાકી છે. થોડા દહાડાઓમાં જ થઈ જશે. ફસલ ઘરે આવી ગઈ ? "

" હા." કપાહીએ અંદર તરફ નજર કરી, તે પછી કહ્યું, "પછી અહીં કોઈ ગાડું આવશે કે ? "

" ગાડું ? હા, લઈ જવું પડશે. અહીં  મારા ઘરમાં બે ખાટલા અને આડીઅવળી વસ્તુઓ છે ને ! અહીં પડી રહે તો ખરાબ થઈ જાય."

ખેતરમાંથી જે ડાંગર મળી છે તે કોથળામાં ભરીને જ રાખી છે. ગાડામાં ચડાવીને પહેલાંથી જ મૂકી આવવી પડશે.

ગુલચનું મન આનંદથી નાચી ઊઠ્યું . કપાહી ભણી નવો પ્રેમ જાગવા માંડ્યો. " બીજું કૈં છે ? "

" અહીં પણ કેટલીક આડીઅવળી વસ્તુઓ છે. એક ગાડું ભરાશે. સામાન મોકલી શકાય તો પછી અમારા બે માટે વધારે ચિંતા નથી."

ગુલચ ચૂપ રહ્યો.

દીવાલની પેલી બાજુએથી તેમની વાતચીત તરાએ પણ સાંભળી હશે. તે તરફથી કોઈ જાતનો અવાજ આવતો ન હતો.

કપાહીએ કહ્યું, "બહુ વિચાર કરવાની જરૂર નથી. આપણે ઓછું કોઈને પૂછવાનું છે ? આપણું મન મક્કમ તો પછી બધું બરાબર."

ગુલચને આ વખતે પણ કોઈ જવાબ ન સૂઝ્યો.

તેનું પોતાનું મન તો મક્કમ હતું. કપાહીને તરા અંગે ચિંતા હતી. આજે તે ચિંતા પણ ના રહી. બસ હવે તો મોકો જોઈને તરા અને કપાહીને જલદીમાં જલદી પોતાને ત્યાં લઈ જવાં જોઈએ.

બંનેએ બીજી પણ ઘણી વાતો કરી. તરાએ તેમની વાતચીતમાં ભાગ ના લીધો. તેને શરમ આવતી હતી.

પણ તરાએ એક વસ્તુ નોંધી હતી. હમણાંના કેટલાક દિવસોથી ગુલચ અને કપાહીના હાવભાવ જુદા લાગે છે. પહેલાંની જેમ ગુલચે કપાહીને 'દીદી' કહીને બોલાવી નથી. કપાહી હમણાંની ગુલચને 'તું –તારું ' પણ કહેતી નથી. તેનું નામ લઈને પણ બોલાવતી નથી. બસ સીધી જ વાતો કરે છે. તરા સમજી કે હવે સંબંધ બદલાવાના છે એટલે વાતચીત કરવાની રીત પણ બદલાઈ છે.

તે મનમાં ને મનમાં ખુશ થઈ. થોડી શરમ પણ આવી.  ગુલચને મોટા ભાઈ કહેવામાં હવે તેને સંકોચ થાય છે, પણ તો પછી શું કહીને બોલાવે ?

ખાવાનું પીરસતી વખતે તરાએ એક વાર બરાબર ગુલચના ચહેરા તરફ જોયું. તેનો ચહેરો

ખીલી ઊઠ્યો છે. લગ્નની પહેલાં આખું મન ખીલી ઊઠતું હોય છે. પણ તેની સાથે તો ગુલ્ફ્ય ગંભીર બનીને રહે છે. બરાબર પણ છે. તો માસીની હાજરીમાં હસવું બોલવું સારું કહેવાય ?

વાસણો માંજવા તરા ઘરને પાછલે ભાગે ગઈ. કપાહી ગુલ્ફ્યની પાસે આવી અને ધીમે અવાજે તેને કહ્યું, " સરસામાન પહેલેથી જ અહીંથી ખસેડવો પડશે. બિહુ પછી તે ગામની મસ્જિદમાં મોટો જમણવાર છે, તે વખતે લોકોની અવરજવર અહીં ઓછી હશે. આપણા જવાની વાતની કોઈને ખબર પણ નહિ પડે."

ગુલ્ફ્યે ટૂંકમાં કહ્યું, " ભલે, બરાબર છે."

તે પછી તેણે હિંમત કરીને પૂછ્યું, "તરાને આ વાતની ખબર છે કે નહિ ?"

" તેને ખબર હોય કે ના હોય તેથી શું ? આજ કાલની છોકરી છે. કેમ ખબર ન હોય ? તેને માટે ચિંતા કરવાની જરૂર નથી."

ગુલ્ફ્યે માથું ઊંચું કરી કપાહી ભણી જોયું.

કપાહી ઘણી રૂપાળી લાગે છે. તેનો ચહેરો ગુલાબ જેવો લાલ છે. તેની છાતી પણ ભરાવદાર છે.

જરા આગળ નમીને પોતાનું મોં ગુલ્ફ્યની પાસે લાવીને કપાહીએ હસીને પૂછ્યુ, " શું જુઓ છો ?"

તે પછી પોતાના હાથો વડે તેની આંખો ઢાંકીને કહ્યું, "તરાના આવવાનો વખત થઈ ગયો છે, આજે જાઓ–મારા મોં સામે તાકીને બેસી રહેવાની જરૂર નથી."

આંખો પરથી કપાહીનો હાથ ખસેડીને ગુલ્ફ્યે ફરી તેના મોં ભણી તાકીને કહ્યું, " તો મોટા જમણવારને દિવસે. "

" હા. થોડી રાત વીતી હોય તો સારું. "

તરા આવી.

તેની વિદાય લઈ ગુલ્ફ્ય જવા લાગ્યો.

થોડી હિંમત કરીને તરાએ કહ્યું, " બને તો બિહુ પહેલાં એકાદ વાર આવી જજો, ભાઈ."

" કેમ ? "

" થોડી વાત છે, આવશો એટલે કહીશ."

ગુલ્ફ્યે માત્ર એટલું જ કહ્યું, "ભલે, હવે જાઉં."

# તેર

માઘ બિહુના ત્રણ દિવસ પહેલાં વરસાદ પડ્યો.

પહેલાં તો મૂશળધાર વરસાદ થયો, પછી તો ઝરમર કેટલાય દિવસરાત સતત વરસતો રહ્યો. છાતી કંપાવી દે એવી ઠંડી. સનસન કરતી ઠંડી હતી. શિયાળાનું છેલ્લું જોર 'મેજિ' (માઘ બિહુને દિવસે સવારે જ સળગાવવા માટે બનાવેલી ઘાસફૂસની નાની ઝૂંપડી) સળગાવ્યા પછી નરમ પડવા લાગશે.

આ દરમિયાન ગુલચના ઘરનું છાપરું પણ તૈયાર થઈ ગયું હતું. તેના મનમાં ભારે આનંદ છે. વરસાદ પહેલાં એનું ઘર તૈયાર થઈ ગયું ન હોત તો ખૂબ મુશ્કેલી પડત. મકાનનો પાયો ભેજવાળો રહેત. ઠંડીમાં ધ્રૂજતાં ધ્રૂજતાં દીવાલ વગરના ઘરમાં રહેવું પડત.

જૂની અંડી ચાદર ઓઢીને ગુલચ બેઠો હતો. સિપસ્યિા ગામમાંથી ચંદ્ર આવી પહોંચ્યો. સાથે તિખર હતો.

બન્ને ઝરમર વરસતા વરસાદમાં ભીંજાઈને જ આવ્યા હતા.

ગુલચે મોટું તાપણું કર્યું. ત્રણે જણ તાપણાની આજુબાજુ બેસી ગયા. હાથપગને ગરમાવો આપવા માંડ્યા.

" તું એક દિવસ મને મળવા આવ્યો હતો ? " ચંદ્રે પૂછ્યું.

" એક દિવસની વાત કરે છે ? કેટલાય દિવસ આવ્યો હતો. આજકાલ તને શું પાંખો ઊગી છે ? તારો પડછાયો પણ નથી દેખાતો. ક્યાં ગયો હતો ? અત્યારે ક્યાંથી આવે છે ? "

" ટાઉનમાં ગયો હતો. મેની વર્ક, સમજ્યો? ઘણાં બધાં કામ છે. પી.ડબલ્યુ.ને કહીને આવ્યો છું કે ધનશિરિ પર અમારા ડાલિમઘાટનો પુલ આ વર્ષે જ બનવો જોઈએ. આ તરફ પેલી તરફ એક જ ગામ છે, વન વિલેજ, નદીને લીધે જ બે ગામ છે. જો બ્રિજ બની જાય તો એક જ ગામ થઈ જાય. ડાલિમ અને સિપસ્યિા. વન વિલેજ, એનાથી શું ઓછો લાભ થશે ?"

" પણ થશે ખરો ? "

" બોલવાથી જ થઈ જશે ? હજારો રૂપિયાની જરૂર પડશે. કંઈ નાનો પુલ થવાનો છે ? પણ હું છોડવાનો નથી– આ વર્ષે ન પણ થાય તો નેક્સ્ટ ઇયર બનશે જ. તારું ઘર તો થઈ ગયું લાગે છે–" ચારે બાજુએ નજર દોડાવતાં કહ્યું.

તેણે બીડીઓ કાઢી એક ગુલચ્યને અને એક તિખરને આપી. તેણે પોતે પણ એક સળગાવી.

ત્રણે જણા બીડીઓ પીવા લાગ્યા– ચૂપચાપ.

" થોડી ચા બનાવી લાવું કે ? ખૂબ ઠંડી છે," ગુલચે કહ્યું.

" હા, બનાવ થોડી. મને પણ ટાઢ વાય છે , પણ ચાની પત્તી તો છે ને ?"

" છે. તું ગોળની ચા પીવે છે ને ? "

" ગોળની ના પીઉં તો શાની પીઉં ? હોટલ છે તે ખાંડની પીઉં ?

ગામમાં ખાંડની ચા પીવી તેને વિલાસ માનવામાં આવે છે. ચંદ્ર હજી એવો વિલાસી થયો નથી.

તિખરે કહ્યું," હું તમારું ઘર બતાવવા જ આવ્યો હતો. હું જાઉં હવે, પાછા વળતાં ઢોસ્ની ખબર લેવાની છે."

" જરા વાર બેસ, વરસાદ પડે છે. ભીંજાઈ જઈશ."

પણ તિખર ન રોકાયો.

તેના જવાથી ગુલચ્યને સારું લાગ્યું.

" અવારનવાર આવતો રહેજે," ગુલચે અમસ્તું જ કહ્યું.

" જમીન કેટલી તૈયાર કરી છે ? " ચંદ્રે પૂછ્યું. જમીનની વાત નીકળતાં જ ગુલચ્ય હસી પડ્યો. તેણે બધું કહી દીધું. ખેતીલાયક બનાવેલી પોતાની જમીન અને આસપાસની બીજી પડતર જમીનનો પટ્ટો કેવી રીતે કરાવવો તે અંગે ચંદ્રની સલાહ પૂછી.

ચંદ્રે એને ભરોસો આપ્યો, " યુ ડોન્ટ કેયર. હું કરાવી દઈશ. આ વર્ષે પટ્ટો કરાવવાની જરૂર નથી, તેથી તો વેરો ભરવો પડશે, આવતે વર્ષે બીજી જમીન પણ તૈયાર કરજે. એકી–સાથે પટ્ટો કરાવી આપીશ. વારુ, જમીન થઈ, ઘર થયું, પણ લગ્નની બાબતમાં શો વિચાર કર્યો છે ?"

ગુલચ્ય હસી પડ્યો.

" એટલા માટે તો તને શોધવા આવ્યો હતો. " તાપણાનાં લાકડાં ને બરાબર કરતાં ચંદ્ર જરા ગંભીર થઈને બેઠો. તેણે એક બીડી સળગાવી. પહેરણના ખિસ્સામાંથી કાંસકો કાઢીને વાળ સમાર્યા.

" હા – હા– બોલ."

" એક છોકરી લાવવાનો વિચાર કરું છું."

" લગ્ન કરીશ ? "

" ઊંહું... લગ્ન કેવી રીતે કરું ? છોકરી પોતે આવવા માગે છે."

" પાછલી વારના જેવું તો નહિ થાય ને ?" ચંદ્રે પૂછ્યું.

" એવું થવાની શક્યતા નથી. સારી છોકરી છે."

" છોકરી સારી હોય કે ખરાબ, તેથી શું ? ગાર્જિયન શું કહે છે ?

" બીજું કોઈ છે નહિ." ગુલચે ચંદ્રના મોઢા તરફ જોઈને કહ્યું.

બીડીનો દમ મારીને ચંદ્ર થોડી વાર સુધી કૈંક વિચારતો રહ્યો. એક વાર બહાર વરસાદ તરફ જોયું. હજુ બંધ થયો નથી. ઠંડો પવન પણ વાતો હતો.

થોડી વાર પછી ચંદ્રે કહ્યું, "હા, બરાબર છે. એક છોકરી લાવવી. નોટ બેડ, પણ બધાં કામ સમજી વિચારીને કરવાં જોઈએ. થિંકિંગ ગુડ."

" ક્યારે લાવીશ ?"

" હજી નક્કી કર્યું નથી. ડાલિમ ગામમાં બિહુ પછી મોટો જમણવાર છે. જમણવારના દિવસે જ લાવવા વિચારું છું."

"છોકરી શું કહે છે ?"

" કહે શું ? રાજી છે."

" ડુ વન થિંગ, એક કામ કર, અહીં કોઈ મૌલવી છે કે નહિ ?"

" મૌલવી ? " ગુલચે ચંદ્ર તરફ જોયું.

" હા, એક મૌલવીની ગોઠવણ કરી રાખજે. બીજાની છોકરી સાથે શું એમ ને એમ જ ઘર વસાવીશ ? પહોંચતાં જ મૌલવી દ્વારા નિકાહ પઢાવી લેજે. તો પછી તમારું કોઈ કશું બગાડી નહિ શકે. એનિમાઈને લાવતાં જ જો નિકાહ પઢી લીધી હોત તો એવું ન થાત."

ગુલચનું મોં ચમકી ઊઠ્યું. આ વાતનો ખ્યાલ તેના મનમાં આવ્યો જ નહોતો. નિકાહ પઢાવી લીધા પછી તો તેમનો સંબંધ પાકે પાયે થઈ જશે.

"તેં આ સારી વાત કરી, આપણે ત્યાંનો મુઝફ્ફર મૌલવી છે ને, તેને કહી રાખીશ– "

" ના મુઝફ્ફરને ના કહીશ. તે બે મોઢાનો માણસ છે, હું તેને બરાબર ઓળખું છું. સિપસ્યિા ગામને છેવાડે સિદ્દિક મૌલવી છે ને– સિલહટનો, તેને કહી રાખજે. છોકરી લાવીને ઘેર પહોંચતાં જ નિકાહ પઢાવી લેજે."

" સિદ્દિકને હું નથી ઓળખતો. તું જ ગોઠવણ કરી દેજે, ચંદ્ર. "

" કેવો મૂર્ખ છે તું ? તારી નિકાહનો મૌલવી અને ગોઠવણ હું કરું ? મારા કહેવાથી શાનો આવે ? યૂ મેરેજ, આઈ નિકાહ ! "

" ના ચંદ્ર, મજાક ના કર. તારા કહેવાથી પણ તે આવશે. જરૂર જણાયે ચાર આના બાના પેટે આપી રાખજે."

" ભલે, કંઈક કરી લઈશ, પણ તું તો તેને ભગાડીને લાવીશ. લગ્ન ગોઠવીને નહિ ને ? જરા હોશિયાર રહેજે. અરે હા, ખરી વાત જ ના પૂછી, તે છોકરી કોણ છે?"

" તું જાણે જ છે– પેલી કપાહી– તેની જ– તને કહ્યું હતું ને ? "

" હા, સમજી ગયો, સમજી ગયો. સારી છોકરી છે, પણ બંનેને લાવવાં પડશે ને ?"

" એમ ના કરું તો કેવી રીતે ચાલે ? કોને લાવું અને કોને છોડું ? કેટલા વાગ્યા હશે, વારુ ? "

" ખબર નથી, શરીરના અનુમાને તો લાગે છે કે સાંજ પડવામાં છે, હું જાઉં છું. લાગે છે કે આજે રાતે ભારે ટાઢ પડશે."

"હું પણ જાઉં. ડાલિમમાં થોડું કામ છે. " ગુલચે કહ્યું.

" જવું છે તો મેક હેસ્ટ કર. આજે પાછો આવવાનો કે નહિ ? "

" રહું ક્યાં ? પાછા આવવું જ પડશે. ઘરને થોડું રેઢું મુકાય છે ? "

બન્ને બહાર નીકળ્યા.

" એક વાત છે, ચંદ્ર–"

" શું ? "

" બે ચીજોની હજી વ્યવસ્થા થઈ નથી."

" કઈ ? "

" એક તળાવ અને બીજો એક ખાંડણિયો."

" થશે, થશે. પહેલાં ગૃહિણીને ઘેર લાવ. તળાવ, ખાંડણિયો વગેરે બધું થશે. તેની ચિંતામાં અત્યારથી સુકાવાની જરૂર નથી."

બન્ને આગળ વધ્યા.

વરસાદ થોડો અટક્યો છે, પણ એકદમ નથી અટક્યો. રાતે ફરી ભારે વરસાદ પડે તેમ છે.

ચાલતાં ચાલતા રસ્તામાં એક સમજદારની જેમ ચંદ્રે કહ્યું, "તું સ્થિલી સમજ્યો છે. આપણે ગામડાવાળા માણસોને આ ચાર વસ્તુ ના હોય તો ના ચાલે– બેડલી રિક્વાયર. કોદાળી, દાવ, ઘડો અને ખાંડણિયો– આ ના હોય તો કામ ના ચાલે."

ગુલચ્યે કહ્યું," બાકી બીજું બધુ છે. ખાંડણિયો બેસાડી લઉં તો કામ થઈ જાય. ડાલિમના અમારા ઘરમાં એક જૂનો ખાંડણિયો છે, તે લઈ આવવો પડશે ને ? "

તેની વાતનો જવાબ ન આપતાં ચંદ્રે કહ્યું, " રસ્તો બરાબર થઈ જાય તો આપણે ત્યાં પણ બસ–મોટર ચાલશે, સમજ્યો ? તે પછી આપણે ટાંટિયા તોડવા નહિ પડે. જોઈએ તો 'રાઈસમિલ' પણ ખોલી શકીએ. વારુ, હું ટાઉન જઈશ તે વખતે વાત કરી જોઈશ."

બન્નેને છૂટા પાડવાની જગા આવી ગઈ.

ગુલચ્યે કહ્યું 'તારે મદદ કરવી પડશે, ચદ્ર. મારું પોતાનું છે જ કોણ ? રૂપિયા પૈસા પણ નથી. બે હાથથી કેટલું કમાઈશ ? સિદ્દિક મૌલવીને તું લેતો આવજે. મને આમ તેમ જવાનો વખત જ ક્યાંથી મળશે ? "

" ભલે, થઈ જશે. તારા લગ્નમાં ભલા હું મદદ નહિ કરું ? પણ નક્કી દિવસ પહેલેથી જણાવજે. આઈ હેલ્પ યુ– નો એફેડ."

ચદ્ર પોતાના ઘર તરફ ગયો. ગુલચ્ય પણ અંડી ચાદર માથા સુધી ઓઢીને ધીરે ધીરે કપાહીના ઘર તરફ આગળ વધ્યો.

નદીને સામે કાંઠે જ સાંજ પડી ગઈ હતી. વાદળઘેરી રાત છે. અંધારું થઈ ગયું છે. ગુલચે આમ તેમ નજર દોડાવી જોયું, ઠંડી અને વરસાદને લીધે સૌ લોકો ઘરમાં ભરાઈ ગયાં છે.

# ચૌદ

સફિયત ડોસો પોતે નથી આવતો. પોતાના બુદ્ધુ છોકરાને પણ આજકાલ નથી મોકલતો. બીજા એક માણસ મારફત કહેવડાવે છે. આશા પણ આપી છે, તરાનું લગ્ન થઈ ગયા પછી કપાહીને માટે પણ કંઈક ગોઠવણ કરશે. તેને આ રીતે ભરી જુવાનીમાં રંડાપાનું દુ:ખ ભોગવવું નહિ પડે. શક્ય છે કે નાહર પણ તેને ફરી અપનાવી લે. તેને હવે પહેલાં જેવો ક્રોધ નથી આવતો. અને તે રાજી ન હોય તોય, કપાહી જેવી સ્ત્રી જોડે કોણ લગ્ન નહિ કરે ? તેનું રૂપ અને સૌંદર્ય હતાં તેવાં જ છે. હજી પણ જોવામાં તો તે સોળ–સત્તર વર્ષની છોકરી જેવી લાગે છે. તેની ઉંમર ત્રીસ વર્ષ જેટલી છે એવું કોણ કહે છે ? અને આજ કાલનાં ત્રીસ વર્ષ તે કંઈ ઉંમર કહેવાય ? શહેરી છોકરીઓને તો આટલી ઉંમરે વર પસંદ કરવાના દિવસો હોય છે. હાજરિકા સાહેબની એક છોકરીનું લગ્ન તે દહાડે છત્રીસ વર્ષની ઉંમરે જ થયું છે.

પહેલે તરાનાં લગ્ન થઈ જવા દે.

અવારનવાર સફિયત કપાહીને બોલાવે છે. કપાહી જાય છે ચા–નાસ્તો કરીને આવે છે. ક્યારેક ક્યારેક ડાંગર ખાંડીને ચોખાની પણ ગોઠવણ કરતી આવે છે. આવતી વખતે ક્યારેક ક્યારેક તેને ચાર પૈસા પણ આપે છે ! એક રીતે સંબંધ બાંધવાનો રસ્તો તેણે ખોલ્યો હતો.

સફિયત બરાબર જાણે છે કે કપાહી આગળ પેલા બુદ્ધુનાં વખાણ કરવાથી કોઈ લાભ નથી. એટલે એને વિષે કંઈ ન કહેતા પોતાના ઘર વિષે મોટી મોટી વાતો કરે છે. ટપટપથી કામ કે મમમમથી ?

કપાહીએ હજી 'હા' 'ના' કશું કહ્યું નથી. બધાં રંગઢંગ જુએ છે, પોતાના પેટની વાત કોઈને જણાવતી નથી. પડશે તેવા દેવાશે. તરાની જો ગોઠવણ થઈ જાય તો પોતાની વ્યવસ્થા તો જાતે ગોઠવી લેશે.

ગુલચ્ય કપાહીને ઘેર પહોંચ્યો ત્યારે તે ઘેર નહોતી. સફિયત ડોસાએ બોલાવી હતી. બપોર પછી ગઈ હતી. પાછા આવતાં મોડું થશે. હમણાં હમણાંથી એને જમાડીને જ મોકલે છે– ડોસાનો પ્રેમ વધ્યો છે.

" ભાઈ છે કે ? "

" હા. બહુ ટાઢ વાય છે, તરા. દેવતા બરાબર સારી રીતે સળગાવ–તારી માસી નથી કે શું ? "

તરાએ કહ્યું, "કપાહી સફિયતને ઘરે ગઈ છે, જલદીથી નહિ આવે. અને આવે તો બીવાની શી જરૂર છે ? આજે કે કાલે બધાંને સાથે જ રહેવાનું છે."

" રાત વખતે કેમ ગઈ છે ? " દેવતામાં બે હાથ ગરમ કરી ગુલયે પૂછ્યું.

" મેં તો તમને કહ્યું જ હતું ને કે મોડું કરવામાં કોઈ નવી મુસીબત આવશે. "

" તું બીશ નહિ. હવે વધારે મોડું નહિ કરું. બિહુ આવી જ ગયો; તે પછીના શુક્રવારે જમણવાર છે ને ? બસ, હવે કેટલા દિવસો રહ્યા છે ?

" મને બહુ બીક લાગે છે. માસી પણ મોં ખોલીને તેમને ચોખ્ખું કંઈ કહેતી નથી. નકામી વાત ગૂંચવે છે. પછી તે લોકો જબરજસ્તી કરીને કશું કરી ના નાખે !"

" માનો કે કંઈ કરી જ નાખ્યું, તો પછી તું શું કરીશ ? " મજાક કરવાની રીતે ગુલયે કહ્યું.

આંખો કાઢી ગુલય તરફ જોતાં તરાએ કહ્યું, " આવું બોલતાં તમને લાજ નથી આવતી ? તમે પણ કહેશો જ કે પુરુષ માણસનું શું ઠેકાણું ? પણ હું બીજી છોકરીઓ જેવી નથી. તમે લઈ જશો તો તમારી સાથે આવીશ. બીજા પર મારું મન પણ નથી અને પ્રેમ પણ નથી. તમે નહિ લઇ જાઓ તો બીજાને ત્યાં હું જવાની નથી. હું તો તમારી જ બનીને રહીશ–ભલે ગમે ત્યાં રહું."

ગુલયે તરાને પાસે ખેંચી.

"એ તો મેં તારી જરાક મજાક જ કરી હતી. તું મારી નહિ ને બીજા કોની થશે ? કોઈ કારણસર તું મારી ના પણ થઈ શકી, તોપણ હું તો તને જ પ્રેમ કરતો રહીશ. બીજા કોઈને પ્રેમ કરતાં તેં મને જોયો છે ? "

તરાએ ગુલયના ઘૂંટણો વચ્ચે પોતાનું માથું મૂક્યું. ગુલયે તેની પીઠ અને માથે હાથ ફેરવીને વહાલ કર્યું.

" તમે જો મને છોડી દેશો, તો હું જીવતી નહિ રહું. પછી મને ધનશિરિને ખોળે જ જોશો."

" તું મારાથી જુદી નહિ રહે. હું તને કદીય નહિ છોડું–ભલે જે થવું હોય તે થાય."

ગુલચે તરાને વધારે નજીક ખેંચવાનો પ્રયત્ન કર્યો.

પોતાને છોડાવીને તરાએ કહ્યું, " એ બધું અત્યારે નહિ. માસી આવી પહોંચશે. શરીર પરથી હાથ લઈ લો."

" તને ખરાબ લાગ્યું ? " ગાલ પર હાથ રાખીને ગુલચે કહ્યું.

પોતાને ગુલચની છાતી પર પૂરેપૂરી છોડી દઈ તરાએ થોડી વાર સુધી પરમ તૃપ્તિનો અનુભવ કર્યો.

તે પછી ધીમા અવાજમાં ગુલચે કહ્યું, "તરા, હું તને કદી નહિ છોડી શકું. તું મને છોડી શકીશ ?"

તેના પ્રશ્નનો કશો જવાબ આપ્યા વિના તરા એક પ્રબળ આવેગથી તેના ગળે વળગી પડી.

ઘરના છાપરા પર ઝરમર ઝરમર વરસતા વરસાદનો કોમલ અને શાન્ત અવાજ. દીવાલો પર ઠંડી હવાનો સનસનાટ. આગની છાતીમાં લાલ ગરમાવો છે.

બે હૈયાંના ધબકારા મળી એક થઈ ગયા છે.

દૂર ક્યાંક એક શિયાળની લાળી સંભળાઈ. તરા ધીમે ધીમે ગુલચથી છૂટી પડીને જરા દૂર હટી અને તાપણીના દેવતામાં લાકડાના કકડા નાખવા માંડી. માથું નીચું રાખીને એવી રીતે બેઠી હતી કે જાણે ગુલચથી શરમાતી હોય ! તે આખી ને આખી લાલ થઈ ગઈ હતી.

ચૌદ વર્ષની એક નાની છોકરી છે, આ તરા. પણ અંગે અંગ એવાં ભરાયાં છે કે જાણે ભરજોબનમાં ન હોય ! ભર્યો ભર્યો પુષ્ટ દેહ, લાંબા અને સુડોળ હાથપગ, દાડમના ફૂલ જેવા હોઠ– અને બન્ને આંખો તો એવી ભોળી, ગંભીર અને સુંદર છે કે જોતા ગુલચ ધરાતો જ નથી. કપાહી પણ સુંદર છે, પણ આવી નહિ. બીજી જ જાતની સુંદરતા એનામા છે. કપાહીને જોતાં મોહ થાય છે. તરાને જોઈને પ્રેમ કરવાનું મન થાય છે, ખોળામાં ઊંચકી લેવાનું મન થાય છે. તેની સાથે કંઈ ને કંઈ અમસ્તી જ વાતો કરવાનું મન થાય છે. તરા એક પુખ્ત નાની છોકરી છે.

" તો હું હવે જાઉં, તરા."

" ભાત ખાઈને જજો–નહિતર પછી ક્યાં ખાશો આટલી ઠંડીમાં ? "

" થઈ ગયા હોય તો આપ."

ખાવા બેસતાં ગુલચે કહ્યું, "જમણવારના દિવસે રાતે–યાદ રહેશે ને ?"

" બીજાં ન ભૂલી જાય તો–સારું," તરાએ કહ્યું.

ગુલચ ખાતો હતો તે દરમિયાન જ કપાહી આવી પહોંચી. જાપી (વાંસની છત્રી) બહાર રાખીને તે અંદર આવી, ' ઈસ્‌સ્‌ – બહુ ટાઢ છે. ઓ તરા, એક લોટો ગરમ પાણી–" એકાએક ગુલચને ખાતો જોઈને કપાહી થંભી ગઈ.

" આ તરફ જરા આવ્યો હતો. તરાએ ખાઈને જવાનું કહ્યું." ગુલચે કહ્યું.

" સફિ ડેસાએ બોલાવી હતી. રાત બહુ થઈ લાગે છે–"

" શા માટે બોલાવી હતી ? "

પ્રશ્નનો સીધો જવાબ ન દેતાં કપાહીએ કહ્યું, " હું ત્યાંથી વાળુ કરીને જ નીકળી છું. તરા, તું ખાઈ લે." તે પછી કહ્યું, " શું કરું, સમજાતું નથી."

" શું થયું છે ?"

" થશે, જે થવાનું હશે તે. પણ ક્યાં ? ત્યાંની ગોઠવણ થઈ ગઈ કે નહિ ?

" હા, ત્યાંનું તો બધું બરાબર છે. અહીંનું થઈ જાય તો બસ–"

કપાહીએ કહ્યું–" જમણવારને હવે બહુ દિવસ નથી. અત્યાર સુધી તો સરસામાન પહોંચી જવો જોઈતો હતો."

" ગાડું આવશે." ગુલચે કહ્યું.

જમી લીધા પછી કપાહીએ એક સલાહ આપી. જમણવારને દિવસે ગુલચ અહીં ન આવે તો સારું. તેઓ ગાડું લઈને અહીંથી જાય, અને પેલે પારથી ઘરે લઈ જવા માટે કોઈ આવે. આમ નહિ કરવામાં આવે તો વાત ફૂટી જવાની બીક છે.

ગુલચે ચંદ્રની મારફતે સિદ્દિક મૌલવીને કહી રાખવાની વ્યવસ્થાની વાત કરી. તરા અંદરથી બધી વાતો કાન માંડીને સાંભળી રહી હતી. તેણે કશું ન કહ્યું. પણ એક વસ્તુ તેની સમજમાં આવતી નહોતી કે માસી આ બધી ગોઠવણ કેમ છાને છાને કરી રહી છે. તરા જો જવા ન માગે તો કોઈ જોરજુલમથી પેલા બુદ્ધુ સાથે તેને પરણાવી શકે તેમ નથી. એવું જો થઈ પણ જાય તો તે ગળે ફાંસો ખાઈને મરી જશે. કપાહીએ આમ બીને ચાલવાની કોઈ જરૂર નથી. તોપણ તરાએ વિચાર્યું કે મારે માટે જ માસીએ આ બધું કર્યું છે, માસીને ગુલચ પર શું ઓછું હેત છે ?

જતી વખતે ગુલચે તરાને સાદ ના પાડ્યો. વરસાદ જરા વધારે હોવાથી કપાહીએ તેને એક જાપી લઈ જવાનું કહ્યું. ગુલચના હાથમાં એક નેપાળી કુકરી હતી. તેને બીક નથી.

એકલા જતાં જતાં રસ્તામાં તેના મનમાં જાતજાતના વિચાર આવતા હતા. આજે જો તે એના બાપની સાથે રહેતો હોત તો તરાને મેળવવા આટલો પ્રયત્ન ન કરવો પડત. સીધે સીધું છોકરીનું માગું કરત અને લગ્ન ગોઠવીને તેને પોતાને ઘેર લાવત. આજે તે એકલો છે, ગરીબ છે. એટલા માટે જ એક છોકરીને માટે આજે તેને એક ચોરની જેમ આ બધું કરવું પડે છે. તેને જરા ખરાબ લાગ્યું.

પણ તેને સારું પણ લાગ્યું. ગર્વ પણ થયો. પોતાનું કોઈ ન હોવા છતાં તેણે એકલે હાથે ઘર બનાવ્યું છે, અને એકલે હાથે જ તરા જેવી એક છોકરી લાવીને ઘર વસાવશે. તેણે એકલે હાથે જ બાર-તેર વીઘા જમીન કાઢી છે અને બીજી કાઢશે. આ મારી પોતાની દુનિયા છે, અહીં બીજા કોઈનો ભાગ દાગ નથી– તેણે કહ્યું.

# પંદર

ડાલિમ ગામની મસ્જિદમાં શુક્રવારને દિવસે જમણવાર છે—એક મોટો પ્રસંગ છે. વર્ષમાં બે વાર જમણવાર થાય છે. એક વૈશાખની અધવચ્ચે કે જેઠની શરૂઆતમાં–ખેતીની શરૂઆતનો વખત. બીજો માઘ મહિનામાં, ખેતીનો પાક ઘેર લાવ્યા પછી. મસ્જિદની જમાત બન્ને જમણવારને પવિત્ર માને છે. માંદગી અથવા રોગમાંથી સારા થવાની ઇચ્છાથી કે કોઈ મનની મુરાદ સિદ્ધ થાય એવી આશાથી જમણવારમાં ફાળો આપે છે કે માન્યતા કરે છે.

જમણવારના દિવસે સમાજના લોકોને બીજું કોઈ કામ નથી હોતું. ઘરોને લીપી ગૂંપી, કપડાં ધોઈ, નહાઈધોઈ, બિલકુલ ચોખ્ખા બની જાય છે. ઘેર ઘેર ખાંડણિયામાં ચોખાનો આટો ગૂંદવામાં આવે છે અને એમાંથી 'શાનિકિ' પીઠું બનાવવામાં આવે છે. મસ્જિદમાં બધા ભેગા થઈને કઢાયાં ભરીને માંસની તરકારી બનાવે છે. સાંજે ગામના લોકો છોકરા–છોકરીઓ (જોકે છોકરીઓ નાની વયની) લઈને મસ્જિદમાં આવે છે. મસ્જિદના પ્રાંગણમાં હારબંધ બેસે છે. પછી ગણીને દરેકને માટે એક કે બે પીઠાં રાખીને બાકી બધાં સાર્વજનિક ભંડારામાં આપી દે છે, દરેકની પતરાળી પર પીરસનાર ચાટવા વડે માંસ પીરસી જાય છે. લોકો થોડું થોડું ચાખીને પીઠા અને માંસને બાંધીને ઘેર લઈ જાય છે, દરેકને પોતપોતાના ફાળા પ્રમાણેનો ભાગ મળે છે, ખરેખર તો આ જમણવારની સાર્વજનિક વસ્તુ આ માંસ છે. મૌલવીને, ગામના મુખીને અને સરદારને વધારે મળે છે. ક્યારેક ધમાલ પણ થઈ જાય છે, ક્યારેક બધું શાંતિથી પતી પણ જાય છે.

જમણવારના એક દિવસ પહેલાં સફિયત ડોસો ચોખાનો આટો ગૂંદવા માટે તરાને બોલાવી ગયો. કપાહીએ કહ્યું, " ભલે, આવશે. પણ આ માટે તમારે જાતે આવવાની શી જરૂર હતી ? કોઈની સાથે કહેવડાવી દેવું હતું."

સફિયતે કહ્યું, "જો તરા, તું જરા વહેલી આવજે. અધમણ ચોખાનો લોટ ગૂંદવાનો છે, તે ઉપરાંત પીઠાં પણ તારે બનાવવાનાં છે."

કપાહીએ કહ્યું, " મસ્જિદમાં તો અમારે ત્યાંથી જનારું કોઈ નથી. પણ રિવાજ પ્રમાણે

જમાતને અમારે પણ બે–ચાર પીઠાં આપવાં પડશે. હું જ બનાવી દઈશ. પાશેર ચોખાને વાટીને ચાર પીઠાં તૈયાર કરી મોકલી દઈશ, તરા આવશે .

તરાને વાંધો ઉઠાવવાનો વખત કે તક જ ના મળ્યાં.

જતી વખતે સક્રિયત કહેતો ગયો, " તરા અમારે ત્યાં જમીને જ આવશે. જરા રાત પણ થઈ જાય તો ચિંતા ના કરીશ."

" તમારે ત્યાં રહે પછી ભલા ચિંતા શી ?" કપાહીએ કહ્યું.

તરાનો કંઠ સુકાઈ ગયો.

શું માસી કાલે અહીંથી જવાની વાત ભૂલી ગઈ છે ? સક્રિયત ડેસાને ત્યાં રાત પડી જાય અને અહીં ગુલચનું ગાડું મને ન જોતાં એમ ને એમ જ પાછું વળી જાય, તો ગુલચને કેવું ખરાબ લાગે ? કોણ જાણે તે શું વિચારશે.

માસી શું કોઈ બીજી વાત વિચારતી હશે ?

તરા થોડી પરેશાન અને ચિંતિત થઈ ઊઠી. તોપણ એણે મનોમન નક્કી કર્યું કે પીઠું તૈયાર કરી લીધા પછી તે ત્યાં રોકાશે નહિ. કોઈ પણ ઉપાય કરીને ચાલી આવશે. સાંજ પડે તે પહેલાં તેણે કોઈ રીતે પહોંચી જવું જોઈએ. તેને કોઈ રોકી નહિ શકે. ગુલચનું ગાડું આવે કે ના આવે આ ઘરમાં તે હવે નહિ રહે. માસીનું જે થવાનું હોય તે થાય. જરૂર હશે તો તે પોતે જ ઘેરથી નાસી જઈને ગુલચને ત્યાં જશે. સિપરિયા ગામમાં તે બે વાર ગઈ છે, દૂરથી ગુલચનું પામ પણ તેણે જોયું છે.

તેણે કપાહીને કૈં ન કહ્યું. તેમે સક્રિયતને ઘેર શા માટે બોલાવી છે ? માસીને જ બોલાવી હોત તો સારું થાત. ત્યાંથી તેની માસી વખતસર પાછી ન આવત તો પોતે એકલી જ ગુલચને ઘેર ચાલી જાત.

બોલાવી છે પણ મને જ !

કપાહી સૂવા ગઈ પણ તરા પોતાનો સરસામાન ભેગો કરવા માંડી. બધું પોટલીમાં બાંધી રાખીને જશે. ગાડું આવે ત્યાર પછી કોઈ પંચાત નહિ.

સક્રિયતને ઘેર જમણવારનું પીઠું બનાવવાનો અવસર મળ્યો તેથી તેને થોડો આનંદ થયો. ગમે તેને જમણવારનું પીઠું બનાવવા નથી અપાતું. પુણ્યનું કામ છે, તેને પણ કદાચ થોડું પુણ્ય મળશે.

તરાને નમાજ પઢતાં નથી આવડતી. મુનાજાત કરતાં પણ નથી આવડતું. તોપણ બિછાનામાં પડ્યે પડ્યે તેણે ચૂપચાપ પોતાના પ્રાણની પ્રાર્થના પ્રકટ કરી. કાલને દિવસે કોઈ ન થવાનું ન થાય. કાલે હું અહીંથી ગુલચને ઘેર જઈશ. કાલે મારું લગ્ન થશે, સહિ ડોસાને ત્યાંથી હું જલદીથી આવી જાઉં તેમ થજો...

તેને ગુલચની વાત યાદ આવી. કાલથી તેને એકલાં રહેવું નહિ પડે. હું સાથે રહીશ, હું તેની છાતીમાં સમાઈ રહીશ, તે મને તેના બન્ને હાથોમાં ભરી લેશે. એને માટે જમણવારમાં બે–ચાર પીઠાં તરકારી લેતી જઈશ. સિપસ્યિા ગામમાં જમણવાર થયો નથી. પોટલી સંતાડીને લઈ જવી પડશે.

તેને માસીએ ગળામાં પહેરેલી 'બિરિ' ( એક ઘરેણું ) યાદ આવી. હમણાંની માસી એ હંમેશાં પહેરી રાખે છે. તે શું મને નહિ આપે ? ના આપે, તો ભલે, ગુલચ આપશે. અત્યારે નહિ તો પછી લઈશ. ખેતરમાં રોપણી બરોબર થાય. બટાટા–સરસવનો પાક સારો ઊતરે– તો પછી અડધા તોલાની એક જોડી સોનાની બંગડી લઈશ. પણ તે પહેલાં એક જોડ લોળિયાં અને એક વીંટી. કદાચ ગુલચે મારે માટે એક વીંટી બનાવડાવી પણ રાખી છે....

ધીમે ધીમે તેને ઊંઘ આવી ગઈ.

# સોળ

જમણવાર  પછી મસ્જિદમાં ભેગા થયેલા લોકો ઘર ભણી ચાલ્યા ત્યારે મગરિબ (સૂર્યાસ્તની નમાજ)ની અજાન થઈ ગઈ હતી. સાંજ પડી ગઈ. માઘ મહિનાનો ટૂંકો દિવસ. જોત જોતામાં સાંજ થઈ જાય. માઘ બિહુ પછી વરસાદ થંભી ગયો હતો. આજે અજવાળી આઠમ કે નોમ છે. ધુમ્મસ હોવા છતાં ઉજાસ છે.

સફિયતના કુટુંબના પુરુષો મસ્જિદે ગયા હતા. મસ્જિદમાં જતી વખતે ડોસાએ ફરીથી તરાને કહ્યું હતું, " તારે હમણાં જવાનું નથી. ખાઈ પીને જજે. તારો ભાઈ તને મૂકી જશે."

તેણે કશું કહ્યું નહિ.

સફિયતના પેલા મૂરખ ગૂંગણાએ તેની આસપાસ બેત્રણ આંટા માર્યા, પણ તેની નજીક જવાની હિંમત કરી શક્યો નહિ.

પણ મસ્જિદમાંથી પીઠું વગેરે લઈને પાછા આવ્યા પછી પણ તરાએ જોયું કે તેને મૂકી જવાની વાતનો કોઈ ખ્યાલ જ કરતું નથી. ખાવા માટે તેને પીઠાં આપવામાં આવ્યાં, પણ તેનું મન ખાવામાં નહોતું, જવામાં હતું. ગુલ્યનું ગાડું અત્યાર સુધીમાં પહોંચી ગયું હશે. પોતાને માટે એ વાટ જોશે ? તરાએ સફિની બીબીને એક વાર કોઈક રીતે કહ્યું– " મારે જવું છે, અને રાત પણ ઘણી થઈ ગઈ છે. ઘેર માસી એકલી છે."

સફિની બીબીએ ખંધું હસીને કહ્યું, " એ પણ તારું ઘર છે અને આ પણ તારું ઘર છે. શું કરીશ જઈને ? અહીં રહી જા– "

સાંભળીને તરાનાં રુવાંટાં ઊભાં થઈ ગયાં. આ લોકો કોઈ છૂપું કાવતરું તો નથી કરતાને ? આ ઘર મારું કેવી રીતે થાય ?

તેણે થોડી વાર રાહ જોઈ, પછી સફિ ડોસાની શોધ કરી. ડોસો નથી. તરાને વધારે ખરાબ લાગ્યું. તેને હવે કોણ મૂકી જશે ? ગૂંગણા સાથે તો તે હરગિજ નહિ જાય, જરૂર પડ્યે તે એકલી જ જશે. તે ડાલિમની છોકરી છે, ડાલિમ ગામમાં મોટી થઈ છે. અહીંના રસ્તાઓની એને ખબર છે. આટલા દિવસ સુધી વાઘ એને લઈ ગયો નથી, આજે પણ નહિ લઈ જાય.

ભારે સ્વવાટમાં તે આમથી તેમ ફરવા માંડી. પણ ઘરના કોઈ માણસને જાણે તેના તરફ નજર કરવાની નવરાશ નથી.

મસ્જિદનો જમણવાર તો પતી ગયો, તો પછી અહીં ફરી શાની ધમાલ છે ? તેનું મન એક અનિશ્ચિત આશંકાઓથી ત્રસ્ત થઈ ઊઠ્યું, તેને બીક પણ લાગી.

એક વાર તે 'મારસ ઘર' (અંદરનો બેસવાનો ઓરડો) તરફ ગઈ. બારણા પાસે એકદમ ઊભી રહી ગઈ. સફિયત અહીં બેઠો છે. સાથે ગામના બીજા બે ચાર જણા છે. તે પાછી ખસીને દીવાલની આ તરફ ઊભી રહી.

" હવે જલદી કરો. હજી કોઈ આવવાનું બાકી છે ? "

" ખરો માણસ તો હજી આવ્યો નથી. અહમદ મુન્શી હજી નથી આવ્યો. નિકાહ કોણ પઢાવશે ? "

તરાના બન્ને પગ જોરથી ધ્રૂજવા માંડ્યા. દીવાલને ટેકે તે માંડ ઊભી રહી.

" છોકરીની માસીને કહ્યું છે ને ?"

" લગભગ કહ્યું જ છે. વાંધો લેવા જેવું એને કૈ છે નહિ. તેની પાસે છે શું ?

આગળ સાંભળવાની તરામાં ન તો હિંમત હતી, ન તો ધીરજ. તેનું માથું ભમવા માંડ્યું. જેમ તેમ કરીને તે ત્યાંથી ખસી ગઈ.

થોડી જ વારમાં અહમદ મુન્શી આવી પહોંચશે, અને આ બધા લોકો જબરજસ્તીથી પેલા ગૂંગણા સાથે તેને પરણાવી દેશે.

નિસ્સહાય ભાવે તરાએ ચારે તરફ જોયું. તેની આંખો સામે દીવો પણ જાણે નાચવા લાગ્યો. પગ નીચેથી જમીન સરકવા લાગી.

થોડી વાર સુધી અનિર્ણયની સ્થિતિમાં જ્યાંની ત્યાં ઊભી રહી, પછી અચાનક તેણે વિચાર કર્યો– તેના મનમાં બુદ્ધિ વીજળીની જેમ ચમકી ગઈ. તેણે એક પળમાં નિર્ણય કરી લીધો.

તેણે ચારે તરફ જોયું. પુરુષ માણસો બધા સામે 'મારસ ઘર'માં છે, સ્ત્રીઓ બધી રસોડામાં. હવે એક પળનો પણ વિલંબ કરી શકાય તેમ નથી.

બીજી જ પળે તે ચૂપચાપ પાછલી બાજુના દરવાજેથી સફિયતના ઘેરથી નીકળી ગઈ.

સફિયતના ઘરની પાછળ એક લાંબું પહોળું ખેતર હતું અને તેની આગળ એક પાંખું

જંગલ. આડીઅવળી વાતનો વિચાર કર્યા વિના તરાએ દોડીને ખેતર વટાવ્યું અને જંગલ વચ્ચેની સાંકડી કેડી પર આગળ વધી.

આજે આ વખતે તેને કોઈ હિંસક વાઘ કે સાપની એ બીક નથી, એને બીક છે માણસની, સકિની, ગૂંગણાની. જીવ લઈને તે ભાગતી ગઈ. ક્યાં જઈ રહી છે તેનો વિચાર કર્યા વિના જંગલની વચ્ચે ઠોકરો ખાતી પડતી આખડતી દોડતી ગઈ. એક જ ધૂન તેના મનમાં હતી કે ઘેર પહોંચવું કે પહોંચવું ધનશિરિને કિનારે. કોઈ જબરજસ્તી કરશે તો કાં તો પોતે ધનશિરિમાં કૂદી પડશે. કાં તો જે સામે આવશે તેને છરો મારીને પોતે પણ આપઘાત કરી લેશે.

અને જો રસ્તામાં જ ક્યાંક ગુલચનું ગાડું મળી જાય તો ! ભય અને આશંકા વચ્ચે પણ તેના મનમાં આનંદની લહેર ઊઠી. તે વખતે આખી દુનિયામાંથી કોઈ મારું કશું જ નહિ કરી શકે. હું ગુલચને ગળે વળગીને તેની સાથે ચાલી જઈશ.

લગભગ અડધો કલાક દોડ્યા પછી તે હાંફી ગઈ. જરા વાર ઊભી રહી. માઘ મહિનાની ઠંડી રાતમાં પણ તે પરસેવો પરસેવો થઈ ગઈ હતી. તેના કપાળેથી પરસેવો રેલાતો હતો.

તેને જરા બીક લાગી. એકદમ એકલી આટલી રાતે ક્યાં આવી છે ? આ તો રસ્તો નથી, જંગલ છે. ભૂલી તો નથી પડી ને ? અહીંથી જતાં ક્યાં નીકળીશ ? ફરી ફરીને તે ક્યાંક પાછી સકિના ઘરે ન પહોંચી જાઉં !

તરાએ એક વાર આકાશના ચંદ્ર ભણી જોયું, પણ ચંદ્રને જોઈને પણ તે ક્યાં આવી છે તેનું અનુમાન ન કરી શકી. ભાગતી ભાગતી જે તરફથી આવી હતી તે તરફ સરવા કાન કરતાં બહુ આઘેથી માણસોનો આછો પાતળો અવાજ સંભળાયો. પણ કેટલે દૂરથી તે અવાજ આવે છે તેનું અનુમાન કરી શકી નહિ. ક્યારેક નજીકથી આવતો લાગતો, ક્યારેક દૂરથી. પણ પોતાની છાતીમાં થતા ધબકારાને તે સ્પષ્ટ સાંભળી શકી. તેના હાથપગ ઢીલા પડવા માંડ્યા.

થોડી વાર એક ઝાડનો ટેકો લઈને તે ઊભી રહી. તે પછી વધારે વિચાર કર્યા વિના તેણે ચાલવાનું શરૂ કર્યું. થોભવાનો વખત નથી.

તેને બીક રાતની નથી, માણસની છે. તે બરાબર કશું જોઈ શકતી નથી. જંગલ હવે પૂરું થઈ ગયું હતું. સામે સુક્કા ઘાસનું મેદાન જેવું હતું. ધુમ્મસમિશ્રિત ચાંદનીમાં તેને બધું અસ્પષ્ટ અને અજાણ્યું લાગતું હતું. તોપણ તે ધૂંધળા ધુમ્મસમાં થઈને આગળ વધી.

અચાનક તેને લાગ્યું, તેના પગ નીચે નરમ ભીની ભીની જમીન છે—માટી છે કે રેત છે ? તે થોભી, સામેની તરફ જોયું– અરે, આ તો ધનશિરિ છે ! આમ તેમ ભમી ભટકીને તે છેવટે ધનશિરિને કાંઠે આવી છે.

એકાએક તરા નિર્ભય બની ગઈ, આ તો પરિચિત ધનગિરિ છે. દુનિયાના બધા લોકો ઠગે કે દગો દે, આ ધનગિરિ ક્યારેય દગો નહિ દે. ધનગિરિ નિરાશ્રયનો આશ્રય છે, બેસહારાનો સહારો છે.

શાન્ત રીતે વહેતી નદી તરફ તેણે એક વાર જોયું. ધુમ્મસ નદીના વહેણ ઉપર ઊતરી આવ્યું છે, તેના ઉપર ચાંદનીનો ઝીણો પાતળો પટ છે. તેને લાગ્યું કે હવે તેનામાં ચાલવાની શક્તિ નથી. નદીકિનારાની રેત પર જ બેસી પડી. કિનારે ટાઢ વધારે હતી. ધુમ્મસની છાતીને ચીરીને પવન ધીરે ધીરે વાતો હતો.

તરાએ ચારે તરફ જોયું– ક્યાંય કોઈ નથી, કશું નથી. ચારે બાજુએ ધુમ્મસથી ઢંકાયેલું એક ધૂસર જગત છે. એક પરિચિત નદીનો અપરિચિત કિનારો છે, એક પરિચિત ગામનો અપરિચિત છેડો છે. અબોધ્ય ચાંદની, દુર્બોધ્ય ધુમ્મસ, ચાંદની–ધૂસર રહસ્યમય નીરવ રાત.

એક એકલી ભયભીત બાલિકા છે.

ચારે બાજુએ એક અજાણી રાતનું આવરણ છે.

તરાને લાગ્યું કે હવે તે એકેય વાતનો વિચાર નહિ કરી શકે. એકાએક જાણે કે તેની વિચારશક્તિ ચાલી ગઈ છે. બધી ચેતના ખોઈને જાણે તે જડ બની ગઈ હતી.

કેટલીક વાર સુધી તે ત્યાં બેસી રહી. પછી વિચારવાનો પ્રયત્ન કર્યો કે ત્યાં આવ્યે તેને કેટલી વાર થઈ હશે. એક કલાક, બે કલાક ! કે તેથી વધારે ?

મને શોધવા સકિએ અમારે ઘેર માણસો મોકલ્યા હશે. તેઓ કદાચ મને બધે શોધતાં ફરતાં હશે. એમ વિચારતાં એને આશ્વાસન મળ્યું કે સારું થયું તે ઘેર જવાને બદલે તે અહીં આવી ! એ લોકો મને પકડીને લઈ જ જાત.

પણ ગુલયનું ગાડું મને ત્યાં ન જોઈને પાછું ગયું હશે તો ! ગુલય શું ધારશે? મારા પર તેને ગુસ્સો આવશે, એને બહુ જ ખરાબ લાગશે. બધી વાત જ્યાં સુધી સ્પષ્ટ રીતે એને નહિ સમજાવું ત્યાં સુધી કદાચ મારી જોડે બોલશે પણ નહિ.

પણ ગુલયને જ્યારે ખ્યાલ આવશે ત્યારે એ મને વધારે પ્યાર કરશે. તેને માટે તો મારે આટલું દુ:ખ વેઠવું પડે છે, બીજા કોના માટે ?

તરાને લાગ્યું કે રાત બહુ વીતી ગઈ છે. આ માઘ મહિનામાં નદીને કિનારે આ રીતે એકલા બેસી રહેવું તે ઠીક નથી. આકાશમાં ચંદ્ર છે એટલું સારું છે. હવે અડધી રાત થઈ હશે, હવે વધારે બેસવું તે બરાબર નથી.

તરા ઊભી થઈ, એક વખત ચારે બાજુએ જોયું. ક્યે રસ્તેથી ઘરે પહોંચી શકાશે ? નદીના કાંઠે કાંઠે ઉપરવાસ ભણી કે હેઠવાસ ભણી ? શી ખબર ક્યાં નીકળશે ? જ્યાં પહોંચું ત્યાં, પણ આ અડધી રાતે અહીં નદીકિનારે એકલા બેસી રહેવું તે ઠીક નહિ. અત્યાર સુધી તાપ લાગતો હતો, હવે ટાઢ વાય છે. આટલી ટાઢમાં બેસી રહેવાથી તો માંદી પડી જઈશ. હોઠ સુકાઈ ગયા છે, હાથ–પગ થીજી ગયા છે. પગની આંગળીઓ ઠીંગરાઈ ગઈ છે.

તેણે એક વાર નદી તરફ જોયું. તે પછી આંખો મીચીને નદીને કિનારે કિનારે ઉપરવાસ ભણી દક્ષિણ તરફ ચાલવા માંડી.

ચારે તરફ નિસ્તબ્ધતા છે, પંખીનો પણ અવાજ નથી, શિયાળનું 'હુવા હુવા' પણ નથી સંભળાતું. વાઘની ગર્જના પણ નથી. ભેંસોના રખવાળોના હોકારા પણ નથી. જાણે કે ધુમ્મસની નીરવતામાં ડૂબતી એક પૃથ્વી છે. માત્ર તરાના પગ નીચેની રેતનો ખસ ખસ અવાજ થાય છે અને તેને શરીરે ઘસાતાં ખડ અને પાંદડાંનો આછો સરસર અવાજ થાય છે. પાંદડાં પર પડેલું ઝાકળ તેના શરીરને લાગતું હતું.

તે વખતે રાત વધારે નહોતી થઈ, પણ એને એવું લાગતું હતું કે રાત બહુ થઈ ગઈ છે. તેનાં પગલાં ધીમાં પડી ગયાં. ધનશિરિના કાંઠાનો નિશ્ચિત આશરો છોડીને તે દૂર જવા માગતી નહોતી. આજની સવારથી અત્યાર સુધીનો સમય તેને એક આખા યુગ જેવડો લાગ્યો. હજુ આજે જ સવારે સફિયતને ત્યાં ચોખાનો આટો ગૂંદવા જવું, જમણવારનું પીઠું બનાવવું, મસ્જિદમાં જમણવારનો ઘોંઘાટ અને તે પછીની ભયંકર ઘટના ! આ ઘટનાઓ જાણે તેને યાદ જ નથી આવતી. કેટલી બધી ઘટનાઓ બની ગઈ એક દિવસની અંદર અંદર ! ન સમજાય તેવી ઘટનાઓ. સમજવાનો પ્રયત્ન કરવા જતાં તેને બીક લાગવા માંડી.

એકાએક નદીનો કિનારો તેને જાણે પરિચિત લાગ્યો. જરાય ભૂલ નથી– આ વડનું ઝાડ– આ ઘાટ અને આ છે તેમના ઘરનો રસ્તો.

ધનશિરિ પર એક નજર નાખી તેણે ઘરને રસ્તે પગ વાળ્યા.

# સત્તર

લગભગ બધી જ વ્યવસ્થા ગુલ્ચે અને ચંદ્રે મળીને કરી. ભીમે અને તિખરે પણ થોડી મદદ કરી. ગાડાની વ્યવસ્થા કરી ચંદ્રે. ઘાટ પર નાવ તો હતી જ હોડીવાળાને પણ ચંદ્રે તાકીદ કરી હતી કે આ લોકોની પેલે પાર જવાની વાત ફેલાય નહિ. ઘાટવાળાઓએ તો પહેલાં પણ કેટલીય છોકરીઓને આ રીતે પાર ઉતારી હતી– તેણે ચંદ્રને ભરોસો આપ્યો.

એક પ્રશ્ન થયો–છોકરીને લાવીને ઘરમાં પ્રવેશ કરાવતી વખતે બીજી એક સ્ત્રી હોય તો સારું. ચંદ્રે એક વાર ગુલ્ચ્યને કહી પણ જોયું– તારી માને એક વાર સમજાવી પટાવીને લઈ આવે તો કેમ ? પણ ગુલ્ચ્ય તૈયાર ન થયો. તિખરે એક ઉપાય બતાવ્યો –ગુલ્ચ્ય જો કહે તો મોસોકા પોતાના દીકરાની વહુ ચોનિમાઈને મોકલી શકે. ગુલ્ચ્યે પહેલાં તો વિરોધ કર્યો, પણ પછી એ વાત વિષે વિચાર કર્યો– ખોટું નહિ. બરાબર છે. ચોનિમાઈથી વધારે પરિચિત આજે મારું કોણ છે ?

ચંદ્રનું કહેવું હતું કે ચોરીછૂપીથી ભગાડીને લાવેલી છોકરી છે, પણ નાનો મોટો લગ્નવિધિ તો આપણે કરીશું. સમાજનું સમર્થન રહેતાં ગુલ્ચ્ય–તરાના મિલનમાં કોઈને વાંધો નહિ નડે.

મૌલવી વખતસર આવી ગયો.

ગુલ્ચ્ય ઘાટ ઉપર ના ગયો–ગયો હતો તિખર. બધી બાજુએ ધ્યાન દીધા વિના ચંદ્રને ચાલે તેમ નહોતું. ચંદ્રની સલાહ પ્રમાણે ઘાટની આ બાજુએ પણ એક બળદગાડું રાખવામાં આવ્યું. પેલી પારથી છોકરી ગાડીમાં આવશે– ત્યાં ભીમ એની સાથે રહેશે. ગાડું પણ એક નેપાળીનું છે–હોડીવાળો નદી પાર કરાવશે– આ બાજુએ તિખર ગાડામાં બેસાડીને છોકરીને ગુલ્ચ્યને ત્યાં પહોંચાડશે. પહોંચ્યા પછી જરાય વિલંબ કર્યા વિના મૌલવી નિકાહ પઢાવી લેશે. છોકરીની સાથે રહેશે ઓનિમાઈ.

ચંદ્રે દિલાસો આપ્યો, "એવરી થિંગ ઓલ રાઈટ. બધું બરાબર થઈ જશે."

તે સાથે મૌલવીને પણ પહેલેથી સમજાવી રાખ્યો, "નિકાહ ક્વિક્લી પઢાવી દેજો. જે કંઈ કહેવા કરવાનું હોય તે તમારે ઘેર કરી લેજો– સમજ્યા ? "

આ બધી બાબતોમાં મૌલવી અત્યંત સમજુ છે. તે માત્ર થોડું મૂછમાં હસ્યો, અને પોતાનું માથું હલાવ્યું– મિયાંબીબીના મનનો મેળ એ જ અસલી નિકાહ, બાકીનું જે કૈ છે તે અમારે માટે છે. "

ચંદ્ર આ વાત સમજે છે.

ગામના બધા લોકો મસ્જિદના જમણવારમાં ગયા તેનો લાભ લઈ કપાહીના ઘરનો સરસામાન દિવસે જ નદીને પેલે પાર પહોંચાડી દેવામાં આવ્યો. બધો સરસામાન એક ગાડામાં આવી ગયો.

રાતના આઠ વાગે લગભગ ગાડું ફરીથી આવીને કપાહીના ઘરની સામે ઊભું રહ્યું. મુગાની એક મેખલા (ઘાઘરા જેવું એક વસ્ત્ર, જે આસામી સ્ત્રીઓ પહેરે છે), રેશમની બુટાવાળી રિહા (ઓઢણી) અને એંશી નંબરના સૂતરની (બહુ જ બારીક) એક ચાદર સજીને હાથમાં એક પોટલી લઈ કપાહી ઘરની બહાર નીકળી–એકલી. ભીમ આગળ આવ્યો.

" બીજું કશું નથી ? " –તેણે પૂછ્યું.

" ના". કપાહી જલદી જલદી ગાડામાં બેસી ગઈ. ગાડું ચાલવા લાગ્યું. ઘાટે ઊભેલી નાવમાં તેમણે નદી પાર કરી.

સામેના ઘાટ પર તિખરે કપાહીને બીજા ગાડામાં બેસાડી દીધી. ગાડીમાં બેઠા પછી જ કપાહીએ જરા મોટેથી ભીમને કહ્યું, " ભીમ, તું તારે ઘેર જાય તે પહેલાં એક વાર અમારા ઘરમાં ડોકિયું કરી આવજે."

" કેમ, બીજું કંઈ કામ છે ? "

તરા સકિયતના ઘેર ગઈ હતી, કદાચ છે ને પાછી આવી હોય. જો કે વાત તો તેની ત્યાં જ રહેવાની હતી. જો તે આવે અને તને મળે તો કહેજે, હું ચાલી ગઈ છું. સમજ્યો ? "

નાવિકને ત્યાં બેસીને ભીમે એક ચલમ ગાંજો પીધો અને ધીમે ધીમે કપાહીના ઘર તરફ પગ ઉપાડ્યા.

મનોમન તેણે કહ્યું– " બધું સારું થતું નથી. "

જોકે ભીમને માટે આ કોઈ નવી વાત નહોતી. ડાલિમ અને સિપસ્યિા ગામમાં વિધિસર લગ્નો તો બહુ જૂજ થતાં. ઘણું ખરું છોકરીઓને ભગાડી જવામાં આવતી કે છોકરીઓ પોતે ભાગી જતી. પછી સમાજમાં પાન–સોપારી ખવડાવી દેવાથી બધું સમું સૂતરું થઈ જતું. વિધિસર લગ્ન–સમારંભ કરવાની શક્તિ જ કેટલા લોકોની ? બધા જ ગરીબ છે.

મૌલવીએ ચંદ્રની સૂચનાનું અક્ષરેઅક્ષર પાલન કર્યું. મોટો ઘૂમટો કાઢેલી કપાહીને, ગાડામાંથી ઉતારી એનિમાઈ અંદર લઈ ગઈ. તે બેઠી કે પાછળ મૌલવી પહોંચી ગયો. તિખર અને ગાડીવાળો નિકાહના સાક્ષી બન્યા. મૌલવી જ વકીલેય થયો અને ખુતબો (જુમાને દિવસે નમાજ વખતે પઢાતો ખાસ પાઠ) પણ તેણે પઢ્યો. વરનું નામ શું છે, વહુનું નામ શું છે– આ બધી વાતો તરફ ધ્યાન દેવાની કોઈને પડી નહોતી. મુહરાતો પણ નક્કી મૌલવીએ જ કર્યો – પચાસ રૂપિયા.

" કબૂલ છે ? "

" હા. "

બસ, હવે બીજું કંઈ નહિ.

સિલહટના મૌલવીએ ખુતબો પઢ્યો, મુનાજાત (પ્રાર્થના) કરી, તે પછી ચા–પાણી કરી ગુલચ અને ચંદ્ર પાસેથી વિદાય લીધી.

એક રૂપિયો હાથમાં આપીને ચંદ્રે પૂછ્યું– " નિકાહ બરાબર પઢાવ્યા છે ને ? "

" હા, બહુ સારી રીતે પઢાવ્યા છે, " મૌલવીએ કહ્યું.

ચા–નાસ્તા પછી બધા લોકો પોતપોતાને ઘેર ગયા. એનિમાઈ અને તિખરને ગુલચ આઘે સુધી મૂકી આવ્યો.

જવા માટે તૈયાર થઈને ચંદ્રે પૂછ્યું–જોઉં છું– કંઈ એક જ બાઈ માણસ આવ્યું છે ને !

ગુલચે એટલું જ કહ્યું " કોણ જાણે– "

જતી વેળાએ ચંદ્રે પોતાની અંડી ચાદર નીચેથી કાગળમાં વીંટેલું એક નાનું બંડલ કાઢીને ગુલચના હાથમાં મૂક્યું.

" આ શું છે ? " ગુલચે પૂછ્યું.

" સૅંડલ છે. તરાના લગ્નમાં સૅંડલ આપીશ, કહ્યું હતું ને મેં ? "

" ભલે, આપ "–

બંડલ લઈને ગુલચ ઘરમાં મૂકી આવ્યો.

" તમે લોકો રહો, હવે, હું જાઉં છું," કહીને ચંદ્રે વિદાય લીધી.

તે વખતે રાત ઘણી થઈ ગઈ હતી. નદીકાંઠાની નિર્જનતા અને ધુમ્મસે રાતને વધુ ગાઢ બનાવી દીધી હતી. એક મોટું કામ કર્યાનું ગૌરવ લઈને ચંદ્રે વિદાય લીધી. જરા દૂર ગયા પછી

તેણે મોટેથી કહ્યું– " ગુલચ્ય ગુડ નાઈટ, દોસ્ત–"

ગુલચ્ય થોડી વાર આંગણામાં જ ઊભો રહ્યો. તેની છાતી ધબક ધબક. થતી હતી. તેણે ચારે બાજુએ એક વાર જોયું– બધાં પોતપોતાને ઘેર ગયાં છે. એક અભૂતપૂર્વ આનંદ સાથે તે દીવો હાથમાં લઈ અંદરના ઓરડામાં ગયો.

ઘૂંઘટ હટાવી કપાહીએ આંખો મોટી કરી ગુલચ્યના મોં ભણી જોયું. ગુલચ્ય આભો બની ગયો. તે જાણે કપાહીને ઓળખી જ ના શક્યો !

" શું જુઓ છો ? મને ઓળખી નથી શકતા ? હું છું–હું...."

" તું ! "

" હા, હા. હું ન હોઉં તો બીજું કોણ હોય ?

બેઠી હતી ત્યાંથી ઊઠીને કપાહી આવી, તેની સામે ઊભા રહી તેનો હાથ પકડ્યો.

" તરા ક્યાં ગઈ ? "

" જાય ક્યાં ? આવશે. આજે સકિ ડેકાએ બોલાવી હતી. નહિ મોકલી હોય !" –સહજ ભાવે કપાહીએ કહ્યું.

એકાએક ગુલચ્યે પોતાનો હાથ તેના હાથમાંથી છોડાવી લીધો.

" શું થયું ? " કપાહીએ જરા વિસ્મિત થઈને પૂછ્યું.

માથું નીચું કરીને ધીરે ધીરે ગુલચ્ય બહાર નીકળી ગયો. આંગણામાં ઊભા રહીને તેણે એક વાર ધનશિરિ તરફ જોયું. ધુમ્મસની પેલે પાર ધનશિરિ એકલી વહી રહી છે– શાંત ભાવે, નજરે પડતી નથી, પણ વહી રહી છે. બીતી બીતી કપાહી ધીમે ધીમે તેની પાસે આવીને ઊભી રહી ગઈ.

થોડી વાર ચૂપ રહીને કપાહીએ પૂછ્યું, " તે તરફ શું જોઈ રહ્યા છો ?"

કપાહીનું સંબોધન નવું હતું. તેનો અવાજ પણ અપરિચિત લાગ્યો. તેણે એમ જ કહ્યું, "પેલી આપણી જમીન છે–"

કપાહી તેની વધારે પાસે આવી અને તેણે ફરીથી તેનો હાથ પકડ્યો. તેનો અવાજ એકદમ કોરો હતો.

" તો તો બહુ પાસે જ છે ? "

" હા– તેની પેલી બાજુએ નદી છે–"

બન્ને થોડી વાર સુધી ધુમ્મસનું પડ વીંધીને એ નવી તૈયાર કરેલી જમીન તરફ જોતાં રહ્યાં. તે પછી ગુલમ્યે કહ્યું, અંદર ચાલ, અહીં બહુ ઠંડી છે."

"રાત પણ ઘણી થઈ ગઈ છે," કપાહીએ કહ્યું.

અંદર આવીને કપાહીએ કહ્યું, "મારા આવવા વિષે અમારે ત્યાં કોઈ જ જાણતું નથી."

ગુલમ્યે ધીમેથી એટલું જ કહ્યું– " હું– "

થોડી વાર બન્ને બેસી રહ્યાં– ચૂપ ચાપ, પાસે, પાસે. ગુલમ્ય વિચારમાં હતો. વચ્ચે વચ્ચે કપાહી ભણી જોતો હતો, વચ્ચે વચ્ચે માથું નીચું કરી લેતો હતો, થોડા ભય અને થોડી શંકાની નજરે કપાહી પણ રહી રહીને તેના તરફ જોતી હતી.

તેમનાથી થોડે દૂર દીવો ધીમે ધીમે બળતો હતો. ક્યાંય કશો અવાજ નહોતો.

ધીમે ધીમે કપાહી બોલી, "સફિયત ડોસાએ એવી જાળ પાથરી હતી કે તરાને પેલા બુઢ્ઢા ગૂંગણા માટે રાખીને મને ફરીથી નાહરની પાસે મોકલી દેવા માગતો હતો."

" નાહરની પાસે ? "

" હા. તે હજી સુધી બીજી કોઈ છોકરી લાવ્યો નથી ! હું આજે ભાગી ના આવત તો તે કૈકનું કૈક કરી નાખત."

ગુલમ્યે કપાહીના મોઢા ભણી જોયું, તો–તેને પોતાને માટે પ્રેમ છે. તેનો ધણી હજી છે, તો પણ એને છોડીને ગુલમ્યની પાસે દોડી આવી છે.

થોડી વાર પછી તેણે પૂછ્યું, "તરાને પણ શા માટે ના લાવી ? "

" આવશે, અહીં નહિ આવે તો તે ક્યાં જશે ? પેલા બુઢ્ઢા સાથે લગ્ન કરવા તે કદીય તૈયાર નહિ થાય, પણ એને સાથે કેવી રીતે લઈ આવું ? "

ગુલમ્યે કંઈ ન કહ્યું, તેના મનમાં કોણ જાણે કેવું કેવું થતું હતું. તેને અંદરથી રુદન ઊછળી આવતું હતું, પણ તે હસ્યો, અમસ્તું જ હાસ્ય !

ગુલમ્યની પાસે આવીને કપાહીએ તેનું મોં પોતાના બન્ને હાથમાં લીધું અને પછી તેના મોં તરફ જોતી ધીમેથી બોલી–, " રાત ઘણી થઈ ગઈ છે, સૂઈ નહિ જાઓ ?"

કપાહીને છાતીએ ભીડી ગુલમ્યને લાગ્યું કે તે એક કિશોરી છે. તેના શરીરમાં એક જુવાન છોકરીનો તાજ–બ–તાજ નશો છે, કપાહી ઉંમરમાં તેનાથી બહુ નાની છોકરી છે....

# અઢાર

ઘાટેથી પાછો આવીને ભીમ ફરી કપાહીના ઘરના આંગણામાં પહોંચ્યો. ચારે તરફ નિસ્તબ્ધતા હતી. થોડી વારમાં જ જાણે કે કપાહીનું ઘર ઉજ્જડ થઈ ગયુ હતું. ભીમને જરા સારું ન લાગ્યું. ઉજ્જડ ઘરમાં માણસે નહિ આવવું જોઈએ.

તે વખતે લગભગ મધરાત થઈ હતી.

ભીમે એક વખત ચારે બાજુએ નજર કરી. કપાહી કંઈ જેવી તેવી બાઈ ન હતી. ગામના આ છેવાડે માસી–દીકરી બે એકલાં રહેતાં હતાં. જરાય બીક ફીક નહિ અને આજે શું એકલી બધું ઘરબાર છોડીને ચાલી નીકળવામાં ઓછી હિંમત કરી છે ?

ભીમ ઘરમાં ગયો. અંદર અંધારું હતું, કશું દેખાતું નહોતું. છે જ શું ? જોઈનેય શું થવાનું હતું ? પણ આટલી વાર ત્યાં અંદર તેને રહેવાનું ગમ્યું. બહાર કરતાં ઘરમાં ગરમ લાગતું હતું. પણ થોડી વાર પછી તે ફરી આંગણામાં આવ્યો.

કશુંય નથી, ઘરમાં કોઈ ચીજવસ્તુઓ છોડીને જાય એમાંની કપાહી નથી.

એકાએક બહારના દરવાજા તરફ એની નજર ગઈ તો તેણે જોયું કે કોઈ ધુમ્મસ વચ્ચેથી હડફર હડફર આવી રહ્યું છે. તેને જરા બીક લાગી. કુકરી પર હાથ મૂકી તેણે મોટે સાદે કહ્યું, " કોણ છે ? "

તરા પણ ચમકી ઊઠી. સાથે સાથે ચીસ પાડી ઊઠી, " કોણ ? "

ભીમ નજીક ગયો. તેણે તરાને ઓળખી.

" હું ભીમ છું. તું તરા કે ? "

" હા, હું છું. "

" આટલી રાતે એકલી ક્યાંથી આવી ? "

" તું અહીં શું કરે છે ? " તરા જરા આગળ આવી. " માસી ક્યાં ગઈ છે ? "

" માસી તો ગઈ છે ને ! હું તો ક્યારનોયે એને ઘાટ પાર કરાવી આવ્યો. માસીએ જ કહ્યું હતું કે ઘરમાં કંઈ રહી તો ગયું નથી ને– જોઈ આવજે. એટલે હું એક વાર જોવા આવ્યો હતો."

થોડી વાર તો તરા ગભરાઈ ગઈ. તે પછી વિહ્‌વળતાથી તેણે પૂછ્યું,

" તો માસી ગઈ ? "

ભીમે કહ્યું,–" ઠંડી પડે છે, તરા, તું અંદર આવી જા ! દેવતા સળગાવ, મારી પાસે દીવાસળી છે."

તરા અંદર આવી.

" ભીમ ભાઈ "

" શું છે, તરા ?"

" હું પણ પેલે કાંઠે જઈશ."

" હાસ્તો, નહિ જાય તો અહીં એકલી કોની સાથે રહીશ ? પણ હવે તો રાત ખૂબ થઈ ગઈ છે."

" થઈ જવા દે; હું હવે અહીં નહિ રહું. હું અત્યારે જ જઈશ. તું મને પાર કરીશ ? "

" આટલી રાતે ધનગિરિ પાર કરવી તે ઠીક નથી. હમણાં સવાર થશે; ત્યાં સુધી અહીં રહે. "

તરા ઘરમાં ગઈ. ભીમ પાસેથી દીવાસળી લઈ દીવો પેટાવ્યો, પછી પોતાની પોટલી શોધવા માંડી. માસી પોટલી પણ લેતી ગઈ છે !

એક ખૂણામાં લપાઈને એકલી બિલાડી બેઠી હતી. તરાને જોઈને બહાર આવી અને મ્યાઉં મ્યાઉં કરતી તેના પગમાં લપાઈ ગઈ. તરાએ તેના તરફ જોયું. પળવાર માટે તે બીજી બધી વાતો ભૂલી ગઈ. તેણે બિલાડીને ખોળામાં લઈ લીધી. બિલાડીનો ગરમાવો તેને ગમ્યો. પણ તેણે તરત જ બિલાડીને ખોળામાંથી ઉતારી મૂકી.

અને અંદર ન રહેતાં બહાર નીકળી આવી.

" ભીમ ભાઈ, હું જાઉં છું."

" અત્યારે જ જઈશ ? "

" હા, તું મને મૂકી જા. નદી પાર કરાવી દઈશ એટલે બસ. પેલે કિનારે હું જાતે ચાલી જઈશ.

તરા આગળ થઈ. તેની પાછળ પાછળ ભીમ પણ ચાલ્યો. રસ્તામાં ભીમે પૂછ્યું, " તારી માસી તને સાથે કેમ ના લઈ ગઈ ? "

તરાએ કાંઈ જવાબ ના આપ્યો.

આજના જેવી ભયંકર રાત તેના જીવનમાં કદીય આવશે તેવો એણે સપનામાં પણ વિચાર કર્યો નહોતો. તેને લાગ્યું કે તે હંમેશાં અંધારામાં એકલી જ રહેતી આવી છે. ચારે તરફ માત્ર અંધારું અને ધુમ્મસ છે ! ક્યારે સવાર થશે ?

ધુમ્મસ અને રાતનો પવન લાગી લાગીને તરાના હોઠ ફાટી ગયા હતા. તેના ઠરી ગયેલા હાથપગ દુઃખતા હતા, પણ અંદરની વ્યાકુળતા અને ઉતાવળે તેના શરીરમાં ગરમી આણી હતી. એ વખતે તે પાગલ જેવી બની ગઈ હતી.

નદીનો ઘાટ નિસ્તબ્ધતામાં ઊંઘતો હતો. ધુમ્મસ ગાઢ બનીને નદી ઉપર ઊતરી આવ્યું હતું. ચંદ્ર ક્ષીણ અને ધૂંધળો બની ગયો હતો. ગામ નીરવતામાં સૂઈ ગયું હતું. અત્યારે ચેતન વિનાનું મરેલું ગામ.

ભીમ અને તરા ચૂપચાપ આગળ જતાં હતાં. ભીમને કશુંય પૂછવાની ઈચ્છા થતી નહોતી. તે જાણે બધું સમજી ગયો છે, જાણે કશુંય સમજ્યો નથી. કપાહી તરાને સાથે કેમ ના લઈ ગઈ ? તો શું ગુલચ કપાહી સાથે લગ્ન કરવા માગતો હતો ? તરા સાથે નહિ ? ઉંમરમાં તરા નાની છે– ચૌદેક વર્ષની છે, પણ શરીરનો બાંધો તો નાનો નથી, તે જુવાન થઈ ગઈ છે. અને કપાહી– તે પણ હજી જુવાન છે. ગુલચથી બે એક વર્ષ મોટી છે, તેથી શું– રૂપરંગે હજી તો કિશોરી જેવડી લાગે છે. ભલે તેમનું ઘર બનો ! તરાનું ઘર પણ તેઓ એક દિવસ વસાવી આપશે.

બન્ને ઘાટ ઉપર આવી પહોંચ્યાં. એક ખૂંટા સાથે નાવ બાંધેલી હતી, હલેસાં નથી.

ભીમે કહ્યું, " તરા, જે થવાનું હતું તે થઈ ગયું. ગુલચ અને કપાહી ક્યાય ભાગી તો જવાનાં નથી. અત્યારે જઈને તેમની ઊંઘ બગાડવી કે સવારે પહોંચવું બન્ને સરખાં છે. આપણે ઘાટના છાપરા નીચે થોડી વાર બેસીએ. ટાઢ એટલી પડે છે કે હાથપગ ઠરી જાય છે. "

તરાએ વાંધો ના લીધો. તેને પણ ટાઢ વાતી હતી. તેના હાથપગ ધ્રૂજવા લાગ્યા હતા. ભીમે તાપણી સળગાવી – મોટી. ઘાટવાળાઓએ ભેગાં કરેલાં લાકડાં દેવતામાં નાખ્યાં. તરા અને ભીમ તાપણા આગળ બેઠાં. કોઈ બોલતું નહોતું. હાથપગ જયારે ગરમ થયા ત્યારે જાણે કે ચેતનામાં પાછાં આવ્યાં.

ભીમે કહ્યું, "થોડી વારમાં રાત વીતી જશે. તમારા લોકોની સાથે સાથે આજ મારી રાત પણ ગઈ. આજે તારે ગુલ્ચ્યની સાથે જવાનું હતું તો તારે બીજે જવું જોઈતું નહોતું. "

તરાએ કોઈ જવાબ ના આપ્યો.

દૂર એક બે કૂકડાની બાંગ સંભળાઈ. એકાએક રાત જાણે પૂરી થઈ ગઈ. તરાને પોતાનાં અંગેઅંગ કળવાં લાગ્યાં. પણ તે વખતે પણ આકાશ અને ધરતી બન્ને ધુમ્મસમાં ડૂબેલાં હતાં.

તરા એકદમ ઊઠી ગઈ.

" મને નદી પાર કરાવી દે, ભીમભાઈ."

"અબ ઘડી જવું છે ?"

" હા, રાત પૂરી થવામાં જ છે. "

" ત્યાં કેવી રીતે જઈશ ? "

" તું દૂરથી રસ્તો બતાવી દેજે, પછી હું પહોંચી જઈશ.

ભીમ ઊઠ્યો.

ઘાટના છાપરામાં ખોસેલું એક નાનું હલેસું તે શોધી લાવ્યો અને ઘાટ પર ઊતર્યો.

આછો ઉજાસ થયો હતો. ભીમની પાછળ તરા ગુલ્ચ્યના ઘર ભણી ચાલવા લાગી. ભીની જમીન, સૂકું ઘાસ– ઝાકળમાં ભીનું થયેલું.

દરવાજો ખોલીને આંખો મસળતી કપાહી અંદરથી આવી રહી હતી. સામે તરાને જોઈને થંભી ગઈ. પણ વધારે અચરજ ન દેખાડતાં કહ્યું, " તું આવી ગઈ કે ? આવ, અંદર આવી જા. તારા માસા હજી ઊઠ્યા નથી. હું નદીમાં નાહીને આવું છું."

તરા થોડી વાર આંગણામાં ઊભી રહી. તેને લાગ્યું કે આંખો પર ધુમ્મસ છવાઈ ગયું છે. તે બેસી પડી. ગુલ્ચ્ય આજ એનો માસો છે. તરાનું સપનું ભાંગી ગયું છે. આંખો ઊંચી કરી તેણે પૂર્વ તરફ જોયું. આ આકાશને તે નથી ઓળખતી.

# ઓગણીસ

ડાલિમ ગામમાં આ વાતની બીજે દિવસે જ જાણ થઈ. સફિયતના ઘરમાંથી ગુમ થઈ ગયા પછી તરાની થોડી ખોળંખોળ થઈ, પણ ખાસ કોઈ- હા ન કરી. સફિયતે કહ્યું " તે હતી જ ભાગેડુ છોકરી ! ગઈ તો ભલે ગઈ. શોધવાની કોઈ જરૂર નથી, ખોવાઈ નહિ જાય."

તોપણ, તરા ઘેર પહોંચી છે કે નહિ તે જોવા બીજે દિવસે સફિયતે તરાને ત્યાં માણસ મોકલ્યો. તે વખતે બધી વાતનો ભેદ ખૂલ્યો.

કોઈએ કહ્યું, "ગુલચે તરા જોડે લગ્ન કરી લીધું."

કોઈએ કહ્યું, "તરા જોડે નહિ.કપાહી જોડે."

બે-એક દિવસમાં બધાને બરાબર રીતે ખબર પડી ગઈ કે ગુલચે કપાહી જોડે લગ્ન કર્યાં છે, તરા જોડે નહિ.

જાતજાતની ટીકાઓ થઈ, સારી ખરાબ બન્ને જાતની.

–તરાને બતાવીને ગુલચને ફોસલાવ્યો અને પછી પોતે એની સાથે ચાલી ગઈ.

સ્ત્રીઓ પર વિશ્વાસ ના કરાય.

– તેની પહેલેથી જ કપાહી સાથે લાગલપટ હતી. આ વેળા બધું પાકું કરી લીધું.

– કહે છે કે તરાને પણ તેણે આશાઓ આપી હતી– લગ્ન કરવાની.

– તરાએ પણ મોટી મોટી આશા સેવી હતી, પણ તેને તેણે દગો દીધો.

– અરે, કોણે કોને દગો દીધો છે તે કોણ જાણે છે ? નસીબમાં જે હોય તેને કોણ બદલી શકે છે ?

– તરાંની લગ્ન કરવાની ઉંમર હજી ક્યાં વીતી ગઈ છે ? તેની ઉંમર જ ક્યાં થઈ છે ? કપાહી જોડે લગ્ન કરીને ગુલચે સારું જ કર્યું છે.

એક દિવસ ચંદ્રનો ગુલચને ભેટો થઈ ગયો,

"– તેં આ શું કર્યું ગુલચ ? મેં તો ધાર્યું હતું કે તું તરાને ચાહે છે. ઓપોઝિટ."

ગુનેગારની જેમ માથું નીચું કરી ગુલયે કહ્યું" તારી વાત બરાબર છે. મેં આવું ધાર્યું નહોતું. બધો ગોટાળો થઈ ગયો છે."

" તરા ઉપર પ્રેમ હતો તો પછી કપાહી જોડે નિકાહ કેમ કર્યા ?"

" મને તો ખબર જ ના પડી, મૌલવીએ શું કહ્યું, એ પર ધ્યાન જ નહોતું આપ્યું, તરાની જગ્યાએ એની માસી આવશે તેની મને શું ખબર હતી ? "

" હા, તે અંગે મેં પણ તે વખતે વિચાર ના કર્યો. મેં ધાર્યું કે ઘૂમટો કાઢીને આ રીતે તરા જ આવી છે. હવે જે થવાનું હતું તે થયું. હવે બરાબર રીતે રહેજો, તરાને પણ સ્નેહ કરજે–"

" કેમ નહિ કરું ? હું તેના પર સ્નેહ રાખું છું., પણ અહીં આવ્યા પછી મનમૂઈ થઈ ગઈ છે. "

" થોડા દિવસ એને દુ:ખ થશે જ, શી મસ્ટ સોરી. તમે બન્ને એના પર સ્નેહ રાખજો . તે નાની છોકરી છે– નોટ ઓલ્ડ ગર્લ. "

ગુલયે કહ્યું "વારુ, આ જે થવાનું હતું તે થઈ ગયું, જોતજોતામાં વાવણીનો વખત થઈ ગયો. જેટલી જમીન મેં તૈયાર કરી છે, તેનો પટ્ટો તો તું કરાવી આપ –"

" ભલે, કરાવી દઈશ. તું ચિંતા ના કરીશ. આ સાલ તું સારી ખેતી કર. દાળ, સરસવના ભાવ વધ્યા છે. અનાજના ભાવ પણ વધશે. હવે તું એકલો નથી, યુ થ્રી મેન. સારી રીતે ખેતી નહિ કરે તો ભૂખે મરશો."

ગુલયે પણ આ વાતનો વિચાર કર્યો હતો. તેને હવે વધારે મહેનત કરવી પડશે. વર્ષ ચાલે એટલા અના!જની જોગવાઈ ના કરે તો મુશ્કેલી પડે. કપાહી શું ખાશે ? તરા શું ખાશે ?

કપાહી પણ નવરી બેસી રહેનારી સ્ત્રી નથી. ગયા અઠવાડિયે જ તેણે ગુલયને કહીને બે હાથશાળની વ્યવસ્થા કરાવી છે. અને પાસે જે થોડા ઘણા પૈસા હતા તેમાંથી સૂતર ખરીદી મંગાવી લીધું છે. બન્ને શાળો પર કપાહી અને તરાએ વણવાનું શરૂ કરી દીધું છે. બેસી રહેવાથી ઓછું ખાવાનું મળવાનું હતું ? શાળ માટેનો બધો સાજ–સરંજામ તે ઘેરથી લેતી આવી હતી.

તરાના મોં તરફ જોતાં પણ ગુલયને બીક લાગે છે, તરાને જોતાં જ જાણે તેનું હૃદય બેસી જાય છે. પોતે પોતા આગળ ગુનેગાર લાગે છે. તે ચૂપ રહે છે.

તરામાં પણ બહુ ફેરફાર થઈ ગયો હતો. તે નીરવ ઘરમાં તે એકદમ નિ:શબ્દ બની ગઈ હતી. તે વાત કરતી જ નહોતી, માથું નીચું રાખી ચૂપચાપ કામ કર્યે જતી. માસી અને ગુલય

કરતાંય સવારે વહેલી ઊઠતી, ઘરઆંગણું સાફ કરતી, નદીએથી પાણી ભરી આવતી, ગાય-બળદોને ચારો નીરતી, ડાંગર ખાંડતી, ઘરઆંગણું લીંપતી અને ગુલચ્ય અને માસીના જમી લીધા પછી ઘરનું બધું કામ કરીને સૂઈ જતી. બધાં કામ કરવા છતાં તેના મોંમાં જાણે કોઈ શબ્દ જ નહોતો, દુનિયામાં જાણે કોઈ છે જ નહિ, તે એકલી જ છે.

ગુલચ્ય તેના મનની વાત જાણે છે, પણ નિરુપાય થઈ તે આઘો ને આઘો રહે છે. ગલ નાખી તે નદીકિનારે કલાકો સુધી બેસી રહે છે કે પછી ગાય-બળદોને ચરાવવા લઈ જાય છે અને રાત પડ્યે ઘરે આવે છે.

ઘરમાં માત્ર વાતો કરતી કપાહી, જાણે ક્યાંય કશું બન્યું નથી. તે અને ગુલચ્ય જાણે બહુ દિવસોથી આ રીતે રહેતાં આવ્યાં છે. તરા પણ જાણે તેમના ઘરે આ રીતે રહેતી આવી છે.

ફાગણે રંગ બદલ્યો, ચૈત્ર પણ વીતી ગયો, વૈશાખ આવ્યો. ધનશિરિની છાતી પર નવા પાણીનો પ્રવાહ વહેવા લાગ્યો. ગુલચ્યના આંગણામાં નવું ઘાસ ઊગવા લાગ્યું. જમીન ભીની થઈને રસાળ બની. દિવસો ઊજળા બની રહ્યા, રાતો ગરમ બની રહી.

કપાહીએ બતકનાં ઈંડાંને આંચ આપી બચ્ચાં કાઢ્યાં અને ખાનામાં રાખ્યાં. તરાએ પણ મરઘીનાં બચ્ચાંને કાગડા સમડીથી બચાવીને મોટાં કરવામાં મન પરોવ્યું.

આ દરમિયાન ગુલચ્ય એક વાર ડાલિમ ગામમાં ગયો હતો. ત્યાં એક જણાને ઘેર માને બોલાવીને કહ્યું હતું, " તને લઈ જવા માટે જ આવ્યો છું મા, મારે ત્યાં ચાલ." તેની માએ ગુસ્સાથી બબડતાં કહ્યું, " તારે ત્યાં શું કામ ? પેલી રખાતના હાથનું ખાવા માટે હું તારે ત્યાં આવીશ ? કાગડા ગીધ મને ફોલી ખાય તોયે નહિ આવું- જ્યાં સુધી તે સ્ત્રી ઘરમાં છે."

માથું નીચું કરી ગુલચ્યે કહ્યું- " તરા પણ છે ને."

" તેના હોવાથી શું ? જેવી મા હશે, તેવી બેટી. તે પણ એક દહાડો કોઈની જોડે ભાગી જશે. બહુ સારું કર્યું છે. તેં એ રખાતને ઘરમાં લાવી ને હવે તું જ સુખથી રહે, મારી ચિંતા ના કરીશ."

તેને પણ ગુસ્સો આવી ગયો હતો. તેણે કહ્યું, " ના આવે તો કંઈ નહિ. દીકરાની વહુના હાથનું ખાવાનું તારા કપાળમાં નથી."

" તેના હાથનું નહિ ખઉં તો ચાલશે," તેની માએ કહ્યું.

આમ તો, કોણે કોની સાથે લગ્ન કર્યાં, કોણ કોની સાથે ભાગી ગયું-આ બાબતો વિશે

વિચાર કરવાનો ડાલિમ ગામના માણસોને વખત નથી. લગ્ન થઈ જાય એટલે ભયો ભયો. પછી ભલે ને ગમે તેની સાથે થયું હોય ! આ લગ્નથી ગુલચ્ચને કોઈ જાતની મુશ્કેલીનો સામનો નથી કરવો પડ્યો. તેણે સારું કર્યું કે ખરાબ– એ વિચારવાની જરૂર જ કોઈને ન લાગી. ઘરમાં એક બાઈ માણસ જોઈએ. એ પછી કપાહી હોય કે બીજી કોઈ. કોઈને રાજગાદી પર તો બેસાડવાની નથી.

પણ ઘરમાં ગુલચ્ચ જરા પરેશાની અનુભવે છે, ભલે તે દરેક કામ માટે તરાને જ કહેતો હોય.

" જો તરા, એક વાટકો પાણી લાવ."

" તરા, મારું ખમીસ જરા ધોઈ રાખજે."

" તરા, આ જીવતી માંગુર માછલીઓને જિવાડી રાખજે."

" તરા, ગાય–બળદને દાણોપાણી કરવાનું ભૂલી ના જાય."

તોપણ જાણે કે તરા સાથેના પોતાના સંબંધને તે સહજ બનાવી શક્યો નહોતો. તેને લાગે છે કે તરાના તે મૌનમાં એક વણકહ્યો આરોપ અંદર ને અંદર ખળભળી રહ્યો છે. તેને બહુ અટપટું લાગે છે, ત્યારે પરેશાની થાય છે. તેમાંથી છુટકારો પામવા તે અમથો અમથો તરાને બોલાવે છે.

કપાહીએ એક જ રાતમાં ગુલચ્ચ સાથે નવો સંબંધ જોડી દીધો. જે ગુલચ્ચને તે 'તું' કહીને એક દિવસ બોલાવતી હતી, તેને આજે 'તમે' કહીને બોલાવવામાં જરા પણ અડચણ ના નડી. અને ગુલચ્ચને પણ કપાહીને 'દીદી' ને બદલે તેનું નામ લઈને બોલાવવામાં અટપટું ના લાગ્યું.

પણ તરા એમ ના કરી શકી. રોજ જેને 'ભાઈ' કહીને બોલાવતી હતી, તેને હવે 'માસા' કહીને બોલાવી ના શકી. હમણાંની તે ગુલચને કશું સંબોધન કર્યા વિના જ બોલાવે છે. તું– તમે નથી કરતી. ભાઈ પણ નથી કહેતી કે માસા પણ નથી કહેતી. ગોળ–ગોળ રીતે વાત કરે છે. એક એવો સંકોચ તેને રોકી રાખતો, જેની પાર તે જઈ શકતી નહોતી.

આમ હોવા છતાં ગુલચ્ચ પ્રત્યેના તેના આદરભાવમાં કોઈ કમી ના આવી. ઊલટાનું દિવસે દિવસે તે વધારે ગાઢ થતો ગયો. મોં ખોલીને જોકે એ કશું બોલતી નહોતી. પણ ગુલચ્ચની એકેએક સગવડનો ખ્યાલ રાખતી. તેનાં ધોતી–ખમીસ ધોઈ આપતી, ફાટેલું કપડું સીવી દેતી, તેને ગમતી રસોઈ કરતી, તેના દરેક કામમાં મદદ કરતી. ગુલચ્ચને ગમે છે, તે આભાર માને છે, પણ મોઢેથી કશું નથી કહેતો–કહી નથી શકતો.

ગુલચ ઢોર ચરાવવા ગયો હોય અને એકદમ જો વરસાદ આવે તો તરા જ દોડીને ગુલચને એક જાપી આપી આવે છે. ગુલચને પગમાં કાંટો વાગ્યો હોય તો ત્યાં જ પલાંઠી વાળીને બેસી જઈ કાંટો કાઢી આપે છે. કંઈ કામ કરતાં ચપ્પુ વાગી જાય તો હળદર–મીઠું વાટીને બાંધી આપે છે. તાપમાંથી તે બહારથી આવ્યો હોય ત્યારે પાસે બેસી પંખો કરે છે. તેના આરામ માટે તેના પડછાયાની જેમ તેની સાથે રહે છે.

પણ મોંએથી એક અક્ષર પણ બોલતી નથી. એકદમ અબોલ. આમતેમ કામ કરવાનું કહીને, આડું તેડું પૂછીને ગુલચ તેની જોડે વાત કરવાનો પ્રયત્ન કરે છે, પણ તે જરૂર પૂરતા જવાબ સિવાય કંઈ બોલતી નથી. હસવાનું તો જાણે કે તે ભૂલી ગઈ છે. ગુલચ હારી જાય છે. કપાહી આ બાબતો અંગે ધ્યાન નથી આપતી. કોણ હસ્યું, કોણ બોલ્યું–તે જોવાની એને નવરાશ નથી. તે નવું ઘર સંભાળવામાં પડી છે. એકલો એક માણસ શું કરશે ? કેટલું કરશે ? બધા થોડું થોડું કરે તો કૈંક થાય.

તરાના સંબંધમાં એક સંકોચ હોવા છતાં ગુલચ સુખી હતો. હમણાંથી તેને તૈયાર રાંધેલું ખાવાનું અને ઘરનાં ખુલ્લાં બારણાં મળ્યાં છે. પોતાનાં સુખદુ:ખની વાત કરવા માટે એક મનનું માનવી મળ્યું છે. ઉપરાંત આ નવી દુનિયાનો પોતે જ સ્રષ્ટા છે, પોતે વિધાતા છે, બે શબ્દ કહેનાર તેના ઉપર કોઈ નથી.

હવે તે પોતાના ખેતરમાં જેટલો સમય કામ કરવું હોય તેટલો સમય કરી શકે છે અથવા એમ ને એમ જ સમય વિતાવી શકે છે. ધનશિરિને કાંઠે બેસી ઇચ્છે ત્યાં સુધી આકાશને જોયા કરી શકે છે અને મનની મોજ પ્રમાણે અમથો અમથો ભમી શકે તેમ છે.

રાતની ચાંદનીમાં તે અને કપાહી આંગણામાં ચટાઈ પાથરીને બેસે છે. તરા અંદર ખાવાનું રાંધે છે, બન્ને જણ પોતાના નાનામોટા અભાવોની ચર્ચા કરે છે, ભવિષ્યની કલ્પના કરે છે.

એક તળાવડી ખોદવી પડશે.

ખેતી માટે બની શકે તો એક પાડો ખરીદવો પડશે.

તરા માટે એક સોનાની વીંટી બનાવવી છે.

પેલી શીમળા નીચેની જમીનમાં 'જહા' ડાંગર સારી થશે. સુવાગમણિથી ડાંગરનું વધારે બીજ લેવું પડશે.

વચ્ચે વચ્ચે ઊંચે સાદે, વચ્ચે વચ્ચે હળવા અવાજમાં તેઓ પ્રેમની બેચાર વાતો કરે છે, જીવનમાં બનેલી અચિંતનીય ઘટનાઓનો વિચાર કરીને રોમાંચ અનુભવે છે.

તેમને ચાંદની ગમે છે. પેલે પારથી આવતી હવા પોતાના જેવી લાગે છે.

સંભવ છે તેમની આ બધી વાતો તરા કાન સરવા કરીને સાંભળતી હોય, પણ તે તેમાં ભાગ નથી લેતી. પોતાના મનની વાત તે પોતાને જ કહે છે. તેની વાત હવા સાંભળી શકે છે, રાત સાંભળી શકે છે, પૃથ્વીનું બીજું કોઈ ન સાંભળી શકે.

એક નાનકડું કુટુંબ છે, એક શાંત જીવન છે. સુખસમૃદ્ધિનું એક નાનકડું સ્વપ્ન છે. બહુ બહુ આશાઓ, થોડું આયોજન.

" અહીં આંગણાને છેડે ફૂલના બે છોડ વાવીશ." –આંગળીથી જમીન બતાવતાં ગુલ્યે કહ્યું.

"હા", કપાહીએ જવાબમાં કહ્યું. કદાચ તેણે ત્યાં સુધી ફૂલછોડની વાત વિચારી જ નહોતી.

તરા સાંભળે છે. તે પણ વિચારે છે કે ફૂલના છોડ રોપાયા પછી તે રોજ પાણી રેડશે. બતક–કબૂતર, ગાય–બકરી, કૂતરાં–બિલાડાં આ બધાં તરફ તેને ખૂબ મમતા છે. તેમને ખોળામાં લઈને તે વહાલ કરે છે, તેમની સાથે વાતો કરે છે.

કપાહી પહેલાં કરતાં થોડી સ્થૂલ થઈ છે, સુંદર થઈ છે. તેના ગાલ પર લોહી ચઢી આવ્યું છે. તેના મનનો ઉત્સાહ વધી ગયો છે, તેના મોઢા પરથી હાસ્ય સુકાતું જ નથી. તેની તરફ જોઈને ગુલ્યનું મન પણ પ્રસન્ન થઈ જતું. તરા ક્યાંક આઘી પાછી થઈ હોય તો તે કપાહીને પૂછી પણ નાખતો– " બહુ રંગ ચમકે છે, શી વાત છે ? "

કપાહીના કાનની બુટ શરમ અને આનંદથી લાલ થઈ જતી. તેની આંખો સજલ બની જતી.

તરા પણ પહેલાં કરતાં ભરાવદાર અને સુંદર બની છે. તેના હાથપગ સુડોળ બન્યા છે, ગાલ જાણે ગુલાબના ફૂલ જેવા થયા છે, તેના હોઠ લાલ બન્યા છે.

તેના ભણી લાંબા વખત સુધી જોઈ રહેવાની ગુલ્યને હિંમત થતી નથી. તે બીજી બાજુએ મોં કરી લે છે. કદાચ તરા પણ આ વાત સમજે છે, તે પણ શરમની મારી લાલ થઈ જતી.

અને આમ, ધનશિરિને કાંઠે જીવનનું ઝરણું મંદાક્રાન્તા (ધીમી) ગતિથી આગળ વધી રહ્યું છે.

અને ગુલ્ય, કપાહી અને તરાનું જીવન પણ.

# વીસ

એકલું છેવાડું ખેતરોની વચ્ચે બનેલું ઘર. તે ઘર ધીમે ધીમે સ્થાયી ઘર બની જાય છે. અમસ્તા જ રોપેલા કેળ અને સોપારીના છોડ ઘટાદાર ઝાડ બની જાય છે. પામનું ઘર માત્ર પામ પરનું ઘર નથી રહેતું. ક્યાંકથી આવીને વસેલું ભટકતું મન ઘેરું બની જાય છે, નવી તોડેલી જમીન પર નવા જીવનનું પડ ચડે છે.

અવારનવાર તિખર ગુલયને ત્યાં આવતો. સુખદુઃખની બે ચાર વાતો કરીને બેસી રહેતો. મળે તો પાનસોપારી ખાતો, ચા પીતો, નહિ તો એમ જ બેસી રહેતો. તરા તિખર સામે વધારે આવતી નથી. તે જાણે છે કે તિખર કુંવારો છે, અને નવજુવાન છે આવા માણસ સાથે હળવામળવાની જરૂર નથી. જોકે કપાહી તિખરનું આદરસન્માન કરે છે. તેના પ્રત્યે તે આભારી છે, કેમ કે તે જ તેને ઘાટથી દોરીને ગુલયને ત્યાં લાવ્યો હતો. તિખર શાંત અને વહાલ પેદા થાય તેવો છે. નવજુવાન હોવા છતાં તે ચંચળ નથી, થોડોક ગંભીર છે, એટલે ગુલયને પણ તેના પર સ્નેહ છે. ગુલય પોતે ગંભીર માણસ છે, વધારે વાત નથી કરતો. પુરુષને જરા ગંભીર રહેવું જોઈએ.

ક્યારેક ચંદ્ર આવે છે, તરા અને કપાહી વિષે પૂછપરછ કરે છે, બે ચાર વાતોની સલાહ અને દોરવણી આપી ચાલ્યો જાય છે.

કયારેક ભીમ આવે છે, તે પોતાના ગાયબળદની ખબર લઈ જાય છે. ગુલયના ગાયબળદોની દેખરેખ તે રાખે છે. ક્યારેક ક્યારેક દહીં લઈ આવે છે કે ઘી. બિચારી તરા માટે તેને અનુકંપા હતી– તે કેમ છે તેની તે ખબર લે છે.

અને ક્યારેક ક્યારેક સવારે કે સાંજને વખતે અચાનક એનિમાઈ પણ ત્યાં આવે છે. તે ગુલય સાથે વધારે વાત કરતી નહિ. તે વાતો કરે છે કપાહી અને તરા સાથે. તરા એનિમાઈને ખૂબ ચાહે છે.

એનિમાઈમાં સારો એવો ફેરફાર થયો છે. ઓછી ઉંમરની હોવા છતાં તે આધેડ માઈ જેવી લાગે છે. તેનું કુટુંબ ગરીબ છે. ઉપરાંત તેનો પતિ માંદો છે. રોજે રોજ તેની માંદગી વધતી જાય

છે. સારી રીતે દવા કરાવવાના પૈસા નથી, અને સારી દવા અહીં થાય તેમ પણ નથી. ઘણા લોકોએ તેને શહેરની ઇસ્પિતાલમાં લઈ જવાની ભલામણ કરી છે, પણ બધી વાતોનો આધાર પૈસા પર છે. પોતે કશું કહેતી નથી, પણ તેનું મોં જોઈને જ અનુમાન કરી શકાય છે કે તે અંદરખાનેથી કેટલી દુઃખી છે. તેનું હાસ્ય પણ સૂકું અને વેદનાભર્યું છે.

ગુલ્સ્યને તેને માટે ખૂબ લાગી આવતું, કદાચ સહાનુભૂતિ પણ થતી. પણ તે કશું કહેતો નથી. તે મનોમન વિચારે છે, પોતાની ખેતી જો સારી થાય અને બેચાર રૂપિયા ભાળવા મળે, તો તે ચેનિમાઈને છાની રીતે મદદ કરશે. તે એની ફરજ છે.

જોકે ચેનિમાઈએ તેની પાસેથી કશી મદદની આશા રાખી નહોતી.

કપાહી પણ ક્યારેક ક્યારેક ચેનિમાઈને ઘેર જાય છે, પણ તરા જતી નથી. પોતાનું ઘર છોડીને ક્યાંય જતી નથી. કહેવા છતાં નથી જતી, ચેનિમાઈ બોલાવે તો–પણ એક ફિક્કું હાસ્ય હસીને ખસી જાય છે.

તેમ છતાં ગુલ્સ્યનું કુટુંબ સિપઝિયા ગામનું પોતાનું થઈ ગયું .

નમાજ પઢવાનું ગુલ્સ્ય શીખ્યો નથી. નથી શીખ્યો એનો એને અફસોસ નથી. ગામમાં કેટલા લોકોને નમાજ પઢતાં આવડે છે ? તે જુમ્મા (શુક્રવાર)ની નમાજમાં પણ જતો નથી. માત્ર ઈદ અને બકરી ઈદના દિવસે મસ્જિદમાં જાય છે અને કશું ન જાણવા છતાં બીજાઓની સાથે ઊઠબેસ કરે છે.

કપાહી પણ જુમ્માના દિવસે એને મસ્જિદે જવાનું યાદ દેવડાવે છે. પહેલાં નમાજ ના પઢી તો ના પઢી, હવે ઘરસંસાર થયો, અલ્લાહ રસૂલનું નામ લેવું જોઈએ, નહિતર ગામના માણસો શું વિચારશે ?

ગુલ્સ્ય કશું કહેતો નથી. કપાહીને એ વાત કહેતો નથી કે એને નમાજ પઢતાં આવડતું નથી, અને હવે શીખવાનો વખત પણ નથી રહ્યો.

મસ્જિદમાં ન જવા માટે કપાહીને ખાસ કૈં ફરિયાદ નથી. ગામનાં કેટલા માણસો નમાજ પઢે છે ? જુવાન માણસ છે. ઉંમર વધવાની સાથે બધું કરશે. વળી મસ્જિદ ત્યાંથી દૂર પણ ઘણી છે. જાઓ એટલે અડધો દિવસ જતો રહે.

ક્યારેક ગુલ્સ્ય ચેનિમાઈને ઘેર જાય છે. અમસ્તા જ જાણે આવતાં જતાં ખબર પૂછી લે છે. ત્યાં પણ મળી જાય તો ચા પી લે છે. કલાઈને કેમ છે, તેની શી દવા ચાલે છે એ વિષે પણ પૂછપરછ કરે છે. તે વખતે ચેનિમાઈ પણ તેની જોડે બેચાર વાતો કરી લે છે. સાધારણ

ઘરની વાતો. બન્ને જણ જાણે એકબીજાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતાં. બન્નેના જીવનનો પ્રવાહ આજે બદલાઈ ગયો છે. ન ઓળંગી શકાય તેવી ખાઈનો સ્વીકાર કરી લીધા સિવાય બીજો ઉપાય પણ શો હતો ?

એમ તો ગુલચ્ચ અને એનિમાઈને પરસ્પર કોઈ ફરિયાદ નથી. આજે તેમનો સંબંધ લગભગ સહજ બન્યો હતો. તે ઉપરાંત, તેમના અગાઉના સંબંધ વિષે મોસોકા, ક્લાઈ કે તિખરને પણ કશી ખબર નથી.

અડધો અષાઢ વીતી ગયો હતો.

ખેતીવાડીના કામની શરૂઆત થઈ છે. અહીંના લોકો કેટલીક જમીનમાં અષાઢની શરૂઆતમાં જ રોપણી શરૂ કરી દે છે, પણ કેટલીક જમીનમાં રોપણી આસો મહિના સુધી થતી રહે છે. આ જમીન નદીના કાંપના પડવાળી નીચાણી જમીન છે.

ડાંગરની રોપણી માટે કપાહી અને તરા ડાંગરનું ધરુ ઉખાડવા ગઈ હતી. તડકો આકરો હતો, સૂરજ થોડો આથમણો નમ્યો હતો. આંગણામાં બેસીને ગુલચ્ચ હળ હાંકવાનો પરોણો (સોટી) છોલી રહ્યો હતો. ચંદ્રની સાથે એક માણસ તેના આંગણામાં પ્રવેશ્યો.

" ગુલચ્ચ છે ? મઝામાં ને ? " ચંદ્રે કહ્યું.

" હા, મઝામાં. આવ બેસ, આ સાથે કોણ છે ? "

ચંદ્ર અને તેની સાથે આવનાર મૂઢા પર બેઠા.

" તું આમને નથી ઓળખતો ? હા, નહિ ઓળખે. આજે ઘણા દિવસ પછી ગામમાં આવ્યા છે. એ આપણા બશીરસ્ત કાકા છે."

ગુલચ્ચે બશીરસ્તનું મોં ધારીને જોયું. તેત્રીસ, ચોત્રીસ વર્ષની ઉંમરનો ઊંચો આદમી છે. પાકા રંગનો છે. ટૂંકી દાઢી રાખી છે. એક નવા જેવું પહેરણ અને લુંગી પહેર્યાં છે.

" શું કહ્યું ? ગુલચ્ચે પૂછ્યું. તે આ માણસને ઓળખી શકતો નથી, આ પહેલાં તેને જોયો હોવાનું યાદ પણ આવતું નથી.

આ વખતે પેલા માણસે કહ્યું, " તમે મને નહિ ઓળખો, મેં પણ તમને આજે જ જોયા છે. હું અહીંનો વતની નથી.બહુ વખત પહેલાં અહીં લગભગ બે વર્ષ રહ્યો હતો. હમણાં વચ્ચે વચ્ચે આવું છું. કારભારી માણસ રહ્યો, એક જ સ્થળે વધારે દિવસ સુધી નથી રહી શકતો."

ચંદ્રે કહ્યું, " આ બિઝનેસ કરે છે. બહુ સારા કામમાં હાથ નાખ્યો છે. આપણા આસામી લોકો બિઝનેસ નથી કરતા, કરે તો પ્રોફિટ નથી કરતા. એમની વાત માં પણ ડિફરન્ટ છે, એટલે કે બિગ બિઝનેસ, બિગ પ્રોફિટ.

પાનદાની માં પાન લાવીને ગુલચે સામે મૂક્યાં.

" અહીં શું કામકાજ કરશો ? " તેણે પૂછ્યું.

આ વખતે બશીરત જરા ગંભીર બન્યો અને ધીમે ધીમે કહ્યું, "રવીપાક હોય કે ખરીફ પાક હોય– ખેતી કરવા માટે ઘણા સામાનની જરૂર નથી પડતી ? જેમ કે સારું બિયારણ, બળદ અને પાડો, ખેતીનાં બીજાં ઓજારો. કેટકેટલી વસ્તુઓની જરૂર પડે છે ? પૈસા હોય તો આ બધી વસ્તુઓ મળે, પણ આપણા ખેડૂતો પાસે પૈસા હોય છે જ ક્યાં ? "

બશીરતે જે કહ્યું, તેમાં ઉમેરીને ચંદ્રિ કહ્યું, "કોઈને જરૂર પડે ત્યારે બશીરત અગાઉથી રૂપિયા આપે છે. બિયારણની વ્યવસ્થા કરી આપે છે, બળદ અને પાડો ખરીદવા અગાઉથી રૂપિયા આપે છે. તે માટે વ્યાજ નથી લેતા, થોડો નફો કમાય છે. તે પણ અત્યારે નથી માગતા. ફસલ ઘેર આવ્યા પછી જ લે છે. પૈસામાં પણ લે છે અથવા દાળ, સરસવ, બટાટાના રૂપમાં પણ લે છે. ટૂંકામાં, આટલા દિવસ સુધી આ કામ મારવાડી અને બિહારી વેપારીઓ કરતા હતા અને ગામના ખેડૂતોને છેતરીને ખાઈ જતા હતા. હવે તેમને પૈસા આપી બશીરત ખેડૂતોને મદદ કરશે. તે સાથે ચંદ્રિ એ પણ કહી દીધું કે રૂપિયા બશીરતના નથી, બશીરતના મહાજનના છે. પણ બશીરત અને મહાજન વચ્ચે ભારે મેળ છે બશીરત જે કહે છે તે મહાજન સાંભળે છે, અવિશ્વાસ નથી કરતો. સત્તર–અઢાર વર્ષથી મહાજનની સાથે તે કારભાર કરતા આવ્યા છે. "

ગુલચે કહ્યું, " મારે બીજા કશાની જરૂર નથી. એક પાડો લેવાની જરૂર છે, પણ તમે ઊતર્યા છો ક્યાં ? "

બશીરતે કહ્યું, " અહીં પાસે જ. ધનશિરિના મુખ ભણીથી નાવ લઈને આવ્યો છું ! વડ પાસેના જૂના ડાલિમ ઘાટે મારી નાવ નાંગરેલી છે. થોડા દિવસ રોકાઈને ઉપરવાસ ભણી જઈશ."

તે વખતે કપાહી અને તરા ખેતરમાંથી આવ્યાં. તડકામાં ડાંગરનાં ધરુ ચૂંટવાને લીધે બન્નેના ચહેરા લાલ થઈ ગયા હતા. કપાળ પરથી પરસેવો વહેતો હતો. કીચડમાં ઊભા રહી ડાંગરનું ધરું ઉખાડવાનું હોવાને લીધે કપડાં કાદવવાળાં થઈને શરીરે ચોંટી ગયાં હતાં.

આંગણામાં માણસોને બેઠેલા જોઈ બન્ને પાછળથી ચાલી ગયાં. તેમણે આ તરફ ના જોયું, પણ બશીરતે તેમને જોયાં.

ગુલચે કહ્યું, " વારુ, હું ઘેર જરા પૂછી જોઉં. જરૂર પડશે તો ચંદ્રને કહેવડાવીશ."

"ભલે, ભલે," બશીરતે કહ્યું. "હવે અમે જઈએ છીએ." તેઓ જવા લાગ્યા.

નહાવા માટે કપડાં લેવા અંદર ગઈ તો કપાહીએ દીવાલના કાણામાંથી નજર કરી. તેણે બશીરતને જોયો. થોડી વાર જોતી રહી, પછી ત્યાંથી ખસી ગઈ.

તરા કોઈને જોયા વિના નહાવા ચાલી ગઈ. હમણાંથી નહાવા માટે નદીએ જવું પડતું નથી. ઘરનો પાયો પૂરવા માટે એક જગ્યાએ જમીનમાં ખાડો કરવો પડ્યો હતો, તેને જ જરા ઠીક કરીને તળાવડા જેવું બનાવી લીધું હતું. વરસાદના પાણીથી તે ભરાઈ ગયું છે.

રાતે વાળુ કરતી વખતે કપાહીએ પૂછ્યું, " ચંદ્રની સાથે પેલો કોણ આવ્યો હતો ? "

" કોઈ બશીરત છે, કારભારી માણસ છે. ખેતી કરવા માટે અગાઉથી પૈસા, બિયારણ વગેરે આપે છે. હું એક પાડો ખરીદવા માગું છું."

" એમ ને એમ આપશે ? "

" એમ ને એમ કોઈ કોઈને આપે ખરું ? ફસલ પાકે ત્યારે રૂપિયા પાછા આપવા પડે. થોડા ઉપરથી આપવા પડે."

" જરૂર નથી, આ રીતે ઉધાર લેવાની. બીજા લોકોને પહેલાં લેવા દો, આપણે પાછળથી પણ લઈ શકીએ છીએ."

" ભલે," ગુલચ્ચે કહ્યું.

તે પછી તેઓ કઇ જમીનમાં ક્યું બિયારણ નાખવાથી સારી ખેતી થઈ શકે છે, કઇ જમીનમાં રોપણી ક્યારે કરવી, કઇ જમીનમાં કેટલી ખેડ કરવી જોઈએ વગેરે જાતજાતની જરૂરી બાબતો વિષે મોડી રાત સુધી વાતો કરતાં રહ્યાં..

પણ, કેટલાક દિવસો પછી બશીરત ફરી આવ્યો. તે વખતે ગુલચ્ચ ઘેર નહોતો. કપાહી અને તરા હતાં.

સાદ પાડવા છતાં કોઈએ જવાબ ન આપ્યો. તે પછી જરા ખચકાતી કપાહી બહાર આવી.

" કેમ, ગુલચ્ચ ઘરમાં નથી ? "

" ક્યાંક ગયો છે . "

" શું હમણાં નહિ આવે ? "

" ખબર નથી. "

" પાડો ખરીદવાની વાત હતી –"

" હમણા જરૂર નથી. એક જોડી બળદ છે."

" શું એક જોડી બળદથી નવી જમીનમાં ડાંગરની રોપણી થઈ શકશે ?"

કપાહીએ જવાબ ના આપ્યો.

માત્ર બળદથી ઘાસ અને ઝાડનાં મૂળિયાંવાળી નવી જમીનમાં ખેતી થઈ શકશે ? એક વાર પાડાને જોડીને તે જમીનને પોચી કર્યા પછી બળદથી હળ હાંકી શકાય.

" હમણાં રૂપિયા–પૈસા આપવાની જરૂર નથી. ફસલ તૈયાર થઈ ગયા પછી આપવાથી પણ ચાલશે. આ વર્ષે જો ના મળે અને પછીના વર્ષે પણ મળે તોય કોઈ વાંધો નથી. કોણ ક્યાં ભાગી જવાનું છે ?

કપાહી અંદર ગઈ અને બટવામાંથી બે બીડાં પાન મૂકી બશીરત સામે ધર્યાં.

બશીરતે એક વાર કપાહીને ધારીને જોઈ, કપાહીએ પણ એક વાર તેની તરફ જોઈને માથું નીચું કરી લીધું.

જતી વખતે બશીરતે કહ્યું, " હું પૈસા આપી જઈશ. એક પાડો ખરીદી લેજો. "

કપાહીએ ધીમેથી કહ્યું– " ભલે, હું કહીશ."

કોઈ લખાપટ્ટી નહિ. બશીરત ગુલચને રોકડા સાઠ રૂપિયા આપી ગયો. અઠ્ઠાવન રૂપિયામાં ગુલચે એક બંગાળી પાડો ખરીદી લીધો. સારો, તાજો માજો કાળો પાડો. બન્ને શીંગડાં બહુ સરસ હતાં. નસીબ પાંસરું રહે તો એ આઠ દસ વર્ષ સુધી તો કામ આપશે– હજી ઉંમર છે.

પાડો આવતાં બધાંને આનંદ થયો.

આજે ગુલચ પાડાવાળો ખેડૂત છે. વર્ષના અંતે પાડાની કિંમત ઉપર બીજા પંદર રૂપિયા આપવા પડશે. પાક જો સારો ઊતરે તો પછી કોઈ ચિંતા નથી.

આ વર્ષે આસો પછી બીજી જમીન સાફ કરી શકાય તો રવી ખેતીમાં પણ થોડો વધારો થઈ શકે. અડદ, મગ, કોબીજ, મૂળાની ખેતી.

ગુલચની આંખો સામે લીલાંછમ સપનાંની ચમક હતી.

કપાહી અને તરાની સાથે જ ગુલચને ઘેર લક્ષ્મી આવી. પડતર જમીન ફળદ્રુપ છે. વર્ષે વર્ષે નદીનો કાંપ પથરાવાને લીધે તે વધારે ફળદ્રુપ બની ગઈ છે. આંગળીથી ખોદીને કૈંક વાવીએ તો તરત જ લીલોછમ છોડ લહેરાવા માંડે છે. દૂધી તો ચૈત્રથી જ ઊતરવા માંડી છે. ખાઈ ખાઈને ધરાઈ ગયા. બે ક્યારી આદુ પણ વાવ્યું છે. જોતાં જ જીવ હરખાય છે, નાનનો

પણ એક છોડ રોપ્યો છે– મરચાંનો છોડ પણ વાવ્યો છે. એટલાં મરચાં બેસે છે કે રોજ ખોબો ભરીને તોડવા છતાં ખૂટતાં નથી.

આજે ગુલચનું ઘર જોતાં લાગતું નથી કે આ નવું ઘર છે. જાણે કે બહુ દિવસો પહેલાંની જામેલી ઘરવાડી ન હોય !

દૂરથી જ નજર પડતાં ગુલચનું મન આનંદથી ઊભરાઈ જાય છે. કપાહી કે તરા કોઈ પણ નવરાં બેસતાં નથી. ઘરમાં કોઈ કામ ન હોય ત્યારે વાડીમાં કંઈક ને કંઈક કરતી રહે છે. ઘરની ચારે તરફની વાડીમાં તો અનાજના ખેતરની જેમ પગ મૂકવાની પણ જગ્યા નથી. આંબો, જામફળ, જાંબુ વગેરેના છોડ ત્રણેએ શોધી શોધીને રોપ્યા છે. સવાર સાંજ ખાંડણિયામાં ખંડાતી ડાંગરનો અવાજ ગુલચને દૂરથી જ ઘણો ગમે છે. રાતના છેલ્લા પહોરે કૂકડાની બાંગ હવે તેને વધારે મીઠી અને સારી લાગતી. તેની થોડી વાર પછી જ બધાં ઊઠી જતાં.

ખેતરના કામમાંથી નવરાશ મળતાં કપાહી અને તરા હાથશાળ પર બેસી જતી. કપાહીએ ચાદર અને તરાએ 'રિહા' વણવાનું કામ શરૂ કર્યું છે. તરા કાપડ પર પંખીના નખ જેવા વેલબુટ્ટા બનાવતી, તે બીજા વણનારાં માટે અદેખાઈની વસ્તુ હતી. ડાલિમ ગામમાં રહેતી ત્યારે બીજા લોકો કરોળિયો–વણકર કહીને તેને ચીઢવતા. તેનું કામ અત્યંત બારીક હોય છે. ક્યાંય ખરાબી નહિ કે ક્યાંય કશી ખામી નહિ.

હાથશાળ પર કપડાં વણવાનો અવાજ સાંભળી ગુલચનું મન નાચવા માંડે છે. એક જીવંત પરિવાર છે, એક પ્રાણોચ્છલ જીવંત પરિવાર છે. ચારે બાજુએ લીલાંછમ જીવનરસનો ઊભરાતો પ્રવાહ છે.

પરંતુ આટલું હોવા છતાં એ પરિવારમાં એક વસ્તુનો અભાવ છે– તરાનું હાસ્ય, તરાનો અવાજ. તરા હજી પણ ચૂપ રહે છે. ઘર અને બહારનાં બધાં કામ તરા કરે છે–જરાય આરામ નથી કરતી, જરા પણ થાકતી નથી. પણ તે હમેશાં માથું નીચું રાખીને ચાલે છે. તેનું મન હમેશાં વિષાદથી ભરેલું રહે છે. કપાહી અને ગુલચ હમેશાં પરસ્પર વાતો કરે છે, કપાહી અને ગુલચ હસે છે, બોલે છે. તે ચૂપ રહે છે, કશું કહેતી નથી, બોલતી નથી, કશું પૂછતી નથી. જાણે તે છે જ નહિ. ઘરમાં જાણે તેના રહેવાનો કોઈ ભાવ જ નથી. આનંદની બધી સામગ્રી જીવનમાં પ્રાપ્ત થવા છતાં તરાને કોઈ વાતનો આનંદ નથી. તેનું મન પહેલાં કરતાં કંઈક ખૂલ્યું છે. પણ તેના પ્રાણની પ્રફુલ્લતા ક્યાંક ખોવાઈ ગઈ છે. જાણે કે તે બહારની દુનિયાને જોવાનું છોડીને પોતાના મનની અણબૂઝી દુનિયાનું સંધાન પામવાની સાધના કરે છે.

# એકવીસ

પાડાની પીઠ પર ચડીને પોતાનું ડાંગરનું ખેતર જોઈને ગુલચ નદીના કાંઠા ભણી જઈ રહ્યો હતો. અર્ધો કાર્તક વીતી ગયો હતો. ડાંગરના ઘણા ખરા છોડને કલગીઓ આવી ગઈ હતી. ખેતરમાંથી કાચી ડાંગરની ખુશબો આવી રહી હતી. ધુમ્મસ હજી સુધી બરાબર વિખરાયું નહોતું.

પાડાને ડાંગર વાઢીને ખવડાવવાની જરૂર નહોતી. ધનશિરિને કાંઠે ઘાસની કંઈ ખોટ નથી. ધૂટણ–ઊંચું ઘાસ ખેતરમાં અને પાણીવાળી જમીનમાં પથરાયેલું છે.

સિપરિયા ગામની દક્ષિણે નદીને કિનારે એક જંગલ છે, પણ તે ડાલિમની આથમણી તરફ આવેલા જંગલ જેવડું મોટું અને ભયાનક નથી.

આ તરફ હાથી ખાસ નથી આવતા, પણ હરણ અને વાઘ છે. અવારનવાર હરણ આવીને ખેતરમાં ચરી જઈ ડાંગર બરબાદ કરે છે. પણ ગુલચની જમીનથી જંગલ થોડું દૂર છે– એકદમ પાસે નથી.

પાડાને એક પાણીવાળી જમીનમાં છોડી દઈને ગુલચ જંગલ ભણી ગયો. ઝાકળથી ભીનું ઘાસ તેને ખૂબ પોતાનું લાગતું હતું. તેના પ્રાણના કોઈ એક ખૂણામાં અરણ્ય માટે એક આદિમ પ્રેમ વસેલો હતો. જંગલના ભીના ભીના ઉચ્છ્વાસોએ તેને એકદમ ઉત્તેજિત કરી દીધો હતો. નિર્હેતુક આનંદમાં તે રસ્તા સિવાય જ આગળ વધી રહ્યો હતો. બન્ને બાજુ ઊંચું ઘાસ છે– ઝાકળને કારણે તેમનાં પાંદડાં નીચાં નમી ગયાં છે.

ધુમ્મસને ચીરીને ખુલ્લો તડકો ધીરે ધીરે વિસ્તરવા લાગ્યો હતો. આખી દુનિયા તડકામાં ઉજ્જવળ બની જશે. ઝાડપાન જીવંત બની જશે.

કેટલેક દૂર જતાં ગુલચને એક સાંકડી પગદંડી મળી. નદીના કિનારાથી ઘાસના મેદાન વચ્ચે થઈ તે સિપરિયા ગામ ભણી જતી હતી. સાંકડી પગદંડી– એક બે હાથ પહોળી –ગાયબળદના ચાલવાને લીધે ઘાસ , છોડ કચડાઈ ગયાં હતાં.

પશ્ચિમ તરફ વળીને ગુલચ એ પગદંડીને રસ્તે નદી તરફ ગયો. સામે જોયું તો તે તરફથી કોઈ આવી રહ્યું છે. ગુલચ થોડો આગળ ચાલ્યો.

તે એનિમાઈ છે.

તેને આ રીતે અહીં જોઈને એનિમાઈ પણ ખચકાઈને ઊભી રહી ગઈ. બન્નેએ એકબીજાં ભણી જોયું, બન્ને સ્તબ્ધ બની ગયાં. ઊંચા ઘાસની વચ્ચે સાંકડો માર્ગ છે. આસપાસ બીજું કોઈ પણ નથી.

" તું– તું અહીં ક્યાંથી એનિ ? " ગુલચે પુછ્યું.

" સરવા મુખીને ત્યાં ગઈ હતી– "

" મુખીને ત્યાં ? કેમ ? સવારના પહોરમાં ? "

" પાંચ રૂપિયાની ડાંગર લીધી છે. તે સાફ કરીને આવું છું. તિખર જઈને લઈ આવશે."

" કેમ ? તમારા ખળામાં ડાંગર ખલાસ થઈ ગઈ ? "

" આજથી લગભગ વીસ દિવસ પહેલાં જ ખલાસ થઈ ગઈ છે ."

થોડી વાર બન્ને ચૂપ રહ્યાં.

" તું આમ ક્યાં જતો હતો ?" એનિમાઈએ પૂછ્યું.

" ક્યાંય નહિ. પાડાને લઈને આ તરફ નીકળી આવ્યો હતો."

" હું જાઉં. કોઈ આવી જશે." તે જવા માંડી.

" એનિ, જરા સાંભળ –"

" શું ? "

" બધું ઊંધુંચત્તું થઈ ગયું – શું કરીશ ? "

કશો જવાબ ન દેતાં એનિમાઈએ માથું નીચું કરી લીધું.

" મને હમેશાં તારી યાદ આવે છે."

" કેમ, કપાહી પ્રેમ નથી કરતી ? "

" કરે છે, તોપણ તારી યાદ વારંવાર ઝબકી જાય છે. વળી તારું લગ્ન થયું તે પણ પાછું કલાઈની જોડે."

" તે બધી વાત ન કર. નસીબમાં જે હતું તે થયું. તમારાં બધાંનું મંગલ હોય એટલે મારું મંગલ છે. "

વધારે કંઈ કહ્યા વિના એનિમાઈ ચાલી ગઈ. કંઈક કહેવાની ઇચ્છા હોવા છતાં તે કહી ન શક્યો. તે એનિમાઈ ભણી એકીટશે જોતો રહ્યો.

પણ થોડી આઘે ગયા પછી એનિમાઈ થંભી ગઈ અને પાછા વળી ગુલચ્યને કહ્યું, " સાંભળ તો જરા –" ગુલચ્ય નજીક ગયો.

" શું થયું , એનિ ? "

થોડા ઉત્તેજિત સ્વરમાં એનિએ કહ્યું, " તારા બાપા અને મારા બાપા મળીને મારું નસીબ ખાઈ ગયા, આ મડદાલની જોડે મારાં લગ્ન કર્યાં. તેની સાથે લગ્ન કર્યું ન કર્યું બરાબર. ક્યા દિવસે તે આંખો મીંચી લેશે, શી ખબર ? હું તો જાણે વગર મફતની ચાકરડી આવી ગઈ. તેની સેવાચાકરી કરવી પડે છે, ઘરની અંદર બહાર બધું જોવું પડે છે. અને હવે હાથમાં ટોપલી અને માથે સૂપડું લઈને ગામેગામ ડાંગર માટે જાઉં છું. મારાથી હવે આ કામ નહિ થાય. મોકો જોતી બેઠી છું. ધનશિરિના મારગની ખબર છે., કોઈક દિવસ તું સાંભળીશ કે કોઈ અમુક સ્ત્રીએ નદીમાં ઝંપલાવ્યું છે – હું આ કહી રાખું છું."

તેની વાત સાંભળીને ગુલચ્યને બીક લાગી. ઓછું દુઃખ નથી એટલે તો આપઘાતની વાત કરે છે. પણ હવે તે કરે પણ શું ?

કોઈ રીતે ગુલચ્યે કહ્યું "ગુસ્સો કરવાથી શો ફાયદો ? હું તારી નજીકમાં જ રહું છું. તને ખરાબ ન લાગે તો આવતાં જતાં તારી ખબરઅંતર લેતો રહીશ. "

એનિએ માથું ઊંચું કરી ગુલચ્ય તરફ જોયું.

" હવે, તારું પોતાનું ઘર નથી ? "

" એટલે શું તારા ખબરઅંતર ના પૂછું ? પણ હા, બીજા લોકો કે બીજું ના વિચારી બેસે ! "

" જેને જે વિચારવું હોય તે વિચારે ! તારા મનમાં મારે માટે પ્રેમ હોય તો મારે ઘેર અવારનવાર આવતો રહેજે, નહિતર આ રીતે તો હું વધારે દિવસ નહિ જીવું."

" વારુ, તું ચિંતા ન કરીશ, જા ! "

એનિમાઈ પણ શાન્ત અને આશ્વસ્ત થઈને ગઈ. ગુલચના મનમાં આજે પણ તેના પ્રત્યે સ્નેહ છે.

ગુલ્સ્ય થોડીવાર ત્યાં જ ઊભો રહીને જે રસ્તે એનિ ગઈ હતી, તે તરફ જોતો રહ્યો. એનિ હજી પહેલાં જેવી જ છે. લગ્ન તો નામ માત્રનું થયું છે. તેનો ધણી તો રોગિયો છે. એનિ માટે તેને લાગી આવ્યું.

પગદંડી છોડીને ઘાસ વચ્ચે થઈ ગુલ્સ્યે ઘરભણી પગ ઉપાડ્યા.

ત્યાં સુધીમાં તો ઊજળો, મીઠો તડકો ઘાસ પર ફેલાઈ ગયો હતો. નદી તરફથી કોમળ પવનની લહરીઓ વાતી હતી. પવનની લહેરોનો સ્પર્શ થતાં જ એનિની વાત તે ભૂલી ગયો. આકાશ ભણી તાકીને જોયું. ભૂરું આકાશ દૂર દૂર નીચે ઊતરી આવી ધરતીને સ્પર્શી રહ્યું છે.

પવનની લહેરેથી કાંપતાં ઘાસનાં પાંદડાં સરસર કરતાં તડકાની છાતી પર જાણે સજીવન થઈ આવ્યાં હતાં. ક્યાંય રસ્તો નથી. તે જ પોતે ઘાસ ખૂંદતો ખૂંદતો રસ્તો બનાવી આગળ વધવા લાગ્યો.

એકાએક તે ઊંચા ઘાસની વચ્ચે ચાલતાં ચાલતાં અટકી ગયો. જરા બી પણ ગયો.

તરા !

તે થંભી ગયો.

તરા ભલા અહીં ક્યાં જાય છે ? ક્યાંથી આવતી હશે ? આ તરફ તો કોઈ રસ્તો નથી.

એટલામાં તો તરા તેની પાસે આવી પહોંચી.

" તરા – ? "

માથું નીચું કરી તરા ઊભી રહી ગઈ–તેની સામે.

" તું આ તરફ ક્યાં જાય છે, તરા ? "

" ચંદ્ર આવ્યો છે. બોલાવે છે."

" પણ હું અહીં આ તરફ છું તેની તને કેવી રીતે ખબર પડી ? "

તરા કશું બોલી નહિ.

ગુલ્સ્ય તરાની પાસે આવ્યો અને તેને ખભે હાથ મૂકીને પૂછ્યું, "ખરેખર ચંદ્ર આવ્યો છે ? "

તરા કશું બોલી નહિ.

" અરે તરા, તું મારી સાથે પહેલાંની જેમ કેમ બોલતી નથી ?"

હીબકાં લેતાં તેણે કહ્યું, " તમે....તમે મને કેમ દગો દીધો ? "

ગુલચ્ચ ચૂપ રહ્યો. કંઈક કહેવાની ઈચ્છા હોવા છતાં તે કહી ના શક્યો. તરાને તે દગો ન દઈ શકે. પણ તરાને તે સમજણ પાડીને કહી પણ શકે તેમ નથી કે આ બધું કેવી રીતે બની ગયું. તે પોતે પણ આજ સુધી બરાબર સમજી શક્યો નથી. આજે તરાના આ પ્રશ્નનો કોઈ જવાબ નથી.

થોડી વાર ચૂપ રહ્યા પછી ગુલચ્ચે પૂછ્યું, "ઘરમાં તારી માસી છે કે નહિ ? "

" નથી. સિપરિયા ગામ ભણી ગઈ છે. કોઈને ઘેર ફૂકો છે, તેની તપાસમાં ગઈ છે. "

ગુલચ્ચે ઘાસને પગ નીચે ચગદીને જગા જરા પહોળી કરી. પછી કહ્યું,

" અહીં થોડું બેસીએ- આવ."

" ના, કોઈ આવી જાય –"

" કોણ આવવાનું છે ? આ કંઈ રસ્તો છે ? ઘાસના આ મોટા મેદાનમાં આપણે બેઠાં છીએ તેની કોને ખબર પડવાની છે ? "

દબાવેલા ઘાસ પર બન્ને જણ બેસી ગયાં.

ગુલચ્ચે કહ્યું" ઘરમાં તું જરાય બોલ્યા વિના મન મારીને રહે છે તેથી મને દુઃખ થાય છે. "

"તમે બન્ને તો હસો–બોલો છો, હું ક્યા સુખમાં હસું–બોલું ? "

ગુલચ્ચે કહ્યું, " તું મન મારીને રહે છે તે મને ખૂબ ખટકે છે. ઘરમાં રહેવાનું મને મન થતું નથી. ખબર નથી તું શું વિચારે છે ! "

ગુલચ્ચે તરાનો હાથ પોતાના હાથમાં લીધો અને કહ્યું, " પહેલા કરતાં જરા જાડી થઈ છે."

કંઈ બોલ્યા વિના તરા વિચાર કરતી બેસી રહી.

ગુલચ્ચે ફરી પૂછ્યું, " શું તું હવે મને પ્રેમ નથી કરતી ? "

" ના કરતી હોત તો તમારે બારણે પગ પણ ના મૂકત. તમે મારા પ્રેમને ભૂલી ગયા એટલે હું પણ ભૂલી ગઈ છું એવું ના માનતા."

ગુલચ્ચે તરાને બન્ને હાથે પોતાની છાતી સાથે ભીડી દીધી. તરા પણ બન્ને હાથે ગુલચ્ચની ડોકે વળગી પડી.

થોડી વાર પછી બન્ને ઊભાં થયાં. ગુલાબે કહ્યું, "તું હવે જા. હું પાડો લઈને આવું છું."

તરા ફરી એક વાર બાહુપાશમાં ગુલાબને પકડી તેની છાતીમાં મો રાખી ઊભી રહી. પછી જે રસ્તેથી આવી હતી તે રસ્તે ચાલી ગઈ. એક વાર પણ પાછું વળીને જોયું નહિ.

પાડાને શોધતાં ગુલાબ પણ નદીના કાંઠે ગયો અને થોડી વાર પછી પાડાને નાથથી પકડીને તેણે ઘરનો રસ્તો લીધો.

કારતક મહિનાનો સૂરજ ઊંચે ચડીને બરાબર માથે આવી ગયો હતો. સફેદ તડકો આકાશની છાતીમાંથી સતત પૃથ્વી પર પડતો હતો.

પોતાના ડાંગરના ખેતરને એક છેડે ઊભા રહી પવનમાં ડોલતા ડાંગરના લીલાછમ છોડને ગુલાબ તલ્લીન બનીને થોડી વાર સુધી જોતો રહ્યો. હર્યાભર્યા છોડ છે ડાંગરના. ઝૂમખાં ફેલાઈને વધી ગયાં છે. કલગીઓ હજી પાતળી છે, બધામાં ચોખા ભરાયા નથી. હજી દૂધિયા છે. તેનું મન ગર્વથી ભરાઈ ગયું. નદીના કાંઠા સુધીની આ બધી જમીનનો માલિક પોતે છે, બીજો કોઈ નથી. આવતા વર્ષે છ વીઘાં જેટલી જમીન સાફ કરી શકાય તો પછી કોઈ ચિંતા નહિ રહે. આ વર્ષે તો તેના બળદની જોડી નવરી બેસી રહેશે. એક જ હળખેડુ પાડાનું અને બળદનું–એમ બે હળ એકસાથે કેવી રીતે ચલાવી શકે ? કોઈ સાથી મળી જાય !

અનેક વાતોનો વિચાર કરતો મનના આનંદમાં તે ધીરે ધીરે ઘેર પહોંચ્યો. તે વખતે કપાહી પણ આવી પહોંચી હતી.

# બાવીસ

ધનશિરિની છાતી પર થઈને એક પૂર પસાર થઈ ગયું. ભારે મોટું પૂર નહોતું. આ વર્ષે ગુલચે બીજી બે વીઘાં જમીન સાફ કરી. પહેલાંની જમીનનો વાર્ષિક પટ્ટો પણ ચંદ્રની મદદથી કરાવી લીધો. પાંજરામાં પહેલાંની સરખામણીમાં બતક અને મરઘાંની સંખ્યા પણ કંઈક વધી. નવો ઉદ્યમ, નવી આશા લઈને ગુલચે કામ કર્યું. આ તો વખત છે. આ તેની ભરી જુવાનીનો વખત છે. ફક્ત છવ્વીસ વર્ષની ઉંમર છે. અત્યારે જ જો કંઈ નહિ કરે તો પછી ક્યારે કરશે ?

કપાહી અને તરા પણ નવરી નથી બેસી રહેતી. એક પછી એક કાપડ વણી, તે વેચી, શાકભાજી ઉગાડી, તેને પણ બજારમાં વેચી તેમણે પણ તેમની શક્તિ મુજબ બે પૈસા ભેગા કર્યા છે.

તરા પહેલાંની જેમ જ ઉદાસીન છે. ઘરમાં હોય છે ત્યારે તે વાત પણ નથી કરતી, હસતી પણ નથી, મજાક-મશ્કરી પણ નથી કરતી. ક્યારેક કપાહી બહાર જાય ત્યારે તે અને ગુલચ ઘરમાં એકલાં હોય છે, પણ તે વખતે પણ ન તો તે હસે છે કે ન તો બોલે છે. પાસે આવીને ગુલચ પ્રેમ કરવાનો પ્રયત્ન કરે તો તે દૂર ખસી જાય છે અને કહે છે, "એમ જ પ્રેમ કરો. આ બધું નહિ."

ગુલચે આજ સુધી ઘરમાં કંઈ પણ અનુચિત કર્યું નથી, અને દુઃખી ઉદાસ તરાનો બરડો કે હાથ પંપાળી પ્રેમ બતાવ્યા સિવાય બીજું કરી પણ શું શકે તેમ છે ? પોતાના મનના પ્રેમને મોએથી વ્યક્ત કરવાનું તે જાણતો નથી.

ઘણી વાર ગુલચ વિમૂઢ બની જતો, તરા જરા પણ સમજતી નથી. તે એટલી ચૂપ રહે છે કે ક્યારે શું વિચારે, ક્યારે શું કહે છે તે બરાબર સમજાતું નથી. બિલકુલ સાવધાન રહીને તે તરાના મનને કોઈ પણ પ્રકારનું કષ્ટ ન પહોંચે તેની કાળજી રાખે છે.

આજકાલ ઘણું ખરું તિખર ગુલચને ત્યાં આવે છે. તરા તિખર સાથે વધારે વાત કરતી નથી, જરૂર પડ્યે એક બે શબ્દની આપ-લે કરે છે. કપાહીની સાથે જ ઘણું ખરું વાતો કરીને તિખર જાય છે. તિખરનું આવવું.જવું, વાત કરવાના રંગઢંગ વગેરેથી અત્યાર સુધીમાં કપાહી સમજી ગઈ હતી કે તિખરનું મન તરા તરફ ઢળેલું છે. કપાહીને ઘેર હમાણાંનો જ્યારે આવે છે ત્યારે બની ઠનીને આવે છે. પાંથી પાડીને વાળ હોળે છે, ખમીસ પહેરે છે અને પોતાના રંગીન

રૂમાલને ખિસ્સામાં એવી રીતે રાખે છે કે તેનો એક છેડો બહાર રહે. તેણે આજ સુધી પોતાના મનની વાત કોઈને કરી નથી. ઘણું ખરું તે કપાહી સાથે ખેતીવાડી અને ઢોરઢાંખરની જ વાતો કરે છે.

તેણે પોતાના મનમાં એક વાત વિચારી રાખી છે. તેને ઘેર ક્યારેક ક્યારેક ગુલચ્ય જાય છે, એનિમાઈ સાથે વાતો કરે છે. ક્લાઈની સાથે પણ વાતો કરે છે. એનિ પણ ક્યારેક ક્યારેક કપાહીને ઘેર જાય છે. તે પોતાના મનની વાત ભાભીને કહેશે, એનિમાઈ કપાહી અને ગુલચ્યનાં મન જાણી લેશે. બનશે તો તરાનું મન પણ જાણી લેશે. પણ આજ સુધી એનિમાઈની આગળ મો ખોલીને બોલવાની હિંમત થતી નથી. ભાભી કોણ જાણે શું કરી બેસે ? વળી તેને લાગતું હતું કે એનિમાઈ ક્લાઈની સાથે સુખી નથી. લાચારીને લીધે તે આ ઘરમાં આવી છે એટલે એનિમાઈ પોતા માટે કૈં કરે એની તિખરને બહુ ઓછી આશા છે.

તિખર રાહ જોવા માટે તૈયાર છે. તરાને એની સાથે ન પરણાવવાનું કોઈ કારણ નથી. તેની સાથે વાતચીત કરવાની તક મળે તો તેને ભગાડીને પણ લઈ જઈ શકત, પણ તેવી તક હજી સુધી પણ મળી નથી.

ગયા ચૈત્ર મહિનામાં બશીરત્ત આવ્યો હતો. ગુલચ્યની ખેતીવાડી વિશે પૂછપરછ કરી ગયો હતો. બશીરત્તના વણમાગ્યે ગુલચે તેને દસ રૂપિયા આપ્યા અને નમ્રતાથી કહ્યું હતું કે આવતે વર્ષે તે પાડાના પૈસા ચૂકવી દેશે. પાડો ખરીદવા ખરે ટાણે પૈસા આપ્યા તે માટે તેનો ઋણી છે.

બે ચાર સાધારણ બાબતો વિષે વાતો કરીને બશીરત્તે વિદાય લીધી. બશીરત્તે ધનશિરિના મુખ ભણી પોતાનું ઘરબાર બનાવ્યું છે, પણ તેનું પોતાનું કોઈ નથી. મહાજનની સાથે રહીને, થોડો વ્યાપારધંધો કરીને તેણે થોડી મૂડી એકઠી કરી છે. પણ હજી સુધી લગ્ન નથી કર્યાં. ઉંમર લગભગ પાંત્રીસની થવામાં છે.

" લગ્ન કરવાની જરૂર હતી." ગુલચે કહ્યું.

કંઈ કહ્યા વિના બશીરત્ત હસી પડ્યો. તેનો અર્થ ગુલચ્યની સમજમાં ન આવ્યો. સમજવાનો તેણે પ્રયત્ન પણ ના કર્યો. ઘણા માણસો લગ્ન નથી કરતા.

એક દિવસ ચંદ્રિ આવી ખબર આપ્યા. ગુલચ્યનો બાપ ખૂબ માંદો છે. બચવાની બહુ આશા નથી. ખૂબ સીરિયસ છે. એક વાર જઈને જોઈ આવ.

ગુલચે કપાહી સાથે આ અંગે ચર્ચાવિચારણા કરી. કપાહીએ પોટલીમાં થોડા 'જહા' અને 'બરા', ચોખા, અડદ અને શકરિયાં બાંધીને તેને આપતાં કહ્યુ, "તમારું તો બાપ કરતાં વધારે અભિમાન ! બાપના જીવતે જીવત ત્યાં નહિ જાઓ અને પછી ડોસાને કંઈક થઈ જશે તો મોટા ભાઈ જમીન જાયદાદમાં પછી ભાગ આપશે ? જતા કેમ નથી, જાઓ."

એક ખભે પોટલી મૂકીને લાજ અને સંકોચ સાથે ગુલચ ડાલિમ ગામ તરફ નીકળ્યો. તેના બાપમાં તે વખતે વાત કરવાની શક્તિ નહોતી તોપણ નાના દીકરાને આવેલો જોઈને ડોસાનું મોઢું ખીલી ઊઠ્યું .

બાપના મર્યા પછી બન્ને ભાઈ એકબીજાને ગળે વળગીને ખૂબ રોયા. તેમની મા પણ રોઈ.

'ત્રીજાની' વિધિ પૂરી થયા પછી ગામના લોકોએ સલાહ આપી, " હમણાં ડોસાની મિલકત સહિયારી રહે. ગુલચે તો ત્યાં પામ પર થોડી જમીન જાયદાદ ભેગી કરી છે. અત્યારે તેણે જમીનનો ભાગ નહિ માગવો જોઈએ. ડોસાની માંદગીમાં મોટાએ ઘણું ખર્ચ કર્યું છે. પાછળથી બન્ને ભાઈ જમીનની વહેંચણી કરી શકશે. ગુલચ ચૂપ રહ્યો. તેને દુઃખ છે કે તે પિતાની કશી સેવા ન કરી શક્યો. તેટલા માટે તેણે ડોસાની ક્રિયાસ્તના ખર્ચ પેટે પંદર રૂપિયા આપ્યા. ડાલિમના લોકોને લાગ્યું કે આ ગુલચ પહેલાંનો ગુલચ નથી. તે આજકાલ બેચાર રૂપિયા ખર્ચી શકે તેમ છે. તેનું મો જોઈને જ ખબર પડી જાય છે. ચહેરો ખીલી ઊઠ્યો છે.

ક્રિયાસ્ત પતી ગયા પછી ગામના કેટલાક વડીલોએ ડોસાના ભેગા કરેલા રૂપિયાનો હિસાબ કર્યો. રોકડા સાત કોડી અને તેર રૂપિયા (રૂ. ૧૫૩ ) નીકળ્યા. ઘણાને નવાઈ લાગી કે ડોસાએ આટલા રૂપિયા ભેગા કરી રાખ્યા હતા ! સૌએ નક્કી કર્યા પ્રમાણે તેમાંથી સો રૂપિયા ડોસીને આપવામાં આવ્યા. તેના છેવટના દિવસોમાં જે તેની દેખભાળ રાખશે તેને એ રૂપિયા મળશે. ડોસી હવે શું પોતાને માટે ઘરેણું ઘડાવશે ? બાકી રૂપિયામાંથી એક કોડી ગુલચને આપ્યા. મોટા છોકરાને પણ એક કોડી મળ્યા. તેર રૂપિયા મોટી વહુને આપવામાં આવ્યા. તેણે ડોસાની સેવા કરી છે.

ડોસીએ કહ્યું " ગામવાળાની હાજરીમાં હું પણ એક વાત કહેવા માગું છું. મારો ઘરવાળો તો ચાલ્યો ગયો, હું પણ હવે કેટલા દિવસ રહેવાની ? મોટાની વહુ હું જોઈ કરીને લાવી, પણ આ નાના માટે કશું ના કરી શકી. તેની વહુંને આજ સુધી જોઈ નથી. ઘરેણાં પહેરવાના હવે મારે દિવસો નથી. આ મીનો ચઢાવેલી મારી બિરી (ગળામાં પહેરવાનું એક ઘરેણું), આ મણકાની માળા અને બે જડાઉ વીંટીઓ છે. આ કંઠી ઘરવાળાએ ખરીદી આપી હતી– તે હું જ્યાં સુધી જીવીશ, મારી પાસે રાખીશ, મારી આ બે વીટીઓમાંથી એક મોટી વહુને મળશે અને બીજી આ નાના છોકરાને. અને આ 'બિરી' હું નાની વહુને આપું છું. તેના લગ્નમાં હું કઈ આપી શકી નથી."

ગુલચે હાથ લાંબો કરી મા પાસેથી ઘરેણાં લીધાં, કોઈએ વાંધો ન લીધો, વાંધો લેવાનું કોઈ કારણ પણ નહોતું. મા પોતાની વસ્તુઓ જેને આપવી હોય તેને આપે અને જેને ના આપવી હોય તેને ના આપે.

બિરી, વીટી અને એક કોડી રૂપિયા અને ગિયારસના ચણા તથા નારિયેળ લઈને ગુલચ ઘેર પહોંચ્યો. દરમિયાનમાં કપાહીને ડોસાના અવસાનના ખબર પહોંચી ગયા હતા. એટલે ચાર દહાડા પછી આવતા ગુલચને જોઈને તેણે કશું કહ્યું નહિ. ડોસાના મૃત્યુથી રોવા-કૂટવાનું કોઈ કારણ કપાહીને ન મળ્યું. તેમ છતાં તેના વિષે બે ચાર વાતો પૂછીને ગુલચને આશ્વાસન આપવાનો પ્રયત્ન તેણે અવશ્ય કર્યો. ગુલચને પણ બાપના મૃત્યુથી જરૂર દુઃખ થતું હતું, પણ સ્ત્રીઓ સામે રોવાનું તેને સારું ન લાગ્યું. હા, જ્યારે બાંધેલા પાડાને છોડીને તે નદીકાંઠે ગયો ત્યારે એકાન્તમાં તે મોટેથી રડી પડ્યો– એક નાદાન શિશુની જેમ. બાપના ના રહેવાથી શું થાય છે તેનો અનુભવ તેણે આજે કર્યો.

એનું મો જોઈને જ તરા સમજી ગઈ કે નદીને કિનારે બેસીને તે રડતો રહ્યો છે. તે બોલી કશું નહિ.

રાતે બધાં સૂવા ગયાં. હમણાંના ગુલચ, કપાહી અને તરા ત્રણે અલગ અલગ બિછાનામાં સૂઈ જતાં. ક્યારેક કોઈ મહેમાન આવતા ત્યારે ગુલચ જઈને કપાહીના બિછાનામાં સૂઈ જતો. તરા હમેશાં એકલી સુએ છે. તેનો ઓરડો પણ અલગ છે.

રાત બહુ થઈ નહોતી. પણ આખા દિવસની મજૂરી પછી કપાહીને ચટાઈ પર પડતાં જ ઊંઘ આવી જતી. આજે પણ તે ગાઢ ઊંઘમાં હતી.

જરાય અવાજ કર્યા વિના તરા પોતાના બિછાના પરથી ઊઠી. દીવો રા' કરેલો હતો. અંધારામાં જ આવીને તે ગુલચના બિછાના પાસે અટકી અને સૂતેલા ગુલચના શરીર પર હાથ મૂક્યો. ગુલચને ઊંઘ નહોતી આવતી. તેણે તરાના હાથ પર પોતાનો હાથ મૂક્યો. તે સમજી ગયો કે આ કપાહીનો નહિ, પણ તરાનો હાથ છે.

" તરા...."

" મોટેથી ના બોલો..."

" કેમ આવી ? ઊંઘ નથી આવતી ?" એકદમ ધીમા સાદે તેણે કહ્યું. તરા સમજી ગઈ કે આ ધીમા અવાજમાં રુદનની ભીનાશ છે.

મોએથી કંઈ ન બોલતાં તરા તેનું માથું પંપાળવા લાગી. પછી મો અને આંખો પર બહુ પ્રેમથી હાથ ફેરવતી બોલી, " શા માટે રડો છો ? આજ આખો દહાડો રોયા જ કર્યું છે ને ! બહુ દુઃખ થાય છે ? "

એક અબોધ, અનાથ શિશુની જેમ ગુલચે પોતાનું માથું તરાના ખોળામાં રાખી દીધું. તરાએ તેના વાળમાં આંગળીઓ ફેરવી અને માથે તથા પીઠ પંપાળવા લાગી. ગુલચને લાગ્યું કે આ તરા નથી, તેની મમતામયી મા છે. તેને વધારે રોવાનું મન થયું.

ગુલચ્ચ ઘણી વાર સુધી આમ તરાના ખોળામાં માથું રાખીને પડ્યો રહ્યો. અને તરાએ તેના મો, માથા અને શરીર ઉપર હાથ ફેરવીને તેને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો.

પછી તેના મો પાસે પોતાનું મો લઈ જઈને બહુ જ ધીમે કહ્યું, "તમને દુઃખી જોઈને મને બહુ દુઃખ થાય છે. હવે રડશો–કરશો નહિ."

ગુલચ્ચ પોતા પર ઝૂકેલી તરાના ગળે અસહાયની જેમ વળગી પડ્યો. જાણે કે તે એકદમ ભાંગી પડ્યો ના હોય ! ક્યાંક એક નિશ્ચિત આધારની તેને જરૂર હતી.

તરાએ કહ્યું, " હું તો છું, પછી ચિંતા શી ? "

ગુલચ્ચે તરાને પાસે ખેંચીને તેના ગાલ પર પોતાનો ગાલ દબાવ્યો. તરા પણ જાણે સાન્નિધ્યના પરમ આશ્વાસનમાં તેની વેદનાને ભુલાવવાનો પ્રયત્ન કરવા લાગી.

નિદ્રામાં ડૂબેલી મધરાત છે. બે અસહાય જીવ જાણે એકબીજાની રક્ષા કરવાનો પ્રયત્ન કરે છે.

બીજા ઓરડામાં તે સમયે કપાહી ભરનિદ્રામાં સૂતી છે.

બિછાનામાંથી ઊતરી ગુલચ્ચના ગાલ પર પ્રેમથી પોતાનો ગાલ રાખી તરાએ કહ્યું, " જો વધારે દુઃખી થશો તો હું રોઈ પડીશ."

તે પછી તે પોતાના બિછાનામાં પાછી ફરી.

ગુલચ્ચ એક નાનું બાળક છે.

ગુલચ એક અબોધ શિશુ છે.

માથે હાથ ફેરવીને પંપાળીશ નહિ, તો તે રડ્યા જ કરશે– સૂતાં સૂતાં તરાએ વિચાર્યું.

બીજે દિવસે કપાહીને 'બિરિ' આપતાં ગુલચ્ચે કહ્યું– " માએ આ તને આપી છે."

તરત જ કપાહીએ તે ગળે પહેરી લીધી. આનંદથી એનો ચહેરો ખીલી ઊઠ્યો.

" જો તરા, અહીં આવ–"

તરા માથું નીચું કરી બોલ્યા વિના તેની પાસે આવીને ઊભી રહી ગઈ.

" આ વીંટી તારી કઈ આંગળીમાં આવે છે ? જો, આ માએ મને આપી છે. મારે પુરુષ માણસને સોનાની વીટી શું કરવી છે ? "

તરાએ વીંટી પહેરી લીધી.

" તારી માસીને બતાવ જો–"

આજે ગુલચ્ચને આંનદ થયો. કપાહી અને તરાને કુળના વારસદાર તરીકે એક એક ઘરેણું મળ્યું. તેણે કહ્યું, થોડા દિવસ પછી તે જઈને માને લઈ આવશે. કપાહીએ ખુશી પ્રકટ કરી, પણ તરા ચૂપચાપ ત્યાંથી ચાલી ગઈ– કશું બોલી નહિ.

# ત્રેવીસ

કપાહીને પૂછ્યા કહ્યા વિના તક મળતાં જ જ્યારે ગુલચ્ય તેત્રીસ રૂપિયામાં પાડા સાથે એક દૂઝણી ભેંસ ખરીદી લાવ્યો ત્યારે તેને પૂછ્યા વિના આટલો ખર્ચ કરી ભેંસ ખરીદી તેથી પહેલાં તો કપાહી ચિઢાઈ ગઈ.

પણ ગુલચ્યે કહી દીધું, " એક ભેંસ ખરીદું તે માટે તને પૂછવું પડે ? પાડા સાથેની ભેંસ તેત્રીસ તો શું ત્રેપન રૂપિયામાં પણ ના મળે. તેના માલિકને રૂપિયાની જરૂર હતી એટલે અર્ધી કિંમતે આપી દીધી. નહિ નહિ તોયે આપણને દોઢ કોડી (ત્રીસ) રૂપિયાનો ફાયદો થયો છે."

વાત કપાહીની સમજમાં પણ આવી. તોપણ તેણે કહ્યું, " ભેંસ-ગાય બધાને મારે ગળે બાંધીને હવે ધનશિરિને કાંઠે જલકુંવરીના તળમાં ન બેસો તો સારું. હું તે ગાયની ખબર રાખીશ કે ભેંસની ખબર રાખીશ કે ઘરની ખબર રાખીશ ? "

તરાએ સાધારણ ભાવે કહ્યું , " ઘરનું હું સંભાળીશ–"

" હં, તું ઘરમાં આરામ કર અને હું જંગલી ભેંસની પાછળ પાછળ ભટકું ! અને એ પોતે મોસોકાને ત્યાં જઈને આખો દહાડો ચલમ પીતા બેસી રહે."

ગુલચ્યે કહ્યું, "અરે, આ પાડો છે, પાડો ! " તે પછી ભેંસ લઈને પેલી તરફ નીકળી ગયો.

રબીપાકમાં ગુલચ્યને સારો એવો લાભ થયો હતો. બટાટા, સરસવ અને અડદમાંથી તેને સારા પૈસા મળ્યા.

પાડો ખરીદવા માટે બશીરત પાસેથી જે રકમ લીધી હતી તે પોતે નદીઘાટ પર જઈને ચૂકવી આવ્યો. તેનું મન હળવું થયું. દેવાનો મન પર એક બોજો રહેતો હોય છે. મદદ માટે તેણે બશીરતનો ખૂબ આભાર માન્યો અને કહ્યું," ઘણો ઉપકાર થયો. પાડો હજી પણ તંદુરસ્ત છે. મરીબરી ના જાય તો હજી તો ઘણાં વરસ કામ લઈ શકાય તેમ છે. હવે મારે ' આહુ ' ડાંગરનાં થોડાં બિયારણની જરૂર છે, મળશે ને ? "

બશીરત એક દિવસ પોતે જ જઈને 'આહુ' ડાંગરનું બિયારણ ગુલચને આંગણે નાખી આવ્યો.

તે દિવસે ગુલચના કહેવાથી કપાહીએ બશીરતને ઘરની અંદર બેસાડીને ચા–નાસ્તો કરાવ્યો, જોકે કંઈ વાતચીત થઈ નહોતી અને બશીરત પણ માથું નીચું રાખી નાસ્તો કર્યા પછી બહાર આવી ગયો હતો.

વાતવાતમાં બશીરતે કહ્યું કે થોડાક જ દિવસોમાં ધનશિરિના મુખ ભણી તે ચાલ્યો જશે. ફરી આસો –કારતકમાં પાછા આવશે. વરસાદના દિવસોમાં તેને અહીં કંઈ કામ હોતું નથી.

એક દિવસ નાવ લઈ બશીરત ચાલ્યો ગયો. જતાં જતાં કપાહીની વિદાય લેતો ગયો.

ગુલચનું કામ પહેલાં કરતાં બહુ વધી ગયું હતું. ભેંસ દોહીને દૂધ વેચવાનું એક નવું કામ વધ્યું. કપાહીએ તો એક વાર ભેંસને નેપાળીના વાડામાં સોંપી આવવાનું કહ્યું હતું પણ ગુલચે ના માન્યું. ભેંસ સારી ઓલાદની હતી, પાડો પણ સરસ છે. તે જીવતો રહ્યો તો બે ત્રણ વર્ષમાં તો હળે જોડવાના કામમાં આવી જશે. અને નેપાળીને ભેંસ આપે તો એ બધું દૂધ દોહી લે અને પાડો બિચારો ભૂખે સુકાઈ જાય અને વળી નેપાળી દૂધના પણ પૂરા પૈસા આપે ખરો ?

અવારનવાર તરા પણ ભેંસને ચરાવવા જાય છે. તેને ભેંસ ઉપર બહુ પ્રેમ છે.

અહીં તહીં જતાં કપાહી 'બિરિ' ગળે પહેરીને જાય છે. પણ તરા વીંટી પહેરતી નથી. આપવાની વસ્તુ હતી, ગુલચે આપી, પણ પહેરવી ન પહેરવી તે તરાની ઇચ્છા પર છે– ગુલચ કશું કહેતો નથી.

પણ એક દિવસે ગુલચે, જોયું કે તરાએ વીંટી આંગળીએ પહેરી છે. જાણે જોયું નથી એવું બતાવી તે ખસી જવા માગતો હતો. તરાએ સાદ દીધો, " જરા ઊભા રહો."

તેણે ધીમે સાદે પૂછ્યું, " માસી ઘરમાં નથી ? "

જવાબ આપ્યા વિના અંદરથી ગડી વાળેલું કપડું લાવીને તરાએ ગુલચના હાથમાં આપ્યું અને કહ્યું, "આ વારીનું છે. આજે જ તૈયાર થયું છે. આમાંથી ઈદને માટે એક પહેરણ સિવડાવી લેજો."

ગુલચનું મો આનંદમાં લાલ થઈ ગયું.

" હા, ઈદને માટે એક સારું પહેરણ સિવડાવવું છે, સિવડાવવું છે એવો વિચાર હું કર્યા કરતો હતો."

ગડી ખોલીને તેણે કાપડ જોયું– એકદમ ઝીણું કાપડ છે. મૂગાના રંગના થાનના કાપડ જેવું.

" પણ ઈદને માટે તારી પાસે કંઈ પહેરવાનું છે ? "

" મારી પાસે છે, શાની જરૂર નથી.."

એમ તો કપાહી અને તરા બન્નેને માટે એક સુંદર છીંટનું કાપડ અપાવવાની ઇચ્છા ગુલચના મનમાં ઘણા દિવસથી છે. પણ ત્યાં કાપડની કોઈ સારી દુકાન નથી. બે વાર કાપડ માટે છેક ગોલા સુધી જવાનું તેને પસંદ નથી. પહેલાં પણ તે ગયો નથી. ત્યાંની કોઈ જાણકારી પણ તેને નથી. કોઈ એને છેતરી પણ જાય. પણ એક વાર તે જરૂર ટાઉન જશે. ઓછામાં ઓછું એક કોડી રૂપિયાનું કંઈક ને કંઈક ખરીદી લાવશે– ઘણું બધું.

ગુલચે તરા ભણી પ્રેમભરી આંખોથી જોયું. તરાએ માથું નીચું કરી લીધું.

કાપડ તરાના હાથમાં આપીને ગુલચે કહ્યું, " હમણાં તારી પાસે રહેવા દે. કાલે કે પરમ દહાડે દરજીને આપી આવીશ."

તે પછી તે હળવા મનથી ઘેરથી નીકળી પડ્યો. ખરે જ તરા એને ખૂબ પ્યાર કરે છે. ઈદ કે બકરી ઈદના તહેવાર પ્રસંગે આજ સુધી કોઈએ તેને એક વેંત કાપડનો ટુકડોય આપ્યો નથી !

તરા ખરેખર એને ખૂબ પ્યાર કરે છે.

કેવો ગોટાળો થઈ ગયો, નહિતર...

તડકો આકરો હતો. ખેતરના એક ટુકડાને સિંચાઈ કરીને ટોપલી ભરી 'માગુર' અને 'ગરે' માછલીઓ પકડી, તે આંગણામાં આવી ઊભો હતો. તરા માછલીઓ રાખવાની ચાળણીમાં તે નાખતી હતી.

ક્યાંકથી ચંદ્ર અને સાથે ચાર છોકરાઓ તેના આંગણામાં આવી પહોચ્યા.

" શું માછલીઓ પકડી છે ? " ચંદ્રે પૂછ્યું.

ગુલચે કહ્યું, " તરા આમને બેસવાનું આપ. લોકો આવ્યા છે. પછી ચંદ્રને કહ્યું,"ચંદ્ર તમે લોકો જરા બેસો, હું એક ડૂબકી લગાવી આવું."

ચંદ્ર અને ચારે છોકરા આંગણામાં મૂઢા પર બેસી ગયા.

" કેમ, મઝામાં કે તરા ? અરે, તું તો પહેલાં કરતાં જાડી થઈ ગઈ છે ! " ચંદ્રે તરા ભણી જોઈ કહ્યું.

તરાએ માથું નીચું કરી લીધું. આ ચંદ્ર તો ક્યારે શું બોલવું જોઈએ તેનો વિચાર જ કરતો નથી.

" અરે હા, આ ઘરઆંગણું તો બહુ સારું લાગે છે. કંઈ ફૂલછોડ પણ વાવ્યા છે ને ! ફૂલવાડીથી ઘર શોભી ઊઠે છે," ચંદ્રે કહ્યું. " ગાર્ડન હોવો જ જોઈએ. "

ઘરની સામે જે જગ્યાએ ગુલચ્ય ફૂલછોડ વાવવાનો વિચાર કર્યા કરતો હતો તે જગ્યાએ તરાએ હજારીગલના બે છોડ વાવ્યા છે. મોટી પાંખડીઓવાળાં હજારીગલ છે. તે ખીલવા પણ માંડ્યાં છે. બાજુમાં જ એક સૂરજમુખીનો પણ છોડ છે. ખીલી ઊઠ્યો છે.

તરાએ પાનદાન લાવી ચંદ્ર આગળ મૂક્યું.

એ દરમિયાન ગુલચ્ય તળાવડીમાં નાહીને આવી ગયો.

" ક્યાં નહાયો ? "

" એક તલાવડી ખોદી છે ને ! "

" સારું કર્યું છે. સારું કર્યું છે, પોતાના વાડાની તળાવડી જેવું પાણી ક્યાં ? રિવરનું પાણી તો –"

'ગંદા' નો અંગ્રેજી શબ્દ યાદ ન આવતાં ચંદ્ર બોલતો અટકી ગયો.

એક મૂઢો લાવી ગુલચ્ય પણ બેસી ગયો. ચંદ્રે કહ્યું, " એક કામ માટે આવ્યો છું."

"પહેલાં પાન તો ખા !"

તે પછી ચંદ્રે આવવાનો હેતુ જણાવતાં કહ્યું, " આ સિપરિયા ગામમાં કોઈ સ્કૂલ નથી. વસ્તી તો ઓછી નથી. એક એક પરિવાર આવતાં કરતાં હવે આખું ગામ બની ગયું છે. હવે તેને માત્ર 'પામ' કહ્યે નહિ ચાલે. પણ અહીંનાં આટલાં બધાં બાળકો માટે આજ સુધી એક પણ પાઠશાળા–સ્કૂલ નથી થઈ. સરકાર તો આપણને 'મનુષ્ય' જ નથી સમજતી. તો પછી ગામના લોકોએ જ મળીને એક સ્કૂલ ખોલવી રહી. નહિતર આપણાં બાળકો અભણ જ રહી જશે. સિપરિયા ગામમાં ધનશિરિને કાંઠે લાકડું, વાંસ, નેતર અને પરાળની ખોટ નથી, કામ કરનારાઓની પણ ખોટ નથી. ગામના લોકો જો મળીને સ્કૂલ–ઘર (સ્કૂલનું મકાન ) બનાવી દે, છોકરા–છોકરીઓને ભણવા માટે ભેગાં કરે અને એક માસ્તરને રોકી લે તો બોર્ડને પોતાનું કામ ન કરવાનું કારણ નથી. નહિ થાય તો આઈ શેલ સી. હું જાતે જઈને ડી.આઈ.ને લઈ આવીશ. આપણાં વિલેજ શું હંમેશાં ઈલિટરેટ બની રહેશે ? શહેર નગરમાં તો છોકરાછોકરીઓ માટે ઘરને બારણે બારણે નિશાળ છે. આપણે એજ્યુકેટેડ નથી એટલે આપણને સૌ કોઈ નિગ્લેક્ટ કરે છે. "

બધી વાત સાંભળી લીધા પછી ગુલચ્યે વિચાર કરતો હોય તેમ કહ્યું, " વાત તો બરાબર કહે છે, પણ મારે એમાં શું કરવાનું છે ? "

" તારે ? તારે ઘણું બધું કરવાનું છે. બધા લોકોની એક સભા ભરીશું. તેમાં બધી વાતો લોકોને સમજાવીશ. તારે એક સભામાં પ્રમુખ થવું પડશે. "

" અરે, નહિ, નહિ—મને તો સભા– બભામાં જતાં જ બીક લાગે છે. અભણ માણસને પ્રમુખ બનાવીને તેની મશ્કરી કરવા માગે છે ? આવી મશ્કરી મારી સાથે ના કરીશ."

" મશ્કરી નથી. આપણે ત્યાં  તો જેવો તું છે, તેવા બીજા છે. તારી પાસે હમણાં બે પૈસા ભેગા થયા છે. તું પ્રમુખ થઈને બે ચાર વાતો કહીશ તો લોકો માનશે. મની ઓલ રિસ્પેક્ટ. પૈસાને બધા માન આપે છે – સમજ્યો ? "

લજ્જાથી લાલ થઈ જઈ ગુલચ્ચે કહ્યું, " મને કશાની ખબર નથી."

" બીજાનેય શી ખબર છે ?  તું કરી શકીશ અને હું તારી સાથે રહીશ ને ? આઈ એમ વિથ યુ. તારે પ્રમુખ બનવું પડશે અને સ્કૂલનો પ્રમુખ પણ તને બનાવીશું."

" સ્કૂલનો પ્રમુખ કેવો ? "

" હોય છે, હોય છે. પાછળથી સમજાશે. પણ સ્કૂલ બનાવવા માટે ફંડની જરૂર પડે છે. ઘણો ખર્ચો થશે. તું જે આપી શકે તે આપ."

તે વખતે ચંદ્રની સાથે આવેલા છોકરાઓએ  એકીઅવાજે કહ્યું, "પ્રમુખે પચ્ચીસ રૂપિયા ફાળો આપવો પડશે."

" પચ્ચીસ રૂપિયા ? એટલા ક્યાંથી લાવું, ભાઈ ! સારું કામ કરવા નીકળ્યા છો, તો એક રૂપિયો આપીશ. "

" એક રૂપિયો ? ના, ના. તમે એક રૂપિયો આપશો, તો બીજા લોકો શું આપશે ? "

છેવટે ગુલચ્ચ પાસેથી સ્કૂલ માટે પાંચ રૂપિયાનો ફાળો લઈને ચંદ્ર અને એના સાથીદારો ત્યાંથી ગયા. ગુલચ્ચે પણ ખુશીથી આપ્યા

તેમના ગયા પછી ગુલચ્ચે કપાહી અને તરાને કહ્યું, "પાંચ રૂપિયા આપવા એ કંઈ મોટી વાત નથી. સારા કામ માટે માગવા આવ્યા અને આપણે નહિ આપીએ તો ભલા પછી કોણ આપશે ? પણ ચંદ્ર પ્રમુખ કે કૈંક બનવાનું કહી ગયો છે, શી ખબર તેણે મશ્કરી કરી હોય !"

" મશ્કરીની શી વાત છે ! કહ્યું છે, થઈ જજો પ્રમુખ."

" ભલે."

પ્રમુખ બનવાની વાતનો વિચાર કરીને ગુલચ્ચને મનમાં ને મનમાં બીક લાગતી હતી. શું કરવું પડશે, શું કહેવું પડશે ! પણ બીક લાગવાની વાત તેણે કપાહી અને તરા આગળ ન કરી. કહે તો એ લોકો શો વિચાર કરે ?  નસીબમાં જે હોય તે.

સાંજે ઘેરથી નીકળતી વખતે ગુલાબનું મન એક નવા આનંદથી ભરાઈ ગયું હતું. આજે તેનું પૈસા કમાવાનું સાર્થક થયું. આજે તેણે જીવનમાં એક એવું કામ કર્યું છે જે પહેલાં ક્યારેય નહોતું કર્યું. આજે તેણે ફાળો આપ્યો છે– સ્કૂલ માટે. પચ્ચીસ રૂપિયા માગ્યા હતા. આપી દીધા હોત તો સારું થાત ! તેને થયું.કંઈ નહિ, આગળ વખત છે. સ્કૂલ થાય અને જરૂર પડશે તો આપીશ.

આજના પાંચ રૂપિયાય ઓછા નથી.

તેના આનંદની વાત કોઈની આગળ મો ખોલીને કરવાની ઇચ્છા થઈ આવી. રૂપિયા છેવટે હોય છે શા માટે ?

# ચોવીસ

ક્લાઈની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. કોઈ ખાસ દવા નહોતી ચાલતી. જુવાન માણસ છે. સાજા થવાની, જીવતા રહેવાની આકંઠ અભિલાષા છે. પણ જ્યારે હઠીલો રોગ હોય અને તેની સાથે કઠોર ગરીબાઈ મળીને કોઈનો નાશ કરવાનું કાવતરું હોય, ત્યારે જીત ગરીબાઈની થતી હોય છે.

તે ઘણું ખરું બિસ્તર પર પડ્યો રહે છે. આદુનો રસ, તુલસી અને મધમા દવા ખાય છે. વૈદ્યની ગોળીઓ લે છે, સાજો થતો નથી. જેમ તેમ કરી રોગ દબાયેલો રહે છે. મોસોકા અને તિખરે તેના સાજા થવાની આશા છોડી દીધી છે. વળી ક્લાઈને માટે ચિંતા કરવાનો વખત પણ તેમને મળતો નથી. દિવસરાત ખાવાપીવાની અને પહેરવા ઓઢવાની ચિંતામાં જાય છે.

એનિમાઈ ક્લાઈ પ્રત્યે પોતાની એક જવાબદારી સમજે છે, પણ તેય કંટાળી ગઈ હતી. એક સ્વસ્થ સાજી યુવતી ચિર–રોગીની સેવાચાકરીમા સતત લાગેલી રહે તેમાં તેને ભાગ્યે જ આનંદનો અનુભવ થાય. તેના મનમાં નક્કી થઈ ગયું હતું કે ક્લાઇ સાજો થવાનો નથી. નાનપણથી તેને આ રોગ છે અને આ દવાઓથી સારું થવાનું નથી. તેને ગુસ્સો આવે છે– સકિયેત અને પોતાના બાપ ઉપર, મોસોકા અને તિખર પર. ક્લાઇ પર એને ગુસ્સો નથી આવતો. તેને માટે તો તેને દયા જ આવે છે, અનુકંપા થાય છે. તે બિચારો શું કરે ? બધાંએ મળીને પરણાવી દીધો, તે પરણ્યો. ગામનો આંધળો, લંગડો, બોબડો, કોઈ પણ પરણ્યા વગર રહેતો નથી. ક્લાઈ તો માત્ર માંદો છે.

તોપણ ચેનિમાઈનું અપમાનિત યૌવન ક્યારેક ક્યારેક વિદ્રોહ કરવાનું વિચારે છે. કોઈ જાતનો સંપર્ક નથી, એક રોગી માટે ઘસાઈ મરવાનો કોઈ અર્થ નથી. ક્યારેક ક્યારેક તે વિચારે છે કે પોતે એક દિવસ ક્લાઇને છોડીને ભાગી જશે– છાનામાના નહિ, ખુલ્લંખુલ્લા જશે. કોઈ પૂછશે તો રોકડું પરખાવી દેશે કે ક્લાઇ સાથે મારો કોઈ સંબંધ નથી. તમને લોકોને એના માટે બહુ હમદર્દી હોય તો તમારી દીકરીઓનું એની સાથે લગ્ન કરો, હું રહેવાની નથી.

પણ અસહાય અને વેદનાભરી સુક્કી નજરથી તેના મોઢા તરફ ટગર ટગર જોઈ રહેતા ક્લાઈ માટે તેને ક્યારેક ક્યારેક સ્નેહ થઈ આવે છે. તે જાણે એક નાનું અબોલું છોકરું છે, તે જાણે ચેનિમાઈના ખોળામાં આશરો લઈને જીવવા માગે છે. ચેનિમાઈ જો એને છોડી જશે તો જાણે કે તે રોઈ રોઈને મરી જશે. તે વખતે ચેનિમાઈ તેના હાથપગ લૂછતી અને થોડું સરસિયું ગરમ કરીને તેને છાતીમાં માલિશ કરતી અને અળવીનું શાક રાંધી તેને ખવડાવતી. તેનો આ પ્રેમ જાણે કે ક્લાઈને બહુ શક્તિ આપે છે. તેના સૂકા હોઠ પર કૃતજ્ઞતાનો મૂંગો ભાવ ઊભરાઈ આવે છે. ખૂબ વ્યથા સાથે ચેનિમાઈનો હાથ પોતાના હાથમાં લઈને કહે છે, મારે લીધે તને ઘણી તકલીફ પહોંચે છે ને, ચેનિ ? તું નકામી તકલીફ ઉઠાવે છે. શું હું સાજો થવાનો છું ? ચેનિને તેના માટે વધારે પ્રેમ જાગે છે. પોતાને દુઃખ છે, તે વાત ખોટી નથી, પણ શું માણસનો રોગ સારો ન થાય ? તે વિચારે છે કે પાસે પૈસા હોત તો તેને ક્યાંક શહેરની હૉસ્પિટાલમાં લઈ જઈને દવા કરાવત, કદાચ તે સાજો થઈ જાય. નજીકમાં જ જો સારી હૉસ્પિટાલ હોત તોપણ ક્લાઈ કદાચ સાજો થઈ જાત, પણ અહીં તો એકદમ પછાત જંગલ પાસેનું ગામડું છે. અહીં તો વાઘ, હાથી, માણસ અને માંદગી બધાં એકસાથે રહે છે. એક વાર માંદા પડ્યા પછી બચવાનો કોઈ ઉપાય નથી, નહિતર ક્લાઈને નિરાશ ન થવું પડત.

બીમાર ક્લાઈની પાસે નિરુદ્વિગ્ન ભાવથી ઊંઘવાનો પ્રયત્ન કરતી ચેનિ પોતાના મનને સમજાવ્યા કરતી– ક્લાઈ મરી જાય, તે પછી હું અહીંથી ભાગી જાઉં, તે વાત જુદી છે, પણ હું એની સાથે છું ત્યાં સુધી એ મારો પતિ છે. હું એને દગો ન દઈ શકું. સંબંધ તૂટી જાય ત્યારની વાત જુદી છે.

પણ જ્યારે ક્લાઈથી દૂર ખેતરમાં ચેનિમાઈ કામ કરતી હોય છે ત્યારે આ ભાવનાઓ તેને મોં–માથા વિનાની લાગે છે. ક્લાઈની સાથે મારે શો સંબંધ છે ? હું કોઈ બીજા ઉપર પ્રેમ કરું તો શું દોષ લાગશે ? આમ ને આમ એકલાં એકલાં ઘરડી ડોસી થવાનો શો અર્થ છે ?

તોપણ તે દૃઢતાથી પોતાને સમજાવે છે કે પોતાનો પુરુષ હોય ત્યાં સુધી બીજા ઉપર નજર નાખવી તે બરાબર નથી. ભલે પોતાનો પતિ માંદો હોય ! ચેનિને બદનામીની બીક નથી, પણ જે લગ્ન એક વાર થઈ ગયું છે તેની અવમાનતા તે નહિ કરે. તે એટલી ખરાબ છોકરી નથી, થઈ શકે નહિ.

જરૂર પડ્યે તે ગુલચને ઘેર જાય છે. જરૂરી એક–બે વસ્તુ માગી લઈ આવે છે. કપાહી અને તરા પણ ઘરમાં વસ્તુ હોય તો આપ્યા વિના રહેતી નથી. નવરાશ મળતાં ચેનિ પણ

ડાંગર ખાંડી આપે છે, બેચાર ફાળકા પર સૂતર વીંટી આપે છે, ક્યારેક આંગણામાં સૂકવવા નાખેલી ડાંગરને પગ ફેરવી ઉપરતળે કરે છે, ક્યારેક માછલીઓ વધારે હોય તો સાફ કરાવે છે. આ બધાં કામ માટે તેને કહેવું પડતું નથી.

ગુલચનની જોડે પણ તે વાતો કરે છે. ગુલચ કોઈની જોડે વધારે વાત કરતો નથી. એનિ સાથે પણ કુશળક્ષેમની વાત સિવાય બીજી વાત કરતો નથી. પણ તરા મારફતે જે આપી શકાય તે અપાવે છે. ચોખા, માછલી, શાકભાજી અને બેચાર આના પણ. તે પણ લેતાં ખંચકાતી નથી. ગરીબ માણસને ગુમાન કરવાનું પાલવે નહિ.

વખત મળતાં ગુલચ પણ ક્યારેક ક્યારેક એનિમાઈને ઘેર જાય છે, અને એનિની, ક્લાઈની અને ઘરની ખબરઅંતર પૂછી એક પાન ખાઈ તે પાછો આવે છે. ગુલચ તેને ત્યાં જતો ત્યારે એનિ તેની આગતાસ્વાગતા કરતી, પાનનો વટવો લઈને સામે બેસતી અને પોતાનાં સુખ–દુઃખની વાત કરતી. ગુલચ આજકાલ તો ગામનો એક મોટો માણસ થઈ ગયો છે. ખળામાં ડાંગર છે, કોઠારામાં ગાયબળદ છે અને ઘરમાં તાંબુલ પાન છે. જરૂર પડ્યે (ધોતીની) ગાંઠેથી કોડી એક રૂપિયા કાઢીને આપી શકે તેમ છે. આવો ગુલચ મોસોકાને ત્યાં આવે તે નાની–સૂની વાત નથી. મોસોકાને પણ તે સારું લાગતું.

ક્યારેક ક્યારેક તો કપાહી અને તરાથી છાની રીતે ગુલચ ઘેરથી થોડી ચાની પત્તી લઈ જતો, થોડી ખાંડ પણ લઈ જતો. એનિમાઈના હાથમાં આપીને કહેતો – " જરા ચા બનાવી દે, તરસ લાગી છે."

ક્યારેક ક્યારેક નેપાળીઓના વાડામાંથી લાવેલા ભેંસના ઘીમાંથી પાશેર નવટાંક જેટલું ઘી વાંસની નળીમાં ભરીને પરભાર્યું જ એનિને ત્યાં આપી આવતો, ક્લાઈને ખાવા થાય તે હેતુથી. ક્યારેક બેચાર આના પણ આપી આવતો. શણમાં અલ્લાહની મહેરબાનીથી લાભ થયો છે. લે, આ બે આની રાખ. દુઆ કરજે.

એનિને ગુલચ પર પ્રેમ થઈ આવે છે.

એક દિવસ રાતે એનિએ ગુલચને આંગણામાં એક બાજુએ બોલાવીને કહ્યું, " ચંદ્ર કે એવો કોઈ માણસ તારે ત્યાં આવતો રહે છે. શું તે કશી ગોઠવણ ન કરી શકે ?

" શાની ? "

" આમની દવાની. અહીં રહેવાથી ક્યાં સારું થવાનું છે ? કોણ જાણે અહીં મળે છે તે

દવા છે કે પાણી ? હાથમાં ફૂટી કોડી નથી. કેવી રીતે દવા કરાવું ? ક્યાંક ગોલાઘાટના સરકારી દવાખાનામાં દાખલ કરીએ તો તે કદાચ સાજો થાય–"

ગુલચ ચૂપ રહ્યો.

આ બધી વાતોની એનિને ખબર નથી. ચંદ્રને ખબર છે. તે હમેશાં શહેરમાં આવતો જતો રહે છે.

" ચંદ્ર આવે તો પૂછી જોજે–"

પણ ત્યાં એને દાખલ કર્યા પછી એની દેખભાળ કોણ રાખશે ? "

" ત્યાંના ડાક્ટર લોકો જોશે. કહે છે કે ખર્ચો પણ ના થાય અને જરૂર પડયે હાથકાનનાં ઘરેણાં વેચીને થાય તેટલી વ્યવસ્થા કરીશ. તમે લોકો પણ બે ચાર રૂપિયાનો ટેકો કરજો."

થોડી વાર ચૂપ રહી ગુલચે કહ્યું, 'હા, ચંદ્ર ક્યારેક ક્યારેક ગામમાં હૉસ્પિટાલ બનાવવાની વાત કરે છે. એની આ વાતોને હું બકવાસ સમજતો હતો. અહીં એક હૉસ્પિટાલ હોત તો આપણા લોકોને આટલું તો ના ભોગવવું પડત."

ગુલચે પોતાના મનમાં નક્કી કર્યું કે ચંદ્ર જો સ્કૂલની જેમ અહીં હૉસ્પિટાલ ખોલવાની વાત ઉપાડશે તો જરૂર પડયે હું જમીન પણ આપીશ–બે કોડી રૂપિયા પણ આપીશ. ગામમાં એક સ્કૂલ અને એક હૉસ્પિટાલની જરૂર છે.

ગુલચે એનિમાઇને આશ્વાસન આપ્યું, "તું ચિંતા ન કરીશ, એનિ. ચંદ્રને આવવા દે. જો એવું કૈંક થઈ શકશે તો કરીશું. રૂપિયા પૈસા જે જોઈશે, તે હું આપીશ. તું ચિંતા ના કરીશ. તે દિવસે તેં જે રીતે કહ્યું હતું, તે પરથી તો હું કંઈક બીજું વિચારતો હતો."

એનિએ કહ્યું,"ક્યારેક ખૂબ ગુસ્સો આવે છે. શું હું હમેશાં માંદાની ચાકરી કરવા જ દુનિયામાં આવી છું ? બીજી બાજુએ જ્યાં લગ્ન થયું છે તે પરિવારમાં સવારસાંજનું ખાવાનું પણ બીજાને ઘેરથી માગીને લાવવું પડે છે. મરું નહિ તો શું કરું ? તું પાસે છે, એ હિંમત પર જેમ તેમ જીવી રહી છું. નહિતર ક્યારે શું કરી બેસું તે હું પોતે પણ જાણતી નથી."

ગુલચે એનિમાઇને સાન્ત્વના આપવાનો પ્રયત્ન કર્યો. પોતાના માણસ પર અનુકંપા હોય તે સહજ છે. તેમાંય તે પાછો માંદો છે.

ચંદ્રના આવવાની ગુલચ રાહ જોવા લાગ્યો.

અનેક દિવસો પછી તે એકાદ વાર દેખા દે છે. ખબર નથી ક્યાં ક્યાં ફરતો ફરે છે ! આજ કાલ તેનો પહેરવેશ પણ પહેલાં કરતાં સારો હોય છે. છેલ્લી વખતે જ્યારે મળ્યો હતો ત્યારે છીંટના કાપડનું હવાઈ શર્ટ પહેરેલું હતું. કાંડે એક સુંદર ઘડિયાળ હતું. થોડી મૂછો પણ કદાચ રાખી હતી, ઘેરા ભૂરા રંગનું પેન્ટ પહેર્યું હતું. નીચેથી પહેલાંની જેમ વાળેલું હતું, પણ ઢીંચણ સુધી જંગલી ઘાસ વળગેલું હતું. તેનું મોં સુકાઈ ગયા જેવું હતું. કદાચ ખાવાનું કોઈ ઠેકાણું નથી. ચોવીસે કલાક ફરતો ફરે છે.

કલાઈનો રોગ મટી  પણ શકે છે– પૈસા ખર્ચ કરવા પડશે. તેનો રોગ જો મટી જાય તો એનિમાઈ સુખી થશે. તેનું કુટુંબ ફરી વસશે. પણ સરકારી ખર્ચથી દવા થાય તો સારું છે, નહિતર પછી એનિમાઈ પૈસા ક્યાંથી કાઢશે ?

પછી જે થવાનું હશે તે થશે, પહેલાં તો હૉસ્પિતાલમાં તેને ભરતી કરાવવો તે જ મોટી વાત છે.

કપાહીની સાથે ચર્ચાવિચારણા કરવાની વાત તેણે એક બે વાર વિચારી હતી, પણ પછી નક્કી કર્યું છે આ અંગે તેને કંઈ ન કહેવું તે જ સારું છે. તે શું વિચારે ? સ્રીનુ મન જાણી શકાતું નથી. એમ તો જોકે કપાહી ખરાબ નથી, એનિમાઈનો  ધણી સારો થઈ જાય તો તેમાં તેને માઠું લાગવાનું કોઈ કારણ નથી, પણ બધી વાતો સ્રીઓને ન કહેવી તે જ સારું છે.

# પચ્ચીસ

વૈશાખ બિહુના કેટલાક દિવસ પહેલાં ગુલચ્ય એક દિવસ ડાલિમ ગામ ગયો. આજ કાલ એને ત્યાં જવાની ન તો એટલી નવરાશ મળે છે કે ન તો એને એટલી જરૂર હોય છે. તે તો ધીમે ધીમે કરતાં સિપસ્યિા ગામનો જ રહેવાસી થઇ ગયો હતો.

મા અને મોટો ભાઇ મઝામાં હતાં. ગામના બીજા પણ મઝામાં હતા. પોતાના જ ગામમાં એક પારકા માણસની જેમ આવવાનું તેને સારું લાગ્યું. ગામના લોકો તેની સાથે પ્રેમથી વાતો કરતા હતા. કપાહી કેમ છે ? સરસવ કેટલા થયા ?

પોતાની સુખસમૃદ્ધિની વાત કરવાનું ગુલચ્યને ગમ્યું. ડાલિમ ગામ છોડયે તેને ત્રણ વરસ થવા આવ્યાં છે. તેની સ્થિતિમાં સારો એવો ફેરફાર થયો છે. પણ ડાલિમ ગામ તો જેમનું તેમ જ છે. માત્ર બેચાર છોડ મોટા થયા છે, બે-ચાર કિશોરો જુવાનિયા થઈ ગયા છે, બેચાર કિશોરીઓ યુવતીઓ બની ગઇ છે.

મા અને મોટા ભાઇ સાથે એક વાતની તેણે ચર્ચા કરી. ડાલિમ ગામમાં તેની જે બાપીકી જમીન છે તેની વ્યવસ્થા કેવી રીતે કરવી. વેચી નાખવાની તેની ઇચ્છા નથી. પણ સારા પૈસા મળે તો તે વેચી પણ દે. બને તો એનો મોટો ભાઇ જ એ વેચાતી લે. ઘરની વાત છે. હજી સુધી મોટો ભાઇ અડધે ભાગે તેની જમીન વાવે છે, પણ ગુલચ્યે પોતાના ભાગમાં આવતી પાછલાં વર્ષોની ડાંગર લીધી નથી. મા છે, મોટા ભાઇનું કુટુંબ પણ મોટું છે અને અલ્લાહે તેને એક મૂઠી આપ્યું છે, ના લે તોયે ચાલે.

પણ બાપીકી મિલકતનો ભાગ તે છોડી દેવા તૈયાર નથી. ભલેને એક ટુકડો જ જમીન કેમ ન હોય ! જે જમીનમાં તેના બાપના કપાળનો પરસેવો ભળેલો છે તેની સાથે એક આત્મીયતા છે. બાપ નથી, પણ બાપની સંપત્તિ તો છે. છોડી શા માટે દઉં ?

પણ વેચવા પાછળ બે કારણ છે. સિપસ્યિા ગામમાં સારી જમીન મળે તેમ છે. પૈસા થોડા વધારે કહે છે, પણ જમીન સારી છે. પૂરની બીક નથી. વાઘ રીંછની પણ ખાસ બીક નથી અને તે તરફ ગામની સ્થિતિ પણ દહાડે દહાડે સુધરતી જાય છે. એ જમીન જો ખરીદી શકે તો આગળ ઉપર ખૂબ લાભ થાય એમ છે.

બીજી વાત એ હતી કે ગામમાં એટલા પૈસા આપીને એ જમીન લેનાર કોઇ બીજો માણસ નથી. સાત એકર જેટલી જમીન છે અને એની કિંમત આઠસો રૂપિયા છે. તેની પાસે અત્યારે પાંચસો રૂપિયા છે અને ત્રણસોની જરૂર છે. જમીનને બદલે જમીન લે તે ખોટું નથી. વળી આજ કાલ સિપસ્યિા ગામનો પૈસાદાર માણસ કહેતાં ગુલય્નું જ નામ આવે છે. આઠસો રૂપિયા આપીને તે જમીન ના ખરીદે તો તેને માટે શરમજનક કહેવાય.

ગુલય્ને એક વાર બશીરતનો ખ્યાલ આવ્યો હતો. પણ બશીરત સારો માણસ હોવા છતાં ગુલય્ તેની પાસેથી રૂપિયા લેવા તૈયાર નથી. પાછો એટલા માટે લીધો હતો કે તેણે પોતે આવીને અગાઉથી રૂપિયા આપ્યા હતા. તે ઉપરાંત, તે દિવસોની વાત જ જુદી હતી.

તેની માએ ડાલિમની જમીન વેચવાની તેને ના કહી. તેણે કહ્યું, " કોઇ બીજો ઉપાય કરીને તે જમીન લઈ લે, છોડીશ નહિ. પણ અહીંની જમીન વેચ નહિ. વડવાઓની જમીન વેચવાથી લક્ષ્મી જતી રહે."

મોટા ભાઈએ કહ્યું, "વેચવી જ હોય તો કોઈ બીજાને ના આપીશ. હું જ કોઈ પણ રીતે દેવું વગેરે કરીને લઈશ. થોડા રૂપિયા હમણાં આપું છું. શણ થયું છે, ગોળ પણ થયો છે. આ બધું વેચીને આપીશ. જરૂર પડ્યે તું મારી પાસેથી લેજે."

ગુલય્ે કહ્યું, "વૈશાખ આવું આવું છે. અત્યારે તો ત્યાં બાના પેટે બસો રૂપિયા આપી રાખું છું. બાકી છસો રૂપિયા આસો કાસ્તકમાં આપવાનું કહીશ. એટલે કદાચ માની જશે. તું જો અહીંની જમીન રાખવા માગતો હોય તો તારે મને શ્રાવણ ભાદરવા સુધીમાં રૂપિયા આપવા પડશે. "

છેવટે માની સલાહથી એવું નક્કી કર્યું કે ગુલય્ પોતાની અહીંની જમીનના બે ભાગ વેચશે અને એક ભાગ જમીન અને વાડી રહેવા દેશે.

મોટા ભાઈએ કહ્યું, "શ્રાવણના અંતમાં બશીરત આવવાનો છે. શણ તે ખરીદે છે. તેની પાસેથી લઈને તારા રૂપિયા ચૂકવી દઈશ. "

ગુલય્ માની ગયો.

ગુલય્ની સાથે જઈને એક વાર તેનું ઘર જોવાની માની ઈચ્છા હતી, પણ ગુલય્ે તેને પોતાને ત્યાં લઈ જવાનું નામેય ના લીધું. એક વાર તે લઈ જવા માગતો હતો, ત્યારે ના ગઈ. હવે જવું હોય તો પોતે જવું રહ્યું તે નહિ કહે.

તેણે ન કહ્યું એટલે માએ પણ મનની વાત ન કરી. ગુલય્ને જ બોલાવવાનું પસંદ ન હોય તો મારા નહિ જવાથી ચાલશે.

ગુલ્લ્ય સક્યિતને ઘેર પણ ગયો.

બીજી વાતોની સાથે સક્યિતે એનિમાઈના ખબર અંતર પૂછ્યા. ગુલ્યે જવાબ આપ્યો, પણ તે સાથે ક્હ્યું પણ ખરું " એનિને ત્યાં આવ્યા પહેલાં એ ઘરની સ્થિતિની તપાસ કરવી જોઈતી હતી. વાઈનો રોગી છે. ઘર ઘણું ગરીબ છે. એક ટંક ખાય છે, એક ટંક સાંધણ કરે છે. "

સક્યિતે વાત અડધેથી કાપી નાખતાં ક્હ્યું, "અરે ઘરમાં બદનામ થયેલી છોકરીને કોણ મોટો બાદશાહ લેવાનો હતો ? હા, પણ તારે કેં છૈયાં-છોકરાં ? "

ગુલ્યે માથું નીચું કરી લીધું. સક્યિતં સમજ્યો કે ગુલ્યને કોઈ બાળક નથી. આધેડ કપાહી સાથે ઘર માંડ્યું છે. છોકરું થાય તો ક્યાંથી થાય ?

" ચિંતા ના કરીશ. નસીબમાં હશે તો થશે, ના થાય તો બીજી લાવજે. તારી પાસે આજકાલ બે પૈસા છે, કોઈ પણ તને પોતાની જુવાન છોકરી આપશે."

થોડું થંભી ડોસાએ પૂછ્યું, " પણ, તરા પણ તારી સાથે રહે છે, નહિ ? કોઈ તરફથી લગ્નની વાત નથી આવી ?"

જેમ તેમ સંભાળી લઈ ગુલ્યે ક્હ્યું, " હજી સુધી તો નહિ."

" અરે હું તો તરાને અમારા ગૂંગણા માટે લાવવા માગતો હતો. પણ તે છિનાળ રાતોરાત ભાગીને તમારા લોકોને ત્યાં પહોંચી ગઈ. હું જોઈશ, કોણ રાજાનો કુંવર તેને લઈ જાય છે. તું પણ જરા એના પર નજર રાખતો રહેજે. બૈરાંની જાત, કોક દહાડો ઘરની માલમત્તા લઈને ભાગી ના જાય ! "

માથું નીચે રાખીને ગુલ્ય ચૂપચાપ બેસી રહ્યો. તરાનું લગ્ન કરવાનું છે તે વાત તો કદી તેના ધ્યાનમાં જ આવી નહોતી. સક્યિતને મોઢેથી એ વાત સાંભળીને એને એવું લાગ્યું કે તેની છાતીમાં કોઈએ કશુંક ભોંકી દીધું હોય ! તેનું ગળું એકદમ સુકાઈ ગયું. તેને કોઈ જવાબ ના સૂઝ્યો.

તેને માથું નીચે રાખી ચૂપચાપ બેસી રહેલો જોઈને સક્યિતે જરા નરમ અવાજમાં ક્હ્યું, "ક્યાંક હજી વાત ના થઈ હોય તો અમારો છોકરો હજી છે. તેની માની તો ઈચ્છા હતી, પણ તરા પોતે તે વખત ના આવી. હવે તું એ છોકરીનો વાલી છે. તારી વાતે વાત. તું આપવાનું કહે પછી શું તે ના પાડી શકે ? "

ગુલ્ય વાત સહન ન કરી શક્યો. થોડી વાર એમ જ બેસી રહી તે ચૂપચાપ ઊભો થઈ ગયો.

" હું હવે જાઉં કાકા. બહુ વખત થઈ ગયો, અજવાળે અજવાળે જ નદી પાર જતો રહું તો સારું. વૈશાખમાં થયેલા વરસાદથી ધનશિરિમાં ઘણું પાણી ચડ્યું. છે."

" ભલે, ભલે, જા. પણ મારી વાત યાદ રાખજે. આપણે શું નવા સંબંધી છીએ ? આપણે પહેલેથી જ નજીકના છીએ. તરાને અમારે ઘેર આપશો તો આ ઘર પણ તમારું થશે."

ગુલ્યને ગુસ્સો આવ્યો. કંઈ બોલ્યા વિના તે બહાર નીકળી ગયો. અને ડાલિમ ગામમાં ના રોકાતાં ઘર તરફ પગ ઉપાડ્યા. એક વાર ચંદ્રને મળીને જવાની ઇચ્છા હતી, પણ વધારે રોકાવાની તેની ઇચ્છા નહોતી.

– બાપદાદાઓની જમીન ના વેચાય, લક્ષ્મી જતી રહે છે.

– તારે કેં છૈયાંછોકરાં ? થશે, થશે. ના થાય તો એક બીજી લાવજે.

એક બીજી લાવીશ ?

જવાન છોકરી આપશે !

જવાન છોકરી !

બીજી એક છોકરી –

તરાને અમારા ગૂંગણા માટે–

તરાને ગૂંગણા સાથે ?

ગૂંગણાની સાથે તરાનો –

તેની માની તો ઇચ્છા હતી ?

કપાહી તરાને ગૂંગણા સાથે પરણાવવા રાજી હતી ?

આઠસો રૂપિયામાં સાત એકર ડાંગરની જમીન !

સાત એકર.

તારે કે છૈયાંછોકરાં ?

છૈયાંછોકરાં !

ના થાય તો બીજી લાવજે !

તરાને અમારા ગૂંગણા માટે આપ.....

ગુલયનું માથું જાણે ભમવા લાગ્યું. આ બધી વાતો તેની સમજમાં નહોતી આવતી. કંઈ ગરબડ સરબડ થઈ ગઈ છે.

આખો રસ્તો તેણે આ મોં માથા વિનાની વાતોનો વિચાર કરતાં કાપ્યો.

ધનશિરિમાં ઘણું પાણી આવ્યું છે. કેટલાંય વર્ષોથી વૈશાખમાં આટલું પાણી ચડ્યું નથી, હવે શ્રાવણ–ભાદરવામાં કેવું રૂપ લેશે, શી ખબર ? એક નાનું મોટું પૂર અત્યારે જ આવી જાય તો ખોટું નહિ. વાવણીની જમીન પર નદીના કાંપનો એક થર ચડી જાય, પણ ખેતીની વચ્ચે પૂર આવે તો !

આવે તો રોકવાનો ઉપાય થોડો છે ! ધનશિરિને કોણ રોકી શકે ? તરાને અમારા ગૂંગણા માટે આપ. તારી વાતે વાત. હવે તું એ છોકરીનો વાલી છે.

થશે, થશે– છૈયાંછોકરાં થશે, ના થાય તો એક બીજી લાવજે.

ગુલયે મનમાં નક્કી કર્યું કે તે હવે ડાલિમ ગામ નહિ જાય. એક જ દિવસમાં તેને ગૂંચવણમાં નાખી દીધો. કેવી અણધારી અણચિંતવી વાતો તેને સાંભળવી પડી આજે !

ના, ના. ડાલિમ ગામ સાથે તેનો સંબંધ નથી. જ્યાં સુધી ત્યાં રહેતો હતો ત્યાં સુધી તેને દુઃખ દુઃખ જ હતું. ફરી ડાલિમ જવાથી તેને દુઃખ જ મળવાનું છે. આજે નકામા ડાલિમમાં આવીને મન ખાટું કર્યું.

ડાલિમની પોતાની બધી જમીનજાયદાદ તે વેચી મારશે. ડાલિમ સાથેનો પોતાનો સંબંધ તોડી નાખશે. તે સિપરિયા ગામનો થઈને રહેશે. ધનશિરિના પશ્ચિમ કાંઠે હવે તેનું કોઈ કલ્યાણ નથી. ધનશિરિના પૂર્વકિનારાએ તેને પ્રેમથી આશરો આપ્યો છે, તેને માણસ બનાવ્યો છે. તેને ત્યાં બે પૈસાનું મોં જોવા મળ્યું છે.

તારે જ સ્કૂલના પ્રમુખ થવું પડશે.

સ્કૂલ માટે પચ્ચીસ રૂપિયાનો ફાળો આપવો પડશે.

ફાળો આપવો પડશે !

ગુલય ફાળો આપે છે, સ્કૂલ ખોલાવે છે.

ડાલિમ ગામમાં તો તેને માટે કશું નથી.

ઘેર પહોંચ્યા પછી પણ ગુલચ્ચની ઉદ્વિગ્નતા અને ઉદાસી ગયાં જ નહિ.

" બધાં કુશળ તો છે ને ? " કપાડીએ પૂછ્યું.

" હું "–

" માની તબિયત સારી છે ને ? "

" હું. "–

"સફિયત ડોસાને ત્યાં ?"

" કોઈ નથી મરી ગયું– ચૂપ કર..."

# છવ્વીસ

તે રાતે ગુલયને સારી ઊંઘ ના આવી. ઘણી ગરમી હતી. દિવસ આખો તડકામાં ને તડકામાં દોડધામ કરવી પડી. કેટલાય ઘેર ચા પીવી પડી. તેણે ઊંઘવાનો પ્રયત્ન કર્યો, પણ જાતજાતની ચિંતાઓએ આવીને તેની ઊંઘ હરામ કરી દીધી. તેને ઊંઘ ના જ આવી.

કૂકડાની બાંગની સાથે જ તે બિછાના પરથી ઊઠી ગયો.

પૂર્વ આકાશમાં તે વખતે આછો ઉજાસ પથરાયો હતો. ઘરની અંદર પણ થોડો થોડો ઉજાસ આવતો હતો. શુક્રનો તારો તે વખતે પણ ઝાંખો નહોતો થયો. થોડો મલિન થયો હતો. પશ્ચિમનું આકાશ તે વખતે ધૂંધળા અંધારામાં ડૂબેલું હતું.

અવાજ કર્યા વિના દરવાજો ઉઘાડીને તે બહાર નીકળી આવ્યો. નદી ભણીથી ઠંડી હવાની લહેરો આવી રહી હતી. હવામાં ભીનાશ હતી–શરીરને ઠંડક આપી જતી હતી.

આંગણું જરા ભીનું હતું. ધૂળિયા આંગણામાં ઊતરતા ચૈત્રની રાતની આખરનું પાતળું ધુમ્મસ છે. આંગણામાં પગ મૂકતાં ગુલયના શરીરને ટાઢક વળી. ખેતીની મોસમમાં આ સમયે જ તે હળ જોડવા ઊઠે છે. તે વખતે થોભવાનો વખત નથી હોતો, જોવાની નવરાશ નથી હોતી. જલદી જલદી હળબળદને લઈ ખેતર ભણી નીકળી પડતો. પણ અત્યારે તેને ખેતરમાં જવાનું નથી. આકાશ અને ધરતીને જોવાની તેને થોડી નવરાશ મળી છે.

તે વખતે કોઈ પણ માણસ ઊઠ્યું નહોતું. બાંગ દીધા પછી કૂકડા પણ સૂઈ ગયા હતા. સૂરજનો પ્રકાશ નથી, તારાઓનો પણ પ્રકાશ નથી. ધૂસર નીલ આકાશનો એક પોતાનો પ્રકાશ ચારે બાજુએ ફેલાઈ ગયો છે. સફેદ–ભૂરો, ધૂંધળો–પીળો. આ આકાશનો પોતાનો રંગ છે, ધરતીનો પોતાનો રંગ છે, પૃથ્વીનો આદિમ રંગ છે, મનના વિમલ આનંદથી વિસ્મયભરી આંખોથી તેણે ચારે તરફ ફરીને જોયું. ધરતી નાની બનીને તેની નજીક આવી રહી છે. તેનું મન એકદમ મોકળાશ અનુભવવા લાગ્યું. કૈંક અકથ્ય વાતોના ઉલ્લાસથી તેનું મન છલકાઈ ગયું. તેને ઇચ્છા થઈ–પોતાના આ ઉલ્લાસની વાત કોઈની આગળ જુદી જુદી રીતે સમજાવી સમજાવીને પ્રકટ કરે.

તેણે ચારે તરફ જોયું– કોઈ નથી.

આંગણામાં એક બાજુએ ભેંસો બાંધેલી છે. તે ઊંઘતી હતી. પાસે જઈને સૂતેલી એક ભેંસને હાથથી પંપાળી. ભેંસે એક વખત આંખો ઉઘાડી ગુલ્ચ્ય તરફ જોયું અને પછી આંખો મીંચી જેમની તેમ પડી રહી. તે કોઢારા ભણી ગયો. બધાં ગાય–બળદ પીઠ પર માથું રાખીને ઊંઘે છે. લાલ વાછરડાના માથે અમસ્તો જ હાથ ફેરવી તે બહાર નીકળી આવ્યો.

એણે ફરીથી ચારે બાજુએ જોયું. પૂર્વનું આકાશ ધીમે ધીમે ખૂલતું જતું હતું. શુક્રની ચમક ઓછી થતી જતી હતી. હવા જાણે કે ક્યાંકથી પ્રકાશને લાવીને ચારે તરફ વેરી રહી હતી.

ગુલ્ચ્યની આંખો સામે જ સૂરજમુખીના ફૂલનો એક છોડ ઊભો હતો. તે જરા તેની પાસે ગયો. થોડી વાર સુધી એક કળીને જોતો રહ્યો. ગઈ વખતે જ તરાએ રોપ્યો હતો. આ સૂરજ–મુખીનો છોડ. માથાસમાણો થઈ ગયો છે. અચાનક તેણે જોયું, તેની આંખો સામે જ જોત જોતામાં સૂરજમૂખીની એક કળી ફટ કરતાંને ફૂટી. કળી એક ફૂલ બની ગઈ.

તેણે કદી ફૂલને ખીલતાં નહોતું જોયું, ખીલેલું ફૂલ જ જોયું હતું.

ફૂલ આ રીતે ખીલે છે – તેણે પોતાને કહ્યું.

આંખોની સામે ખીલેલું ફૂલ જોઈને તેના મનમાં એક નવો આનંદ ઊભરાયો. તેને થયું, તરાને બોલાવીને ફૂલનું ખીલવું બતાવું તો તેને ખરેખર આનંદ થશે.

અને કેટલીક ક્ષણો ફૂલ તરફ તાકી રહ્યા પછી ગુલ્ચ્ય ઊંબર પર આવ્યો.

તેણે ફરીથી આકાશ ભણી જોયુ. ધીરે ધીરે પૂર્વના આકાશની છાતી પર તરતાં સફેદ વાદળો ઉપર હિરણ્યગર્ભની સિંદૂરી રેખાઓ ઝલકે છે. શુભ્ર, શાન્ત પ્રકાશ પૃથ્વી પર વીખરાયો છે.

કેટલું સુંદર બન્યું છે આકાશ !

કેટલી સુંદર બની છે ધરતી !

તરાને જગાડું–

આનંદથી ચંચલ બનીને તે અંદર પ્રવેશી તરાના ઓરડામાં ગયો. વચ્ચેના ઓરડામાં કપાહી હજી ભર ઊંઘમાં છે, તેના બિછાના પાસે થઈને જ તે તરાનાં ઓરડામાં ગયો. તેને ભાન નથી. નસકોરાં બોલાવતી ઊંઘે છે. સવારની મીઠી ઊંઘ–

તરાના બિછાના પાસે પહોંચીને એકાએક થંભી ગયો.

નીચી દીવાલની ઉપરથી અને નાની બારીમાં થઈને સવારનો સોનેરી પ્રકાશ અંદર આવી રહ્યો છે. સૂરજનાં કિરણો તરાના બિછાના પર, તરાના શરીર પર શાંત ભાવથી આવી આવીને પડે છે.

ગુલચ સ્તબ્ધ બની તરા ભણી જોતો રહ્યો.

તરા ઊંઘમાં છે. તરા ચત્તીપાટ સૂઈ ગઈ છે. ગરમીને લીધે કદાચ રાતે પોતાનું કુરતું ખોલીને તે સૂઇ ગઈ હતી. તેનું ગોરું ગોરું શરીર ખુલ્લું છે. હાથીદાંત જેવાં શ્વેત, પુષ્ટ, કઠણ, ઊપસેલાં સ્તન શ્વાસોચ્છ્વાસની સાથે ઊંચાં–નીચા થાય છે. તેના ગોળ–માંસલ હાથ બિછાનામાં શિથિલ પડ્યા છે. એક હાથ બિછાના પરથી જરા નીચે લટકેલો છે.

તરાએ પહેરેલું કપડું ઢીંચણથી ઉપર ખસી જવાને લીધે તેની સફેદ જાંઘો ઉઘાડી પડી હતી.

ગુલચ સ્તંભિત થઈ ગયો.

તેની છાતી ધક ધક કરવા માંડી. આટલું પ્રચુર રૂપ, આટલું ઉન્મુક્ત યૌવન, દેહનો આટલો મુક્ત વિકાસ જીવનમાં તેણે પહેલાં કદી જોયો ન હતો. દૂધ જેવી ધોળી તરાના સમગ્ર દેહના દરેક અણુમાં હજાર હજાર સ્વપ્નોની માદકતા છે, હજાર હજાર કામનાઓનું આહ્વાન છે.

બહારનો પૃથ્વીનો પ્રકાશ ધીમે ધીમે વધતો અંદર પહોંચી તરાની પાંપણો પર કોમળતાથી પડતો હતો. તરાના ગુલાબી હોઠે પર એક મધુર સ્મિત રેખા હતી. બે કમળ કળીઓની આકાશમુખી વંદનામાં હજાર હજાર રાત્રિની ચેતના ખોઈ બેસવાનો ઉન્માદ છે.

ગુલચ તરાની વધારે પાસે ગયો. પછી થોડી વાર સુધી તેના સમગ્ર દેહ પર નજર પાથરી રહ્યો. પછી તેના નીચે લટકતા હાથને બહુ ધીમેથી ઉપાડી તેની છાતી પર મૂકવા ગયો.

તરા જાગી ગઈ. બન્ને આંખો તેણે અલસ ભાવે ખોલી.

ગુલચને જરા બીક લાગી. તે જરા સંકોચ પામ્યો. પણ ઊંઘતી કપાહીનાં નસકોરાંના અવાજે તેને જરા હિંમત આપી.

પોતાના વસ્ત્રને ઘૂંટણ નીચે ખેંચી લઈ તરા સહજભાવે બિછાનામાં બેઠી થઈ. તેની આંખો અને મોં પર જાણે એક લજ્જાકોમલ વિજયની રેખા ફેલાઈ ગઈ.

સરળ આંખોથી ગુલચ ભણી શાંત ભાવે જોઈને ઓશીકા નીચેથી કુરતું કાઢી એણે પહેર્યું.

ગુલચ અવાક્ બની સ્થિર ઊભો રહ્યો.

આંખના ઈશારાથી તરાએ પૂછ્યું, "માસી જાગતી તો નથી ને ?"

ગુલયે માથું ધુણાવ્યું : "ના."

શરીરે ચાદર ઓઢી અવાજ કર્યા વિના તરા બિછાનામાંથી ઊઠી અને આંખને ઇશારે ગુલયને બહાર જવા કહ્યું.

ગુલય સાવધાનપણે બહાર નીકળી આવ્યો.

તેની પાછળ પાછળ તરા પણ આવી.

બન્નેએ કપાહી ભણી જોયું–તે હજુ ગાઢ ઊંઘમાં હતી.

આંગણાને છેડે સૂરજમુખીના છોડ પાસે આવીને ગુલય ઊભો રહ્યો.

તરા પણ  તેની જમણી બાજુએ આવીને ઊભી રહી.

પૂર્વના આકાશમાં તે વખતે સવારનો રંગ ઊઘડવા લાગ્યો હતો, ગુલયે આકાશભણી જોયું. પૃથ્વી હવે તે ખુલ્લા અજવાળામાં સ્પષ્ટ દેખાતી હતી. મો ઊંચું કરી ગુલય ભણી જોઈ તેણે હળવેથી કહ્યું –" શું છે ? "

કશું કહ્યા વિના ગુલયે સૂરજમુખીના ફૂલ ભણી આંગળી કરી.

ખીલેલું ફૂલ જોઈને તરાનું મોં પ્રફુલ્લિત થઈ ઊઠ્યું.

આકાશનો પ્રકાશ આવીને ફૂલને સ્પર્શી રહ્યો હતો. હવા થોડી ગરમ થવા માંડી છે.

" કેમ આવ્યા હતા મારી પાસે ?" તરાએ ધીમેથી પૂછ્યું.

એવા જ ધીમા સાદે ગુલયે કહ્યું– " હું જોતો હતો તે મારી આંખો આગળ આ ફૂલ ફૂટ્યું. તને બોલાવીને એ દેખાડવા આવ્યો હતો. "

સુંદર હાસ્ય હસીને તરાએ કહ્યું– " ઓ, મને તો હતું કે કોઈ બીજી વાત છે..."

ગુલયે એક વાર તરા ભણી જોયું. લજ્જા અને આનંદથી તે લાલ થઈ ગયો હતો.

તે પછી તરાનો ખભો પકડી, હલાવતાં ગુલયે કહ્યું– " આવડી મોટી થઈ અને સૂતાં પણ નથી આવડતું ? "

લજ્જાથી લાલ થઈ ગયેલા મોંએ તરાએ  એ જ  સૂરમાં કહ્યું" બીજું છે જ કોણ ? માત્ર તમે જ  તો છો ઘરમાં."

ગુલય કાંઈ બોલી શક્યો નહિ.

" તારી માસી ઊઠી હશે – જા".

તરાએ આ વખતે ઊંચે અવાજે કહ્યું–" અત્યાર સુધી બધાએ ઊંઘતા રહેવાનું છે કે  શું ?"

એક હળવા આનંદચંચલ મન સાથે ગુલય કપાહીના ઓરડામાં ગયો.

તે વખતે અજવાળું પૂરું થઈ ગયું હતું. સવાર પડી ગયું હતુ. કપાહીની ઊંઘ હજી ઊડી નહોતી. કદાચ ગરમીને લીધે તેને રાતે ઊંઘ નહિ આવી હોય.

તે કપાહીની પાસે ગયો.

પાસું ફેરવીને કપાહી ઊંઘે છે. તેનો એક હોઠ જરા વાંકો થઈને લબડે છે. તેના શરીર પરથી પણ કપડાં ખસી ગયાં હતાં. તેના શરીરનો રંગ પણ તરાના શરીર જેવો ગોરો–ગુલાબી છે. પણ તરાની જેમ તેનું શરીર પાતળું અને ભરેલું નથી. તેના ગાલ અને કપાળ પર બેચાર આછી કરચલીઓ પડી છે. ચહેરા પર ઉંમરની છાપ સ્પષ્ટપણે ઊપસી આવી છે.

તેનાં સ્તન પણ પુષ્ટ અને ભારે છે. પણ જરા ઢીલાં થઈને નમી પડ્યાં છે. તે યૌવનના સૌન્દર્યને જેમ ને તેમ પકડી રાખી શક્યાં નથી.

ગુલચ્યે ખભેથી હલાવી કપાહીને જગાડી.

"અરે, કેટલું ઊંઘીશ, ઊઠ, બપોર થઈ ગઈ છે." કપાહી સફાળી જાગી ગઈ. સામાન્ય રીતે તે આટલે મોડે સુધી ઊંઘતી નથી.

" પાંજરું ખોલી નાખ્યું છે કે નહિ, તરા ?" આંખો મસળતાં મસળતાં બિછાના પરથી કપાહીએ બૂમ પાડી. પણ તે વખતે તરા વાસણ લઈ તળાવડીને કાંઠે પહોંચી ગઈ હતી. તેણે માસીનો અવાજ સાંભળ્યો નહિ કે સાંભળવા છતાં ન સાંભળ્યા જેવું કર્યું.

ઊજળી સવાર છે, ગુલચ્યનું મન પણ ઊજળું છે. ગઈ કાલે ડાલિમ ગામમાંથી જે ઉદાસી તેની સાથે આવી હતી તે એકદમ ચાલી ગઈ. કંઈક અસ્પષ્ટ આશા અને એક સ્પષ્ટ આનંદે ગુલયને પ્રફુલ્લિત કરી દીધો. તેણે કોઢારાનો દરવાજો ખોલી નાખ્યો. ગાય–વાછરડાં નીકળી આવ્યાં. દૂઝણી ગાયને એક બીજે ખીલે બાંધી બાકી ઢોરને જવા દીધાં. પૂંછડાં ઊંચાં કરી વાછરડાં–વાછરડીઓ નદી તરફ દોડી ગયાં.

કપાહીના આંગણામાં આનંદનો એક રંગ પથરાઈ ગયો.

ગુલચ્યની આંખો અને ચહેરા પર પથરાયેલા આનંદ તરફ કપાહીનું ધ્યાન ગયું, પણ તેના કારણ વિષે કશું અનુમાન ન કરી શકી, તોપણ ગુલચ્યને જરા ખુશ જોઈને તેને અત્યારે આનંદ થયો. આ માણસ વહેલી પરોઢથી રાતે ઘુવડ બોલે ત્યાં સુધી કામ કરવાનું જ જાણે છે. હસવું, વાતો કરવી વગેરે તો જાણતો જ નથી. આજે તેનું મન ખુશ ખુશ છે.

કપાહીએ તરામાં કોઈ બાહ્ય પરિવર્તન જોયું નહિ. તે પણ ગુલચ્ય જેવી છે. માત્ર નીચે મોએ કામ કરવાનું જાણે છે. મો પર કોઈ હાસ્ય કે કોઈ વાત જ નહિ. આ તે કેવી જુવાન છોકરી !

કપાહી તરાના મનની સ્થિતિ વિષે અવારનવાર અનુમાન કરવાનો પ્રયત્ન નથી કરતી એવું નથી.

તરા પરણવા જેવડી ઉંમરની થઈ ગઈ છે. જોતજોતામાં તેને સત્તર વર્ષ થઈ ગયાં. તે હવે નાની નથી. ઉપરાંત, કુટુંબમાં કોઈ બીજું પ્રાણી નથી. મોકળા મનથી વાત કરવી હોય તો કોની આગળ કરે ? ગામમાં કોઈના ઘેર જઈ શકે એવું કોઈ માસી–ફુઈનું ઘર પણ નથી. બધા નવી ઓળખાણવાળા લોકો છે. અને જુવાન છોકરીનું ઘેર ઘેર ગપ્પાં મારતાં રખડવું સારું પણ નહિ. લોકો જાતજાતની વાતો કરે.

ગુલચ પણ એવો છે કે તરાને પરણાવવા વિષે કોઈ વાત તેના મનમાં ઊઠતી જ નથી. તે આમ ને આમ શું આ ઘરમાં જ બુઢ્ઢી થશે ? હાસ્તો, તરાને માટે કોઈ ગોઠવણ ન થાય તો તેના મોંઢા પર હાસ્ય ક્યાંથી ખીલે ? હા, આમ બેસી રહેવું બરાબર નથી. ગુલચ સાથે આ અંગે ચર્ચાવિચારણા કરવી જ પડશે.

આજે જ વાત કાઢવી પડશે. આજે ગુલચનું મન પ્રસન્ન છે, નહિતર બીજા દિવસોએ તો એ એવી રીતે રહે છે કે આ વાતની તેની આગળ ચર્ચા કરતાં પણ બીક લાગે છે. પણ આ માણસમાં અક્કલ નથી એવું નથી. અક્કલ ન હોત તો આજે જે સ્થિતિએ તે પહોંચ્યો છે, ત્યાં પહોંચી શક્ત નહિ. તેણે જરૂર કૈંક વિચારી રાખ્યું હશે. તરાને કોઈ સારા ઘરમાં આપી શકાય, પછી કોઈ ચિંતા નહિ.

પણ તે દિવસે આ વાતની ચર્ચા કરવાની કોઈ તક જ તેને ના મળી. તરા આખો દિવસ ઘરે જ હતી. તેની હાજરીમાં આ વાતની ચર્ચા થઈ શકે તેમ નહોતી. અને બપોર પછી તો ગુલચે કપાહી જોડે આડીઅવળી બે ચાર વાતો જ કરી.

બિહુના દિવસોમાં પણ આ વાતની ચર્ચા ન થઈ શકી. તે દિવસોમાં ગુલચ જાતજાતનાં કામોમાં પરોવાયેલો રહ્યો. બિહુમાં ડાલિમ ગામ જવાની ઇચ્છા હોવા છતાંય તે ગયો નહિ. સિપસ્યિા ગામની આજુબાજુમાં જ તે ફરતો રહ્યો, આ ઘેર પેલે ઘેર ગયો અને એકલો એકલો નદીને કાંઠે કે તેનાં ખેતરોમાં ભમતો રહ્યો.

આકાશ ગાભણું બની ગયું છે. ભર્યાભર્યા વાદળ ઢોલ અને શરણાઈનો અવાજ સાંભળીને નીચે ઊતરી આવ્યાં છે. હવામાં કેવડાનાં ફૂલોની સુગંધ વહી આવે છે. ધનશિરિની છાતી પર પાણીની ધારાનું 'દેવધની નૃત્ય' થઈ રહ્યું છે. શીમળાની શીંગો ફાટી ફાટીને તેમાંથી નીકળેલું રૂ ઘરમાં અને આંગણામાં વીખરાઈ ગયું છે. તરતાં વાદળોની સાથે ઊડતાં રૂની જાણે હરીફાઈ ચાલે છે.

સૂકાં મેદાનોની છાતી ફાડીને માટી નીચેથી ઘાસની કૂંપળો માથું ઊંચું કરી રહી છે. પવનની છાતીમાં સજીવ ઘાસની પ્રાણોચ્છલ ગંધ છે. અજસ્ર જીવનની અજસ્ર પ્રાણધારાઓનું પ્રાચુર્ય વ્યાપ્ત થઈ ગયું છે, આકાશમાં–પવનમાં.

ઘરની ચાર દીવાલો ગુલ્યના મનને બાંધી રાખી શકતી નથી. મનને પાંખો ફૂટી છે, પાંખોને રંગ લાગ્યો છે, રંગમાં ગંધ ભળી છે, તે ગંધમાં જીવંત અરણ્યનો પ્રાણસંચાર છે.

ગુલ્યને આમતેમ રઝળવું ગમે છે, બંધનમુક્ત પ્રાણી પંખી માળામાંથી ભાગી છૂટવા માગે છે, ઘાટે બાંધેલી નાવ ઘાટમાંથી મુક્ત થઈને મધ્ય સાગરમાં જવા માગે છે, વૈશાખની ધરતી પુરાણું ભૂલી જવાને આહ્વાન આપે છે. બધું નૂતન છે. ગુલ્યના મનની અંદર એક નૂતન માણસ જાગી ઊઠ્યો છે. 'બિરિગા' ઘાસની પત્તીઓ લીલીછમ બની છે, 'ટેક્યિા' છોડની ટોચો વાંકડિયા વાળ જેવી થઈ ગઈ છે, મનની ખીણોમાં 'હિંગુલ-હસ્તિાલ'ના રંગ ખીલી ઊઠ્યા છે.

ગુલ્યને એવું લાગ્યું કે તે જાણે સાત ઢોલ વગાડીને નાચે, હાથથી તાળીઓ આપી આપીને કપાહી, તરા અને ગામની વહુબેટીઓને સાત બિહુનો નાચ નચાવે. એવું નચાવે કે નાચનારીઓની પીડીઓ પરથી પરસેવો વહેવા માંડે. તેના પેંપા (એક વાજાં)નો અવાજ સાંભળીને કેતકી પંખીની છાતી પણ કંપી ઊઠશે. ધનશિરિ ક્ષણેક થોભીને તેમના ગામનો બિહુનાચ જોતી જશે.

ગુલ્ય બિહુ નાચવા તો ના ગયો, પણ તેના મનની અંદર સાત બિહુની ઊથલપાથલ છે, તેનું મન નાચે છે.

ક્લક્લ વહેતી ધનશિરિને તે કહે છે, " જરા રોકાઈ ન શકે ! રોજ વહીને તને શું મળે છે ? વૈશાખ આવ્યો છે, બિહુનો તહેવાર ચાલે છે, જરા થંભીને એક નાચ નાચી જાય તો– પણ તું તો માત્ર વહેવાનું જ જાણે છે. કોણ રાતા મોંનો પ્રિયતમ તારી વાટ જુએ છે ? જા, જા. તને એકેય દિવસ નચાવી ના શક્યો તેનો મનમાં વસવસો રહી ગયો. એક દિવસ તારે કિનારે અમે નાચીશું. વખત મળે તો જરા જોતી જજે."

અને બીજી એવી તેવી વાતો તેનું મન કરતું ગયું. પણ એ પોતે જ નહોતો સમજી શકતો કે મન શું કહે છે. ધનશિરિ કદાચ મનની વાત સમજે છે, કદાચ નથી સમજતી, તેને પરવા નથી. તે તો એટલું જાણે છે કે નાચવાનું મન થાય ત્યારે નાચવું જોઈએ, ગાવાનું મન થાય ત્યારે ગાવું જોઈએ, બિહુ નાચવા મન થાય તો બિહુ નાચવા જોઈએ.

મન જ અસલી વાત છે.

આંધીનું આવવું, ધનશિરિનું વહેવું, શીમળાના રૂનું ઊડવું, તરનાં રહેવું, કાંઠો તોડીને વહી જવું, પથ્થર-ખડકો તોડી ફોડીને નીકળી જવું, એ જ જીવન, છે એ જ બિહુ છે.

ગુલ્યના મનમંદિર પર આ જ બિહુનો રંગ ચડ્યો છે, તે બીજું કંઈ કહી શકે તેમ નથી.

# સત્તાવીસ

અષાઢ મહિનો પૂરો થવામાં હતો, નીચાણી જમીનની છેલ્લી રોપણી માટે ગુલચ્યે ધરુનાં બી નાખ્યાં.નદીને કિનારે કેટલીક જમીન હતી, તેમાં આસો મહિનામાં જ રોપણી થઈ શકે તેમ છે. ખેતીની શરૂઆતના દિવસોમાં તેમાં પાણી ભરાઈ રહે છે. તેને માટે વાવણી પણ છેવટે કરવી પડે છે.

ક્યાંકથી આવીને ચંદ્ર તેને તેના ખેતરમાં મળ્યો.

"હજુ સુધી બી નાખ્યાં નથી, ગુલચ્ય ? બહુ લેટ કર્યું છે. કેમ ?"

" આ બી તો સૌથી છેલ્લી રોપણી માટે છે. તું ક્યાંથી આવ્યો ? ધરુવાડિયાના શેઢા પર ચડીને ગુલચ્યે કહ્યું .

- આ બાજુ કેવું છે ?

" સારું જ છે. આવ્યો ક્યાંથી ? "

" ડાલિમ તરફના કોઈ સમાચાર મળ્યા નથી ? "

" ખાસ કોઈ સમાચાર મળ્યા નથી. ઘણા દહાડાથી એ તરફ ગયો નથી. શું થયું છે ?

ચંદ્રે બે બીડીઓ કાઢી અને એક ગુલચ્યને આપી.

ચંદ્રની બીડીથી પોતાની બીડી સળગાવીને ગુલચ્ય દમ ખેંચવા લાગ્યો.

" એ બાજુ એપિડેમિક થયો છે. "

" શું થયું છે ? " એપિડેમિક શબ્દનો અર્થ ગુલચ્ય સમજ્યો નહિ.

ધીમે ધીમે ધુમાડો બહાર કાઢતાં ચંદ્રે કહ્યું, " કૉલેરા થયો છે. જૂના ડાલિમ ગામમાં બે જણ મરી પણ ગયા છે. "

તેના અવાજમાં કોઈ જાતની ઉત્કંઠા નથી.

" કૉલેરા થયો છે ? અમને તો ખબર પણ નથી. અત્યારે કેવી સ્થિતિ છે ? "

" હજી ઘણાંને લીધા વિના ઓછો જવાનો છે ? મારી વાત તો ઉડાડી જ દે છે. વાય નોટ ડાઈ ? કેમ ના મરે ? તળાવનું ગંદું પાણી પીએ છે. નદીનું પાણી લઈ આવી શકતા નથી !

અને શું તે મનુષ્ય છે ? જાનવરની જેમ રહે છે. ઘરબાર ચોખ્ખાં રાખવાની કોઈ ટેવ જ નથી. ઓલ ડર્ટી . ઘરની ચારે તરફ ડર્ટી જ ડર્ટી. પાણી ઉકાળીને પીવાનું કહીએ છીએ ત્યારે હસીને વાત ઉડાવી દે છે. અષાઢનું ગરમ પાણી છે. આપણે પોષ મહિનામાં પણ ઠંડું પાણી પીએ છીએ. હવે મરો ઠંડુ પાણી પીને. મને ખબર મળતાં જ પહોંચી ગયો– કેટલું કહ્યું– નો લિશન– ઓલ લાફ. હું પોતે ગોલાઘાટ થઈ એસ.ડી.ઓ.ને કહીને સરકારી ડૉક્ટર લઈ આવ્યો, લોકો ઇંજેક્શન નથી લેતા. જે નથી લેતા તે નહિ મરે તો બીજું કોણ મરશે? લેટ ધેમ ડાઈ."

" તો ડૉક્ટર આવ્યો છે ?" ગુલચે કહ્યું.

" ક્યાં આવે છે ! કોઈ ડાલિમ આવે છે ? હું જઈને લઈ આવ્યો, આજ ચાર દિવસથી ત્યા છે. ઇંજેક્શન આપે છે, નવું કોઈ માંદું પડ્યું નથી, પણ દરમિયાન નાહર મરી ગયો "

" કોણ મરી ગયું ?"

" નાહર. જેણે પહેલાં કપાહી સાથે લગ્ન કર્યું હતું. જુવાન માણસ હતો, યંગ મેન, પણ થાય શું ? ડેથ ક્લિંગ એવરી બડી."

નાહરના મરી જવાથી ગુલચે રાજી થવું જોઈએ કે દુ:ખી, એ વિશે તે નક્કી ના કરી શક્યો. તેને સારું જ લાગ્યું છે એવો એને આભાસ થયો. નાહર હવે નથી.

એકાએક ગુલચે પૂછ્યું– " સફિયતની ભાણી નથી થયું ? "

" એ તરફ નથી થયું. થવાની સંભાવના જોઈ પહેલેથી જ ઇંજેક્શન આપવામાં આવ્યાં છે. કેટલાક લોકોએ ઇંજેક્શન લીધાં છે. પ્રિવેન્શન બેટર ધેન ક્યોર. "

ગુલચને જાણે આ વાત ના ગમી. કૉલેરાથી સફિયત બુઆએ અને એનિના બાપે વગેરે બધાએ મરવું જોઈતું હતું. જેમને મરવાનું છે, તે નથી મરતા.

ચંદ્રે કહ્યું, "આ બાજુના સમાચાર જાણવા આવ્યો હતો. લોકો ત્યાંથી અહીં અને અહીંથી ત્યાં આવતા જતા રહે છે. કોઈ રીતે અહીં પણ થઈ જાય. કૉલેરા સ્પ્રેડ કરે છે. "

ગુલચે કહ્યું "હજુ સુધી એ વિષે નથી સાંભળ્યું. અમારા ભાણી નથી થયો."

બન્ને જણા ધીરે ધીરે ખેતરમાંથી ગુલચના ઘર ભણી ચાલ્યા. અષાઢ મહિનામાં પણ ગુલચે પાછળ પટ્ટીવાળાં સૅન્ડલ પહેરી રાખ્યાં છે. પેન્ટ વાળીને ઘૂંટણ સુધી ચડાવ્યું છે. આંખે કાળાં ગોગલ્સ ચડાવ્યાં છે. ચહેરા પર દાઢી વધી ગઈ છે, ઘણા દિવસથી કરી નથી. કદાચ તેને વખત જ નથી મળ્યો.

રસ્તામાં જ ગુલચને એક વાત યાદ આવી ગઈ. તેણે પૂછ્યું, " ડૉક્ટરને અમારે ત્યાં પણ એક વાર ના લઈ આવે ? "

" ડૉક્ટરને ? કેમ ? "

" એનિમાઈને – તને યાદ છે ને ? –તે..."

" મોસોંકાની વહુ ? તે– તે વખતની તારી – ? "

" હા ભાઈ, તેના ધણીને માંદગી છે. જૂની માંદગી છે. દાક્તર જો એક વાર જોઈ લે ! "

" આ તો એપિડેમિકનો જ ડૉક્ટર છે. તેને થયું છે શું ? "

" ખાંસીનો કોઈક રોગ છે કે પછી દમનો રોગ છે. "

" જોવા છતાં ડૉક્ટર ઈલાજ નહિ કરી શકે. કૉલેરા માટે જ આવ્યો છે."

" ઈલાજ ભલે ને પછી કરે, મને લાગે છે કે તેને ગોલાઘાટની સરકારી ઈસ્પિતાલમાં નહિ લઈ જઈએ ત્યાં સુધી તેના સારા થવાની આશા નથી. દાક્તર એક વાર તેને તપાસીને ગોલાઘાટ લઈ જવાની વ્યવસ્થા કરી દે તો."

ચાલતા ચાલતા બન્ને ગુલચના આંગણા સુધી આવી ગયા.

" તરા... ઓ તરા..." ચંદ્રે બૂમ પાડી.

તરા અંદરથી બહાર આવી.

" અરે, આ તો ભાઈ–"

" તારો ભાઈ નહિ તો શું તારે માટે રાજકુમાર આવશે ? એક પ્યાલો ચા પિવડાવ. મારું તો ગળું સુકાઈ ગયું છે. "

ચિડાયેલી નજરે એને જોઈ તરા તરત જ રસોડામાં ગઈ. ગુલચને પણ તડકાને લીધે તરસ લાગી હતી.

ગુલચે કહ્યું, 'જરા બેસ. હું હાથપગનો કાદવ સાફ કરીને આવું છું. તરા, બને તો નાસ્તો પણ તૈયાર કરજે."

બીજી બીડી સળગાવીને ચંદ્રે ચશ્માં ઉતાર્યાં અને પૂછ્યું, "તારી માસી નથી ?"

રસોડામાંથી જ તરાએ જવાબ આપ્યો, " કેમ, મારા હાથની ચા તમે નહિ પીઓ ?"

ચંદ્રે કહ્યું, "હં, રિપ્લાઈ આપવાનું શીખી છે. અને હા, તારામાં ગુણ હોત તો આટલા દિવસ સુધી કુંવારી રહી હોત ? "

" ભલે રહી. તમે પોતે શું મોટાં લગન કરીને છોકરાંના બાપ બની ગયા છો ? આવી રીતે મારી સાથે વાત કરતાં તમને શરમ આવવી જોઈએ."

" ભલે, બે એક વર્ષ બીજાં જવા દે, શહેરની રાજકુમારી લાવીને ઘરમાં ના રાખું તો જોજે."

" અને એટલે જ ગામમાં મન ચોંટતું નથી, હું પહેલેથી જ સમજી ગઈ હતી..."

ગળું સાફ કરવાનો ગુલયનો અવાજ સાંભળીને તરા ચૂપ રહી.

થોડી વાર પછી તરા બન્નને ચા–નાસ્તો આપી ગઈ.

તરા ભણી જોઈ જરા ગંભીર થવાનો પ્રયત્ન કરતાં ચંદ્રે કહ્યું, "તરાને ક્યાંક પરણાવવાની ગોઠવણ કરી છે કે નહિ, આ તો મોટી થઈ ગઈ છે."

તેની વાત સાંભળીને ગુલયનો હાથનો કોળિયો હાથમાં જ રહી ગયો. એક લાચાર નજરે તેણે ચંદ્ર ભણી જોયું.

ચંદ્રે કહ્યું, "હા, ગમે ત્યાં ન પરણાવી દેતો. આપણા સમાજમાં જનમતાં જ છોકરીને પરણાવી દેવાની વાત થતી હોય છે. છોકરીની મરજી–નામરજી જાણવાની વાત જ નથી હોતી. સારું ઘરબાર જોઈને સારા છોકરા સાથે જ પરણાવજે, તેને માટે સારો છોકરો મળી જ રહેશે."

ગુલયે અડધો જ નાસ્તો ખાધો. ચા પણ ઝટપટ પી લીધી, જેમ તેમ કરી પોતાની જાતને સંભાળી કહ્યું, "જોઉં જરા એક બીડી આપ તો. ઓ તરા, જરા દેવતા લાવજે..."

ભીંતની પેલી બાજુ તરા ઉત્કંઠા સાથે ઊભી હતી. તેનું હૃદય ધક ધક થતું હતું. ફાંસીની સજા માટે થંભેલા ગુનેગારની જેમ ગુલયનો જવાબ સાંભળવા તે શ્વાસ રોકીને ઊભી હતી. ગુલયની ચુપકીદીએ તેનો ભય સાવ દૂર ન કર્યો. તેમ છતા કંઈક અંશે આશ્વસ્ત કરી.

નજર નીચી રાખીને તે આવી અને એક બળતો અંગારો ગુલયને આપી ગઈ.

ચંદ્રે કહ્યું, " તું બીશ નહિ તરા. આઈ એમ યોર બ્રધર, તારું લગ્ન ગમે ત્યાં નહિ કરવામાં આવે, હું બહુ સારા છોકરા જોડે તારું લગ્ન કરાવીશ. "

"જાવ–" ધીમેથી કહી તરા ફરીથી અંદર જતી રહી.

ગંભીર બનીને ચંદ્રે ગુલયને સમજાવવાનો પ્રયત્ન કર્યો, "જૂના જમાનામાં અમારી હિંદુ છોકરીઓ માટે સ્વયંવર રચાતો હતો. છોકરી જોઈ–સાંભળીને છોકરો પસંદ કરતી હતી અને પોતે જ તેના ગળામાં વરમાળા પહેરાવતી. કહે છે કે આજ-કાલ યુરોપ અને અમેરિકામાં છોકરા અને છોકરીઓના મનનો મેળ થયા પછી જ લગ્ન કરવામાં આવે છે. આપણાં ગામડાંમાં જ

છોકરીઓને જબરજસ્તીથી પરણાવી દેવામાં આવે છે. આજે પણ એ રિવાજ છે. તરાને પરણાવજે, પણ તેનું મન જાણ્યા પછી જ. તેને પૂછીને. ગમે તેમ પરાણે તેનાં લગ્ન ન કરી નાખીશ. ગામની કેટલીક છોકરીઓ કોઈની ને કોઈની સાથે ભાગી જાય છે, એમની એ વાત ખોટી નથી– જાણે છે કે મનનો મેળ જ સિવિલ મૅરેજ છે."

માથું નીચું રાખીને ગુલ્સ્ય ચંદ્રની વાતો સાંભળતો ગયો, પણ તેનો અર્થ તેની સમજમાં ન આવ્યો.

તરાને પરણાવી દેવી પડશે.

તરાને માટે સારું ઘરબાર ને સારો વર શોધી કાઢવો પડશે, એટલે કે તરાને પોતાથી ક્યાંક દૂર મોકલવી પડશે.

ચંદ્રની વાતોથી ગુલ્સ્યની ચિંતા વધારે વધી ગઈ. તરાના લગ્ન વિશે વિચારવામાં પણ મુશ્કેલી અનુભવાય છે ! તે એટલો કઠોર કેવી રીતે બનશે ? તરાને એ કેવી રીતે દૂર મોકલશે ? કેવી રીતે અળગી કરશે–?"

પણ તરા જવા ન ઇચ્છે તો !

પ્રેમની આગ જેટલી જલદીથી સળગે છે, તેટલી જલદીથી બુઝાતી નથી. બુઝાવવાની વેળાએ વધારે સળગી ઊઠે છે.

ચંદ્ર જવા માટે તૈયાર થયો.

" હું ફરીથી ડાલિમ જઈશ, તું ચિંતા ના કરતો. બનશે તો હું પરમ દહાડે ડૉક્ટરને લઈ આવીશ. આપણે ઓનિમાઈના પતિને ઘેર જ જઈશું– ડૉક્ટર એડવાઇસ આપશે તો તેને ટાઉન લઈ જવાની એરેન્જમેન્ટ કરી દઈશ. તું ચિંતા ન કરતો. હું તો છું. "

ચંદ્ર જવા લાગ્યો.

તરા અંદરથી નીકળી આવી.

" ભાઈ, બસ જાવ છો ? "

" જાઉં નહીં ને તમારા લોકોને ત્યાં તમાશો કરતો રહું તો શું મારું કામ ચાલશે શું ? ડાલિમ ગામમાં અગેઈન જવું પડશે. અચ્છા તરા, હું જાઉં છું. "

એકદમ ગુલ્સ્ય બોલી ઊઠ્યો, " ચંદ્ર, આપણે ત્યાં એક હૉસ્પિતાલ ઊભી ના કરી શકીએ ? "

ચંદ્ર ગુલ્સ્યના મોઢા સામે જોઈ રહ્યો.

" કોણ કહે છે ના કરી શકીએ ? હુ સેઝ ? ગામના લોકો ઇચ્છે તો જરાય અસંભવિત નથી. હું તો ઘણા દિવસોથી વિચારું છું. પણ મારી પાસે તો મોઢું જ છે, રૂપિયા નથી. તું જો એમાં પહેલ કરતો હોય તો હું હાથ નાખું. બરાબર છે, એક ઇસ્પિતાલની નેસેસરી થઈ ગઈ છે.

" હા," ગુલચ્ચે ધીમેથી કહ્યું.

ફરી મળીને આ અંગે ચર્ચા કરવાની વાત કહી ચંદ્ર ગયો.

ગુલચ્ચે આંખો ઊંચી કરી તરા સામે જોયું. તરાએ પણ જોયું.

ગુલચ્ચે નજર નીચી કરી લીધી.

તેને બીક લાગી, એક અદૃશ્ય કાવતરું જ જાણે તરાને તેનાથી અલગ કરીને લઈ જવા ઇચ્છે છે.

# અઠ્ઠાવીસ

ડાંગરની રોપણીનો દિવસ છે, બીજી વાતોમાં ધ્યાન દેવાનો વખત નથી. અમુક દિવસોના ગાળામાં જ રોપણીનું કામ પૂરું કરવું જોઈએ. એક દિવસનું મોડું એટલે ભારે મોટું નુકસાન.

કપાહી અને તરા બન્ને રોપણીના કામમાં કુશળ છે. તેમના હાથ ઝડપી છે. એક એકર જેટલી જમીનની રોપણી બન્ને જણ એક વેળામાં જ કરી આવે છે તરા એકીસાથે ધરુની વીસ–બાવીસ ઝૂડીઓ ઉઠાવી શકે છે– તેનેં થાક નથી લાગતો.

મોસમ સારી છે. આખો અષાઢ મહિનો વરસાદ પડતો રહ્યો, હવે શ્રાવણના આ પખવાડિયામાં ઉઘાડ નીકળ્યો છે. માટી ક્હોવાઈ  છે  એટલે રોપણી માટે જમીન બરાબર થઈ છે. મોટું પૂર આવે તે પહેલાં ઉઘાડના દિવસોમાં જો રોપવાનું કામ થઈ જાય તો છોડ સારા થઈ જશે, પછી કોઈ વાંધો નહિ આવે.

કાગડા–કૂકડા જાગે તે પહેલાં જ ગુલ્ચ્ય ખેતરે પહોંચી જાય છે. તેની સાથે જ કપાહી અને તરા પણ ઊઠે છે. ગાય–ભેંસ દોહે છે, શિરામણ તૈયાર કરે છે, ડાંગર ખાંડે છે, તે પછી ગુલ્ચ્ય માટે શિરામણ લઈ બન્ને ખેતરે નીકળી પડે છે. હળના ચાસમાં ક્યારેક હાથેથી અને ક્યારેક વાંસના ઓજારથી માછલીઓ પકડે છે. તે પછી રોપણીના કે ધરુ ઉપાડવાના કામમાં લાગે છે. ક્યારેક કપાહી ઘરે જ રહે છે– ખેતરમાં વધારે કામ નથી, તરા એકલી પણ કરી લેશે. ઘરે તે બપોરનું ખાવાનું તૈયાર કરે છે, વચ્ચે વચ્ચે શાળ પર વણવાનું કામ પણ કરતી રહે છે.

ખેતરમાં તડકાને લીધે લાલ બનેલા તરાના મોઢા તરફ જોઈ જોઈને મનમાં રાજી થતો ગુલ્ચ્ય હળ ચલાવે છે. ચાસથી જમીનને પોચી કરે છે, તરા સાથે નાનીમોટી વાતો કરે છે. તડકો વધારે આકરો થતાં બન્ને જણ મેદાનમાં કોઈ આંબા કે પીપળાના ઝાડ નીચે બેસે છે. ગુલ્ચ્ય એકાદ બીડી સળગાવીને પીએ છે, તરા માટીવાળી થયેલી ચાદરથી પોતાનું મોઢું લૂછે છે, એક વાડકી પાણી પીએ છે, તે પછી ફરી ખેતરમાં ઊતરે છે.

ક્યારેક તરા ઘેર રહે છે અને કપાહી ખેતરમાં જાય છે.

તે દિવસે તડકો ખૂબ આકરો હતો. ખેડેલા ખેતરનાં પાણી અને કીચડ પણ ગરમ થઈ ગયાં હતાં, પાડા અને બળદ ચાલવા માગતા નહોતા. તડકાની ગરમી આકરી હતી.

કપાહી અને ગુલ્ચ બન્ને ખેતરની ઉપર આવ્યાં. આટલા તડકામાં ખેતરમાં રહેવું શક્ય નથી.

બન્ને આવીને પીપળાના ઝાડ નીચે બેઠાં. ગુલ્ચનો ઉઘાડો બરડો તડકાથી બળી ગયો હતો. કપાહી તરફ પોતાનો બરડો ધરીને કહ્યું, "લે, જરા અળાઈઓ ફોડી આપ તો !"

પાસે આવીને કપાહી ગુલ્ચના બરડાની અળાઈઓ ફોડવા લાગી. પેલી મેરની વાંસની ઝાડીમાંથી પવનની લહેર વાતી હતી. તેમને જરા ટાઢક મળી. બફારો જરા ઓછો થયો.

રોપણી માટે તે વખતે અર્ધાથી વધારે જમીન હતી. કેટલીક જમીનમાં તો બીજી વાર ખેડ્યું પણ નહોતું. ગુલ્ચને એક જ ચિંતા છે.

બીજી ત્રણ-ચાર સ્ત્રીઓને રોપણીના કામમાં ન રોકે તો શ્રાવણ મહિનામાં ખેતીનું કામ પૂરું નહિ થાય એમ લાગે છે. જે નવી જમીન તૈયાર કરી હતી તે તો હજી આખીયે બાકી જ છે.

ફક્ત રોપણી અને ધરુ ઊંચકવાનું કામ પણ પૂરું થાય તેમ નથી. વળી બળદની જોડી અત્યારે ફાલતુ બેઠી છે. મહિનો પંદર દહાડા હળ હાંકવા માટે કોઈને રાખવા પડશે. એકલાથી કેટલા દહાડા વધારે કામ ચાલશે....

બીજા પાસે ખેડાવવાનું તો મને પસંદ જ નથી આવતું. કેટલાક હળખેડૂ એવા હોય છે કે તેમનાથી જમીન પોચી થતી જ નથી, પણ એકાદને રાખ્યા વિના છૂટકો નથી.

ગુલ્ચનું મન જાણવા માટે કપાહીએ પ્રયત્ન કર્યો- " તને એક વાત કરવી છે મારે."

" શી ?"

" મોસોકાનો દીકરો- તિખર- તે અહીં આવતો-જતો હોય છે. તેના ઘરે ખેતીવાડી નામમાત્રની છે. તેને જ રાખી લઈએ તો શું ખોટું ?"

ગુલ્ચ ખેતર ભણી જોતો બેસી રહ્યો. કશું બોલ્યો નહિ.

જરા થંભી કપાહીએ કહ્યું, " બીજી એક વાત પણ છે."

તે વખતે પણ ગુલ્ચે જવાબ ન આપ્યો. કપાહીની વાત માત્ર સાંભળી રહ્યો.

" તું એકલો જ ખેતીવાડી, ઘરબાર, બધા પર કેવી રીતે નજર રાખી શકીશ ? મેં તિખરને જ આપણી તરા માટે ઘરજમાઈ બનાવી લેવાનો વિચાર કર્યો છે. છોકરો કાંઈ ખરાબ છે ? "

" શું ? " ગુલ્ચ બૂમ પાડી ઊઠ્યો.

તેની બૂમથી જ કપાહી બી ગઈ. પણ તેની વાત બંધ ન થઈ. તેણે કહ્યું, "આપણે ભલે તરાને નાની સમજીએ, પણ તે નાની કીકલી નથી રહી. આજે નહિ તો કાલે પણ કોઈની સાથે પરણાવવી નહિ પડે ? તિખર પસંદ ના પડે તો બીજો છોકરો જુઓ. તારું આ બાબતમાં કોઈ ધ્યાન જ નથી."

ગુલ્ચ એકદમ ઊભો થઈ ગયો અને ગરજીને બોલ્યો, " ચૂપ રહે. મરજી હોય તો તારે માટે જ એક ઘરજમાઈ શોધી લે શું મને ખબર નથી ? એક વાર સચ્ચિતના બોબડા સાથે જ તેનો નિકાહ કરાવવાની તારી ઇચ્છા હતી ને ? આ વખતે તને મળ્યો મોસોકાનો છોકરો-તિખર. તમે બન્ને જણ જાઓ, જ્યાં ઇચ્છા હોય ત્યાં જાઓ. જેની સાથે જવાની ઇચ્છા હોય તેની સાથે જાઓ –બનશે તો હું એકલો જ ખેતી કરીશ, નહિ થાય તો નહિ કરું. ન વારાફેરથી કામ કરનાર કોઈ છે, ન બંધક છે, સીધો બસ ઘરજમાઈ છે. ઘરજમાઈએ ખેડેલી જમીનની ફસલ મારે ખાવી નથી."

તે ખેતરમાં આવ્યો અને છાંયડામાં આરામ કરતા પાડાની પીઠ પર જોરથી સોટી ફટકારી. એકાએક બીને પાડો ધૂંસરી ઘસડતો દોડવા માંડ્યો.

તેની સાથે સાથે કપાહી પણ ખેતરમાં આવી. તે ગુલ્ચની પાસે ગઈ, અને બીધી હોવાને લીધે તેણે ધીમેથી કહ્યું" એવી શી વાત કરી દીધી છે મેં- ઘરજમાઈ બનાવવાની વાત કરી એટલે ઘરજમાઈ થઈ ગયો ? પાડાને શા માટે મારો છો ? મને જ બે સાટકા માર ને. મેં એક વાત કરી એમાં આટલો ગુસ્સો કરવાની શી જરૂર છે ?"

ખેતરમાંથી બન્ને જણ મૂગાં મૂગાં ઘર તરફ ચાલવા લાગ્યાં. કપાહીએ જોયું કે ગુલ્ચનું મોં પડી ગયું છે. ક્રોધ અને દુ:ખથી તે ઉત્તેજિત છે, પણ બોલતો જ નથી.

ધીમેથી કપાહીએ કહ્યું- " મને ખબર છે- આજ કાલ તારી આંખે હું અળખામણી થઈ ગઈ છું. ખબર નથી મેં શું કર્યું છે."

તે વખતે પણ ગુલ્ચે કંઈ જવાબ ના આપ્યો. બન્ને જણાં મૂગાં મૂગાં ઘેર પહોંચ્યાં.

તરા આમ પણ ખાસ બોલતી નથી.

ઘરમાં જાણે કોઈ જીવતું માણસ જ નથી.

તરાએ ખાવાનું પીરસ્યું. બન્નેએ મૂગાં મૂગાં ખાઈ લીધું. ગુલ્ચ નહાયો પણ નહિ. એક લોટા પાણીથી હાથેપગે ચોંટેલો કાદવ સાફ કર્યો.

તરાએ એક વાર ગુલ્ચના અને એક વાર કપાહીના મોઢા ભણી જોયું, સ્થિતિ સમજવા માટે પણ તે કંઈ પણ અનુમાન ન કરી શકી. તેને એટલી જ ખબર પડી કે બન્ને જણાં વચ્ચે ખેતરમાં કૈંક બન્યું છે.

ખાઈ લીધા પછી ગુલયે પાડાને નવડાવ્યો અને પછી સીધો પથારીમાં લાંબો થઈ ગયો. કપાલીએ પણ આંગણામાં એક ચટાઈ પાથરી ઘરની છાયામાં આરામ કર્યો.

તરાએ કોઈને કશું પૂછ્યું નહિ.

થોડી વાર પછી કપાલી ઊઠી અને કોઈને પણ કશું કહ્યા વિના મોઢામાં પાનનું એક બીડું ભરી ખેતર ભાણી નીકળી પડી.

ઘરથી અડધો માઈલ દૂર એમનું ખેતર છે. તરાએ જોયું કે ઢળતા બપોરના આકરા તડકામાં જ કપાલી સીધી ખેતરે ગઈ છે, થોડી વારમાં તો મલૂકા વાંસની ઝાડીમાં કપાલી દેખાતી બંધ થઈ ગઈ.

આકરો તડકો છે. ચારે બાજુ નિઃશબ્દ, નિસ્સાર–નીરવ, ભૂરા આકાશના ગર્ભમાંથી સફેદ તડકો ઓગળીને નીચે પડે છે. ઝાડનાં પાંદડાં ધીરે ધીરે કંપી રહ્યાં છે.

આંગણામાં આવીને તરાએ ચારે તરફ જોયું. કોઈ નથી. ચારે બાજુ સ્તબ્ધ શૂન્ય છે, માત્ર તડકો છે અને શ્રાવણ મહિનાની રોપણીની જમીન છે, બીજું કશું નથી, કોઈ નથી.

તરા અંદર આવતી રહી.

થોડી વાર ઊભી રહી.

તે પછી જ સીધા જ ગુલચના ઓરડામાં જઈને તેના ઉઘાડા બરડા પર પોતાનો હાથ મૂક્યો. હાલ્યાચાલ્યા વિના પહેલાંની જેમ જ ઓશીકામાં મોઢું સંતાડીને ગુલચ ઊંધો પડી રહ્યો

તરા ગુલચની પાસે જ પથારીમાં બેઠી, પછી જરા નીચા વળી તેના મોઢા પાસે મોઢું લઈ જઈ હેતથી પૂછ્યું, "આજે વળી શું થયું છે– બોલતા જ નથી. આ શું થઈ રહ્યું છે ? "

ગુલચ પહેલાંની જેમ જ પડી રહ્યો.

તરાએ માથું પકડીને તેના મોઢાને પોતા ભણી ફેરવ્યું, ગુલચની આંખો ભીની હતી.

"તમારું શરીર આટલું બધું ગરમ છે ? તબિયત બરાબર નથી ? "

પૂરી આંખો ઉઘાડીને ગુલચ તરાની સામે જોતો રહ્યો. તરાએ પણ જોયું.

પોતાનું માથું હલાવી તરાએ પૂછ્યું, "અરે, થયું છે શું ? મને પણ નહિ કહો, તો પછી જવા દો–"

તરા જવા માંડી.

પાસું બદલી ગુલચ ચત્તો સૂઈ ગયો અને કંઈ કહ્યા વિના ગંભીર દૃષ્ટિથી તરાના મોઢા સામે જોઈ રહ્યો.

" શું જોઈ રહ્યા છો મારા મોઢા સામે ? "

તરાના હાથ પોતાના હાથમાં લઈ ગુલ્સ્યે કહ્યું, " તું...તું મને છોડીને જઈ શકીશ ?

"ખબર નથી તમે શું કહો છો. હું તમને છોડીને ક્યાં જવાની છું ? અને જેને ત્યાં જાઉં એવું બીજું મારે છે જ કોણ ?

" તને લઈ જનાર જો કોઈ નીકળે ? "

આ વાત સાંભળતાં તરાનું મન વિષાદથી ભરાઈ ગયું. તેણે નજર નીચે ઢાળી દીધી.

થોડી વાર પછી ગુલ્સ્યે કહ્યું " તારી માસી તને– તારે માટે એક ઘરજમાઈ લાવવા માગે છે."

કેટલીક વાર સુધી ભોળી પરંતુ ગંભીર વેદનાભીની આંખોથી તરા ગુલ્સ્યને જોતી રહી. તે પછી બન્ને હાથે ગુલ્સ્યને ગળે વળગી પડીને તેની છાતીમાં પોતાનું મોઢું છુપાવીને હીબકાં લઈ લઈ રોવા લાગી.

ગુલ્સ્યે તરાને બન્ને હાથે પકડી અને તેની પીઠ પર હેતથી હાથ ફેરવીને કહ્યું, " મારું બીજું કોઈ નથી. તારી જવાની ઇચ્છા હોય તો તારાં લગ્ન હું કરાવી આપીશ, તને કોઈ સારા ઘરમાં જ આપીશ."

આ વખતે તરાએ પોતાની હથેળીથી ગુલ્સ્યનું મોઢું બંધ કરી દીધું. ગુલ્સ્યની હડપચી નીચે પોતાનું મોં રાખી હીબકાં લેતી લેતી છાતી પર જ પડી રહી. તરાના વાળમાં આંગળીઓ પરોવતાં ગુલ્સ્યે કહ્યું" તું શા માટે રડે છે ? ચાલ, ખેતરે જઈએ, તારી માસી એકલી પૂરું નહિ કરી શકે. ઘણી જમીનમાં રોપવાનું બાકી છે."

ગુલ્સ્યની વાતો તરફ ધ્યાન આપ્યા વિના તરાએ તેને પકડી રાખ્યો અને તેની છાતી પર એક નાની છોકરીની જેમ પડી રહી.

તરા રોતી હતી. તેની આંખમાંથી આંસુ ટપટપ પડતાં હતાં. ગુલ્સ્યને પોતાની છાતીમાં નવેસરથી આબાદ કરેલી જમીનની રસાળતાથી ભરેલા ખેતરની કાચી ગંધનો અનુભવ થયો. સફેદ બપોર રડતી હતી.

# ઓગણત્રીસ

ચંદ્ર જ એ સમાચાર ગોલાઘાટથી એક દિવસ લઈ આવ્યો. ક્લાઈ માટે સરકારી ઈસ્પિતાલમાં એક જગ્યાએ વ્યવસ્થા થઈ છે. ચંદ્રના ભારપૂર્વક ક્હેવાથી અને ડાલિમ આવેલા ડૉક્ટરે પણ તપાસીને કરેલી ભલામણથી તેને આ તક મળી.

ભાદરવાની ૧૦મી તારીખે એક દરદી જશે, અને તેની જગ્યાએ ક્લાઈને લઈ શકાશે. તે જ તારીખે દરદીને ઈસ્પિતાલ પહોંચાડવો પડશે, નહિતર પછી બીજા દરદીને દાખલ કરી દેવામાં આવશે.

ચંદ્રે અને ગુલચે બન્નેએ જઈ આ અંગે મોસોકા અને ઍનિમાઈને ક્હ્યું. આ વાત જાણીને ઍનિમાઈ રાજી થઈ, પણ તેને ચિંતાય થઈ– ક્લાઈને અહીંથી કેવી રીતે ગોલાઘાટ લઈ જવાશે ? અને તેને માટે ખર્ચો ક્યાંથી કાઢવો ? પોતાના હાથમાં તો ફૂટી કોડીય નથી.

અને પોતાની જમીનની રોપણીનું કામ પૂરું થતાં જ તિખર ડાલિમ ગયો છે, ત્યાં કોઈને ત્યાં હળ હાંકે છે. એક મહિનાની ગોઠવણ છે. તે આવશે આસોની શરૂઆતમાં. મોસોકાને તો આ બાબતમાં પોતાના તરફથી કંઈ ક્હેવાનું ન હતું.

ચંદ્રે ક્હ્યું, "સરકારી ઈસ્પિતાલમાં રહેવા છતાં પાસે પૈસાની જરૂર પડશે. ડૉક્ટર, નર્સ, બધાંને કંઈક ચખાડ્યા વિના સારી દવા નથી થતી, કંઈ નહિ તોયે આવવા–જવાના બધા મળીને ફિફ્ટી–સિક્સટી જેટલા તો લગભગ થશે. એટલે કે લગભગ ત્રણ કોડી જેટલા. દરદીની પાસે પણ ત્રણ ચાર રૂપિયા રહેવા જોઈએ. નો મની નો લાઈફ. દવા પણ ખરીદવી પડશે."

ગરીબડે મોંએ ઍનિમાઈએ ક્હ્યું, " મારા હાથમાં તો એક કોડીય નથી, તમે લોકો તે જાણો જ છો. ત્રણ કોડી રૂપિયા ખર્ચી શકતી હોત તો આવી હાલતમાં ન રહેતી હોત."

કંઈક વિચારીને ગુલચે ક્હ્યું, " ખર્ચની કંઈ ને કંઈ વ્યવસ્થા થઈ રહેશે. તું એની ચિંતા ન કરીશ. માણસને કોઈ પણ રીતે ગોલાઘાટ પહોંચાડવાનો જ પ્રશ્ન છે."

ચંદ્રે ભરોસો આપ્યો, " એ વ્યવસ્થા હું કરીશ. મારા મતે તેને અહીંથી બળદગાડીમાં ડાલિમઘાટ સુધી લઈ જઈ ત્યાંથી બરઘાટ સુધી હોડીમાં લઈ જવો પડશે. ત્યાંથી બસમાં જવું

પડશે. અહીંથી મોટા રસ્તા સુધી બળદગાડીમાં જતાં તકલીફ તો પડશે. તેના શરીરમાં હાડચામ જ રહ્યાં છે.

એનિમાઈ અને ગુલચે પણ તેની વાતને ટેકો આપ્યો. અત્યાર પૂરતું તો ભાદરવાની આઠમે જવાનું નક્કી થયું. બશીરતની મોટી હોડી બરઘાટ તરફ જવાની છે. તેને કહીને ડાલિમના ઘાટથી કેલાઈનિ બરઘાટ સુધી લઈ જઈ શકાશે. બશીરત એટલો ખરાબ માણસ નથી. ઉપરાંત ગુલચ સાથે તેને ઓળખાણ પણ છે, ચંદ્રની સાથે તો દોસ્તી જ છે.

ભાદરવાના પહેલા અઠવાડિયામાં બશીરત પોતે ડાલિમ ગામમાં આવવાનો છે.

ચંદ્રે કહ્યું કે પોતે એ દરમિયાન આવી શકશે નહિ. નેપાલી ગામમાં ગાયબળદોમાં રોગચાળો ફેલાયો છે. ઘણા લોકો એને લીધે ખેતી પણ નથી કરી શકતા. પોતે એ તરફ જશે અને બનશે એટલી તેમની મદદ કરશે.

આપણા ગામમાં પણ એક પશુચિકિત્સાલયની જરૂર છે. નહિતર માણસ, જાનવર કોઈ નહિ બચે.

આ પછી ચંદ્રે વિદાય લીધી. બધી ગોઠવણ કરીને તે સમયસર આવી જશે. જવાનું જો નક્કી જ હોય તો બાકીની વ્યવસ્થા ગુલચ અને એનિ કરી રાખે.

ચંદ્રના ગયા પછી ગુલચ અને એનિમાઈએ આ બાબત અંગે થોડો વધારે વિચાર કર્યો. પહેલી વાત હતી રૂપિયાપૈસાની વ્યવસ્થા. પૈસાની ગોઠવણ થઈ જાય પછી બાકીની વ્યવસ્થા ચંદ્ર કરી લેશે– ચિંતા કરવાની જરૂર નથી. પણ અઢી–ત્રણ કોડી રૂપિયા લાવવા ક્યાંથી ?

ગુલચે જોકે ચંદ્ર આગળ પૈસાની વ્યવસ્થાનું કહી દીધું હતું પણ તે હવે વિચારમાં પડયો. ત્રણ કોડીની વાત જોકે કહી છે પણ રૂપિયા સોની જરૂર પડશે. તે આટલા બધા રૂપિયા એકદમ એનિમાઈનિ ક્યાંથી આપશે ?

જમીન ખરીદવા માટે જે રૂપિયા તેણે જુદા મૂકી રાખ્યા હતા, માત્ર તે જ રૂપિયા તેની પાસે છે.

તોપણ ભરોસો આપતાં તેણે એનિને કહ્યું, "બધું થઈ રહેશે. તારે ચિંતા કરવાની જરૂર નથી."

એનિએ કહ્યું, "તેમની પાસે પહેરવાનું કોઈ કપડુંયે નથી. ઘરમાં જેમ તેમ ચાલી જતું હતું, પણ ત્યાં તો શહેરનો મામલો છે, એક જોડી બદલવા માટે ના હોય તો કેવી રીતે ચાલે ? કપડાંની કંઈક વ્યવસ્થા કરવી પડશે."

આ વખતે ગુલચે એનિમાઈના મોઢા ભણી જોયું.

તેને કદાચ પૂરો વિશ્વાસ છે કે તેનો પતિ ગોલાઘાટ જવાથી જ સારો થઈ જશે. તેનો એક સુખી સંસાર થશે. નહિંતર આ મરવા પડેલા માણસ માટે આટલું કરવાની શી જરૂર છે ?

ગુલચે કહ્યું, "હું જ પૈસા આપીશ. તું જે કપડાં કરાવવા માગતી હોય, કરાવી લેજે, પણ લાવશે કોણ ? "

" પૈસા મળતાં કોઈ રીતે લાવીશ."

" આવવાનો વખત મારી પાસે નથી. જવું હોય તો મારી સાથે ચાલ– અત્યારે જ. પૈસા લઈ જા."

ગુલચને ઘેર વાતચીત કરતાં અને ચા–નાસ્તો કરીને આવતાં સાંજ પડી ગઈ હતી.

થોડે દૂર સુધી ગુલચને ચેનિને મૂકવા જવું પડ્યું.

રસ્તામાં ચેનિએ કહ્યું, "તમારા લોકોનું ઘર પણ અમારા ઘરની જેમ સૂમસામ લાગે છે. ઘરમાં કોઈ નાનું છોકરું ના હોય તો કેવું સૂનું સૂનું લાગે છે !"

" હા," ગુલચે કહ્યું.

" તરા છે એટલે જરા ભર્યુંભર્યું લાગે છે. પણ એનાં લગ્ન થઈ ગયા પછી ઘરમાં પેસવાનીય ઇચ્છા નહિ થાય."

ગુલચ ચમક્યો. ચેનિમાઈ પણ તરાના લગ્નની વાત કરે છે. કંઈ પણ બોલ્યા વિના તે ચાલતો રહ્યો, ચેનિમાઈ એની પાછળ પાછળ ચાલતી હતી.

" એક વાત કહેવાની ઇચ્છા છતાં, કહેવાનો મોકો નથી મળ્યો."

" હું–"

" તરાના લગ્ન માટે કોઈએ કહ્યું છે ? કોઈએ ના કહ્યું હોય તો અમારા તિખર સાથે જ લગ્ન કરી દે"

ગુલચ એકદમ પાછો વળી ઊભો રહી ગયો.

ચાલતી ચેનિ ગુલચની પાસે આવીને એકાએક સંકોચાઈને ઊભી રહી ગઈ.

કઠોર અવાજથી ગુલચે કહ્યું, " તિખર માટે પ્રેમ થઈ ગયો હોય તો તું પોતે જ કેમ એની સાથે નથી જતી ? પેલા મરેલા મરદના હાથપગ શા સારુ પંપાળે છે ? "

" શું કહ્યું– ?" એવા જ કઠોર અવાજમાં એનિએ બૂમ પાડી, "તું–તેં આવી વાત કરી ! જા, મને ઘર સુધી મૂકવા આવવાની જરૂર નથી. એકલી જ જઈ શકીશ, લે. તારા રૂપિયા પણ લેતો જા– ના જોઈએ. મરવા દે. માગી માગીને જિવાડવાની જરૂર નથી."

એનિએ ગુલય સામે રૂપિયા ધર્યા.

સાંજની વેળા, રસ્તામાં જ કજિયો થઈ ગયો.

ગુસ્સામાં બન્ને જણ ધ્રૂજવા માંડ્યાં.

પોતાના તરફ લંબાયેલા એનિના હાથને એકાએક પકડી લઈને ગુલયે એનિને પોતા તરફ ખેંચી. એનિ પણ એની છાતીમાં સમાઈ ગઈ. ગુલયે ધીરે ધીરે કહ્યું, તરાના લગ્નની વાત ન કરીશ, એનિ ! એ જ મારું સર્વસ્વ છે. બાળ–બચ્ચાં નથી. તેને પરણાવી બીજે વળાવી દઈ હું ઘરમાં કેવી રીતે રહીશ ?"

અભિમાન અને ફરિયાદના સ્વરમાં એનિએ કહ્યું, " તારે શું આ રીતે વાત કરવી જોઈએ ? શું કરું ? હું પણ પારકાની થઈ ગઈ છું. પ્રેમ કરવાની ઈચ્છા હોવા છતાં સીધી રીતે એમ કરી શકતી નથી."

બાળકની જેમ ગુલયે કહ્યું, "તરા મને ખૂબ સ્નેહ કરે છે. તે નહિ હોય તો હું નહિ રહી શકું. તને ખોટું લાગ્યું ને ? "

" ના લાગે ? નસીબમાં હતું. માંદા સાથે લગ્ન થયાં. જેમ તેમ કરી કરાવીને સંભાળું છું. સાજો થાય તો ઠીક છે, નહિતર મરવાનો હશે તો મરશે. તું છે, બની શકે તો સ્નેહ કરજે. નહિતર ક્યાંક ચાલી જઈશ. પણ જ્યાં સુધી મારો પતિ જીવતો હશે, ત્યા સુધી બીજા વિષે વિચાર નહિ કરું."

થોડી વાર વધારે સમય સુધી ગુલયે એનિને છાતીએ દબાવી રાખી. દામ્પત્ય જીવનના સુખથી વંચિત રહેવા છતાં એનિમાઈ પોતાના માંદા પતિને માટે દુઆ માગે છે. ગુલયને આ વસ્તુ સારી લાગી.

તેણે ધીમે ધીમે એનિનો હાથ મૂકી દીધો.

પણ એનિ તેનાથી અલગ ન થઈ, તેના હાથમાં હાથ રાખી તેના મોં ભણી જોઈ એનિએ કહ્યું, "તારે માટ તો મારો પુરાણો પ્રેમ જરાય ઓછો નથી થયો. કપાહીના મનમાં કંઈક વહેમ આવે, માત્ર તેની જ બીક છે."

આટલું કહી ચેનિએ ગુલચના મોઢાને પોતા ભણી ખેંચી ચૂમી લીધું. ગુલચને પોતાના બન્ને બાહુમાં તેને જકડી લેવાની ઇચ્છા થઈ આવી, પણ ચેનિ આઘી ખસી ગઈ અને કહ્યું, "ક્યાંકથી કોઈ આવી ચડે ! ચાલ, જઈએ..."

બન્ને આગળ વધ્યાં.

કેટલીક વાર ચૂપ રહ્યા પછી ચેનિએ કહ્યું, "પૈસા હોત તો હું પણ ગોલાઘાટ જાત. શહેર જોવાનું પણ બનત અને પતિની વ્યવસ્થા અંગે પણ જાણી શકત."

ગુલચે કહ્યું, "હું પણ ક્યારેય ગામની બહાર નથી ગયો. એક વખત જવાની ઇચ્છા હતી. જોઉં છું, કદાચ કેલાઈની સાથે જ જાઉં. તું પણ આવશે કે ? "

" પૈસા ઉપર જ બધી વાતનો આધાર છે. જવાની ઇચ્છા હોય તોયે ઓછું જવાય છે ? તું લઈ જઈશ તો આવીશ."

" ભલે, હું વિચાર કરી જોઉં, મારે પણ ત્યાં કામ છે. ડાલિમની જમીન વેચવાની ઇચ્છા છે. વેચવાનું નક્કી થઈ જાય તો રજિસ્ટ્રી કરવા માટે કહે છે કે ગોલાઘાટ જવું જ પડે. કોણ જાણે બન્ને કામ એકીસાથે જ થઈ જાય."

બીજી પણ અનેક વાતો અંગે ચર્ચા કરી ચડી રાતે ગુલચ ઘેર પાછો વળ્યો.

# ત્રીસ

ઘણાં બધાં કામ લઈને ગુલ્ત્ય એક દિવસ કોઈક રીતે ડાલિમ ગયો. તેના ઘર પાસેનાં બધાં ખેતરોમાં રોપણી થઈ ગઈ હતી. પણ નવી જમીન બધી બાકી હતી. પાણી બરાબર સુકાયું નથી. બીજાં વરસોમાં પણ આ જમીનમાં તો આસોમાં જ રોપણી થાય છે. કોઈ ઉતાવળ નથી. ઉતાવળ કરવાથી પણ કોઈ ફાયદો નથી.

જમીન પડતર રહેવાની હોય તોપણ ગુલ્ત્ય તિખરને પોતાને ઘેર હળખેડૂ તરીકે નહિ રાખે એ ચોખ્ખી વાત છે. કપાહીના કહ્યા પછી, ઓનિના કહ્યા પછી તિખરને પોતાના ઘરમાં પગ મૂકવા દેવાની તક આપવી તે મોટી ભૂલ થશે. તરા પર તિખરની નજર પડે તે ગુલ્ત્યથી નહિ સહી શકાય.

ભીમની સલાહ લઈને એક મહિના માટે એકાદ નેપાળી છોકરાને રાખીને તે ગમે તે રીતે ખેતીનું કામ પૂરું કરશે. અને ખેતી પૂરી થતાં ગાયબળદોની દેખરેખ માટે તે ભીમને જ ભલામણ કરશે.

બીજી વાત એ છે કે મોટા ભાઈની સાથે જમીન વેચવા અંગે છેવટની ચર્ચાવિચારણા કરશે. મોટા ભાઈ જો અત્યારે વધારે પૈસા આપે તો તે ટાઉનમાં જઈને દસ્તાવેજ કરી દેશે. આ કામ માટે તેને વારંવાર ડાલિમ જવાનું ન પાલવે. તેને બીજાં પણ કામ છે.

ત્રીજી વાત એ છે કે તે કોઈ પણ રીતે ચંદ્રને મળશે. શ્રાવણ તો પૂરો થવામાં છે. કલાઈને જો લઈ જવાય અને તે સાથે ઓનિનું અને તેનુ જવાનું થાય તો ચંદ્ર સાથે પૂરી વ્યવસ્થા કરી લેવી પડશે. વધારે દિવસ નથી.

ચોથી વાત એ છે કે જો બશીરત મળી જાય તો તેની સાથે પણ આ અંગે બીજી બાબતો અંગે વિચારણા કરી લેવી.

તેનાં બાકી કામ આ પ્રમાણે થયાં.

ચંદ્રની શોધમાં તે ત્રીજે પહોર તેને ઘેર ગયો.

ચંદ્રને તાવ છે, સૂતેલો છે.

"તું ક્યારે આવ્યો ગુલચ્ય ?"

" બપોર પહેલાંનો આવ્યો છું. તને તાવ ક્યારથી આવે છે ?"

" આજે બે દિવસ થઈ ગયા. લૂ લાગી છે. કાલે તો ખૂબ તાવ હતો. હૅન્ડ્રેડ થી જેટલો લગભગ હતો."

" તું શું કરતો હતો ?"

ચંદ્ર પથારીમાં બેઠો થયો.

" એક સ્ટેજ બનાવવાનું કામ હાથમાં લીધું છે–"

" સ્ટેજ ? એ શું છે ?"

" થિયેટર સ્ટેજ ! ટાઉનમાં મોટાં મોટાં સ્ટેજ છે. સુંદર થિયેટર હોય છે. બીજાં ગામોમાં પણ સ્ટેજ છે. આપણે ત્યાં પણ એક જોઈએ."

સમજ્યા વિના જ ગુલચ્યે કહ્યું, "હા, જોઈએ જ ને !"

"આપણા ગામના લોકોને પણ તે જોઈએ છે. વાંસ–લાકડાં એકઠાં થઈ રહ્યાં છે."

" આ કામ વરસાદ પછી હાથમાં લેવું જોઈતું હતું."

" અરે કામ કરવાની તે કોઈ ઋતુ હોતી હશે ? અત્યારથી જ વાંસ–લાકડું ભેગું કરી રાખીએ તો વિન્ટરમાં સ્ટેજ બનાવવાનું સહેલું પડે. વારુ, તારી ખેતીવાડી કેવીક થઈ ?"

ગુલચ્યે પોતાની ખેતીવાડીની વાત કરી અને અહીં આવવા અંગે પણ કહ્યું.

" સારું થશે, ગુલચ્ય તું પણ ચાલ, નગર શહેર જોયા વિના ઘરડા થવું સારું નથી અને ચિંતા ન કરીશ. દસ્તાવેજ હું કરાવી દઈશ."

જરા થંભીને ચંદ્રે કહ્યું " હા એક વાત છે. આ હાલિમની ખેતીની જમીન વેચવા ઇચ્છે છે ?"

" હા."

" તારા ઘરનો ગાળો અને વાડી ?"

" હમણાં નહિ વેચું."

" એક વાત કહું ?" ચંદ્રિ કહ્યું.

" શી વાત છે ? "

" તારે અમને ડોનેશન આપવું પડશે. "

" ડોનેશન ? એ શું છે ? "

" અમારું સ્ટેજ બનાવવા માટે ડાલિમની તેરી વાડીમાંથી થોડીક જમીન આપ. "

જરા વિચારી ગુલચ્યે કહ્યું, "લોકોને જોઈએ તો આપીશ. કેમ નહિ આપું ? "

ચંદ્રિ કહ્યું, " જેમની પાસે છે એ જ નહિ આપે તો ગામની ઉન્નતિ કેવી રીતે થશે ? મારી પાસે તો કંઈએ નથી. હું માત્ર હું જ છું. ભણવા–ગણવાનું પણ વધારે નથી થયું. એટલે હું પોતે જ કામમાં લાગી જાઉં છું. લોકો ગાળો દે છે, દેવા દો, બરાબરને ?"

" તને કોણ ગાળો દેશે ? બીજાઓ માટે કામ કરે છે. ગામના લોકો તારાં વખાણ ન પણ કરે તોયે તને આશિષ આપશે. "

" જે કહેવું હોય તે કહે, આઈ ડુ માય ડ્યૂટી. તો તું તારી વાડી આપીશ?"

" કહ્યું ને ? પડતર વાડી રહે તેના કરતાં ગામનાં છોકરા નાટકચેટક કરશે."

ગુલચ્યને સહજ અનુભવ થયો કે જમીન લેવા કરતાં આપવામા આનંદ વધારે છે. એક સ્કૂલ થશે એક હૉસ્પિતાલ થશે એક સ્ટેજ થશે એક સાર્વજનિક સંસ્થા થશે. તમે હમેશાં નહીં રહો, સંસ્થા કાયમ રહેશે. આ દાનના અધિકારી બનવું એ અભિમાન અને આનંદની વાત છે.

અને મારી પોતાની વસ્તુને ખુશીથી દાનમાં કે વેચાણમાં બીજાને આપી શકવું એ જ સ્વતંત્રતા છે. પોતાના મામૂલી દાનની પ્રતિશ્રુતિથી ગુલચ્યે સ્વતંત્રતાના આ સ્વાદનો અનુભવ કર્યો.

પોતાના ભાઈને વેચવાની જમીનની કિંમતમાં તેણે એક પૈસો પણ ઓછો ના કર્યો. જરૂર પડતાં બે ચાર રૂપિયા એમ ને એમ આપીશ, પણ કિંમત ઓછી નહિ કરાય. તેના ભાઈને ખબર છે કે ગુલચ્યની જબાન આઘીપાછી નથી થતી. તેના ભાઈએ એ અંગે વધારે વાત ન કરી.

ઘાટ પર ગુલચ્ય બશીરત્તને મળ્યો.

બશીસ્તની હોડીમાં જ કેલાઈ બરઘાટ સુધી જઈ શકશે. મોટી હોડી છે. કોઈ ચિંતા નથી, છાપરું પણ છે. તડકા અને વરસાદની પણ બીક નહિ.

ગુલ્ચ્યે નીડર થઈને શહેર જવાનું નક્કી કર્યું. તેણે એની વાત બશીસ્તને કરી, તે રાજી થયો.

બશીસ્તે મમતા બતાવીને ગુલચની યોજનાનું સ્વાગત કરવા જવું જોઈએ, શહેર જોવું જોઈએ. ગોલાઘાટ છે જ કેટલે દૂર ? એક અરધા દિવસનો રસ્તો છે.

ગુલ્ચ્યે નમ્રતાથી કહ્યું, " આમ તો કોઈ ચિંતા નથી. બન્ને સ્ત્રીઓને આ વરસાદમાં એકલા મૂકીને જવાનું તેને નથી ગમતું. બની શકે તો તમે તેમનો ખ્યાલ રાખજો."

બશીસ્તે પોતાની સંમતિ આપી. સમય અને મોકો મળતાં તે જરૂર જશે. છે જ કેટલું દૂર? ગુલ્ચ્યને વિશ્વાસ બેઠો.

પણ જ્યારે તે સાંજે એકલો પાછો આવ્યો ત્યારે તેનું મન વિષાદથી ભરાઈ ગયું હતું. ચેનિએ એમ ને એમ જ નહોતું કહ્યું. જે ઘરમાં બાળ-બચ્ચાં નથી હોતાં, તેમાં જવાની ઇચ્છા જ નથી થતી. ખાલી ખાલી જેવું લાગે છે. ગુલ્ચ્યના આંગણામાં બાળકનાં પગલાં ક્યારે પડશે ? તેને જો દીકરો હોત તો ડાલિમના નેપાળી મહોલ્લામાં જવાની કોઈ જરૂર ન રહેત. દીકરો મોટો થઈને હળ હાંકશે. તે પાડા જોડેલું હળ હાંકશે, ગુલ્ચ્ય બળદ જોડેલું હળ હાંકશે. તે ખેતરના ચારે ખૂણા સાફ કરશે અને ગુલચ હળ હાંકશે, બે ખેડ કરશે. તે નવી જમીન આબાદ કરશે, ગુલ્ચ્ય એ જમીન માટે સારું બીજ પસંદ કરશે.

પણ તેની કોઈ આશા ગુલ્ચ્યને આજદિન સુધી નથી દેખાઈ. કપાહીને લાવ્યે આજે ત્રણ વર્ષ થઈ ગયાં. આજ સુધી હજી બાળક થયું નથી. આટલા દિવસ જો નથી થયું તો કદાચ થશે જ નહિ.

એક દીકરો જ ના હોય તો પછી આટલી મહેનત કરવાની જરૂર જ શી છે ? મારા પછી કોણ જાણે કોના હાથમાં આ સંપત્તિ જશે ! કપાહીની ઉંમર મારાથી વધારે છે, પણ તે ઘરડી નથી થઈ ગઈ. તેનાથીય ઘરડી સ્ત્રીઓને બાળ-બચ્ચાં થાય છે.

ગુલ્ચ્યે મનોમન નિશ્ચય કર્યો કે તે આજે કપાહીને પૂછશે કે તેને બાળ-બચ્ચાં થવાની કોઈ શક્યતા છે કે નહિ. જો ન હોય-ન હોય તો તે શું કરશે ? ગુલ્ચ્ય કોઈ નિર્ણય પર પહોંચી ન શક્યો.

# એકત્રીસ

બધી વ્યવસ્થા કરીને ચંદ્ર વખતસર આવી પહોંચ્યો. દરમિયાન જે ખેતરોમાં રોપણી કરવાની હતી તેમાં રોપણી થઈ ગઈ હતી. નેપાળી હાળી હૃષ્ટપુષ્ટ છે. હળ ચલાવવા ઉપરાંત ખેતીનાં બીજાં બધાં કામોમાં તેણે મદદ કરી. કપાહી અને તરાએ પણ થાક્યા વિના મહેનત કરીને રોપણી પૂરી કરી. એનિમાઈએ પણ આવીને ત્રણ દિવસ મદદ કરી. મોસમ સારી છે, બે દિવસ પહેલાં રોપણી થઈ જાય તો સૌને માટે સારી છે.

કેટલીક નીચાણી જમીન અને ધરુવાડિયું જ બાકી રહ્યાં ગુલચનું મન થોડું હળવું થયું છે તે નહિ હોય તોપણ નેપાળી હાળીની મદદથી કપાહી અને તરા તેમાં રોપણી કરી શકશે.

અઢાર દિવસથી વરસાદ થયો નથી. ભાદરવાનો ઉઘાડ છે. સહન જ નથી થતો, તડકો આગ જેવો છે. પણ તે દિવસે ગુલચે દખણાદિ દિશામાં જોયું તો એ દિશામાં વાદળ ઘેરાયાં છે. સંભવ છે કે ત્રણ ચાર દિવસમાં સારો એવો વરસાદ અને પૂર આવે. આટલા દિવસથી વરસાદ થયો નથી. એક વાર શરૂ થશે પછી જલદી બંધ નહિ થાય. લક્ષણ સારાં નથી. લાંબા ઉઘાડ પછી ભારે પૂર આવી શકે છે.

ઈશ્વર કરે ને પૂર ન આવે !

ગુલચની મોટા ભાગની જમીન નદીકિનારે છે અને નીચાણી છે. પૂરનાં પાણી પેઠા પછી બચવાની આશા નથી.

પણ આજ છ વર્ષ થયાં ધનશિરિમાં પૂર આવ્યું નથી. આ બાજુ બંધ પણ નથી.

ઈશ્વર કરે ને પૂર ન આવે.

ગુલચને રહેવાનું ઘર છે, તે સ્થાન ઊંચું છે. આખું ગામ પાણીમાં ડૂબે પછી તેનું ઘર ડૂબે. ઘરની ચારે બાજુએ ઢોળાવ છે, ત્યાં એક ટેકરી જેવી જગ્યાએ તેનું ઘર છે.

અને પૂર જો આવી જ જાય તો !

શું તે એના એકલા માટે આવશે ? બધાને માટે આવશે. દુકાળ, આંધી, પૂર—એમને કોણ રોકી શકે તેમ છે ?

ભાદરવાની આઠમે રવિવાર છે.

તેની પહેલાંના શુક્રવારે બહુ વિચાર કરીને અને સવારે જ સજીને ગુલચ જુમાની નમાજ માટે સિપસ્યિા ગામની મસ્જિદમાં ગયો. નમાજના બધા નિયમોની એને ખબર નથી, તોપણ તે ઈદ, બકરી ઈદ વગેરે દિવસોએ મસ્જિદમાં જઈને જમાત સાથે જ ઊઠ-બેસ કરે છે. આજે ત્રણ વર્ષથી તેણે બકરી ઈદની નમાજ સિવાય બીજી નમાજ જ નથી પઢી. તેને યાદ જ નથી.

દુકાનમાંથી તેણે બે મીણબત્તીઓ ખરીદી. ગોલાઘાટ જવા માટે સિવડાવેલુ નવું પહેરણ અને નવું ધોતિયું પણ પહેરી લીધાં.

ભાદરવો છે, મસ્જિદમાં માણસો ઓછા છે. જુવાન તો કોઈ પણ નથી. તે પોતે એકલો જ છે. ખેતરમાં જવાને અશક્ત એવા ત્રણ ચાર ઘરડા છે.

વજૂ કરીને ગુલચ મસ્જિદમાં ગયો અને મીણબત્તીઓને શમાદાન પર મૂકી તેણે મનોમન એવી રીતે દુઆ કરી કે તેની પોતાની સમજમાં પણ ન આવ્યું—ગોલાઘાટ જાઉં છું. તે પહેલાં બીજે ક્યાંય ગયો નથી. હે અલ્લા, આફતોમાંથી બચાવજે.

એનિમાઈ પણ આવવાની છે. તેને પણ કોઈ જાતની તકલીફ ના પડો. તેના પતિને ઇસ્પિતાલમાં દાખલ કરી આવશે.

અને મારે બાળબચ્ચું નથી. મારે એક બાળક જોઈએ. એક બાળક હોય પછી મારે કોઈ દુ:ખ નથી.

બે મીણબત્તીઓ મસ્જિદમાં સળગાવી છે. તું મારી દુઆ સાંભળજે, અલ્લા—નમાજ પઢીને ઘેર પાછા વળતાં ગુલચના મનમાં શંકા જાગી. શું અલ્લા મારી બધી દુઆઓને પૂરી કરશે ? કોઈ એક જ વસ્તુની દુઆ માગવી જોઈતી હતી. બધી એકીસાથે માગીને સારું નથી કર્યું. પણ જે હોય તે, મારે એક બાળક જોઈએ. તેને માટે, જરૂર પડશે તો બીજી બે મીણબત્તીઓ મસ્જિદમાં આપીશ. મસ્જિદની બાધા પણ રાખીશ.

ડાંગરના છોડ જીવતા થઈ ગયા છે. શરૂઆતના છોડ કાળા રંગના થઈ ગયા છે. કપાહી અને તરાના હાથમાં લક્ષ્મી છે. તેઓ રોપતાં હોય છે ત્યારે સાત દિવસથી ઉપાડેલું ધરુ પણ જીવતું થઈ જાય છે.

તડકો સારો નીકળ્યો છે. ડાંગરના છોડની જીવાત આ વખતે હેરાન નહિ કરે, એક વખતે ડાંગરના ખેતરમાંથી ગંધ આવવાની શરૂ થઈ ગઈ છે.

પોતાનું ખેતર જોઈ ગુલચનું મન આનંદથી નાચી ઊઠ્યું.

આ મારું છે. આ બધું મારું છે—જમીન પણ, પાક પણ. પેલી ટીબાવાળી જમીનના છોડવા જરા લાલ થયા છે. થોડુંક ખાતર નાખવું પડશે. એક ખૂણામાં કીચડ ભેગો થઈ ગયો હતો.

ક્લાઈ માટે દુઆ માગવા માટે એનિમાઈએ પણ પોતાની વાડીમાંથી કેળાંનાં બે ઝૂમખાં મસ્જિદમાં મોકલ્યાં હતાં, નમાજ પઢીને જમાત ક્લાઈનિ માટે મુનાજાત કરી દુઆ કરે. જમાતે દુઆ કરી : ક્લાઈ માંદિ છે. દવા–કરાવવા શહેરમાં જાય છે. તેની માંદગી દૂર કરી દે–અલ્લા !

અલ્લા બધાંની છેવટની આશા અને આધાર છે.

સરલ સમૂહપ્રાર્થના સાન્ત્વના આપે છે, આત્મવિશ્વાસ આપે છે.

ગુલચે પણ આજે ક્લાઈ માટે બંદગી કરી. ક્લાઈ મરી પણ જાય, તો તેને દુઃખ નહિ થાય, પણ ચેનિમાઈએ જ્યારે જમાત માટે કેળાં મોકલ્યાં છે ત્યારે બીજાઓની સાથે તેણે ભોળા ભાવે દૂઆ કરી, ક્લાઈના સાજા થવાથી ચેનિ સુખી થશે. તેને બાળબચ્ચાં થશે, એક સુંદર સંસાર થશે. ક્લાઈનિ સારું થઈ જાય.

મસ્જિદમાં ગયા પછીના બીજા દિવસે પણ તેણે ખેતરમાં કામ કર્યું. બીજે દિવસે ભાદરવાની સાતમ હતી.

સવારે જ ચંદ્ર આવ્યો.

ક્લાઈનિ લઈ જવા માટે એક બળદગાડું પણ ડાલિમથી મોસોકાના ઘરે લાવવામાં આવ્યું હતું. એક દિવસ માટે નિખર પણ ઘેર આવી ગયો.

કપાઊી પણ વહેલી વહેલી એનિના ઘેર ગઈ. ક્લાઈની સાથે એનિમાઈ પણ ગોલાઘાટ જશે. એ નાનીસૂની વાત નથી. સાથે જશે ચંદ્ર અને ગુલચ. કપાઊી જઈનિ સરસામાન વગેરે બાંધવામાં મદદ કરી.

ઘરમાં એકલી બેઠેલી તરાને ગુલચે કહ્યું, "તમે લોકો કંઈ પણ ચિંતા ના કરશો. ના થાય તો ખેતરમાં ના જશો. નેપાળી જ કરી લેશે. માસી અને તું ઘરમાં જ રહેજો, ગાયબળદોની દેખરેખ રાખજો."

"ત્યાં કેટલા દિવસ રહેશો ? "

" કહેવાય નહિ. ક્લાઈ માટે જે કૈં કરવાનું છે તે ચંદ્ર કરશે. પણ મારું કામ તો કચેરીમા છે. જમીન–વેચાણનો દસ્તાવેજ કરવાનો છે. એકાદ દહાડામાં થઈ જાય તો ઠીક છે, નહિતર બેત્રણ દિવસ પણ લાગી જાય. મોસમનોય ભરોસો નથી. વાદળ છે. આજ સાંજ સુધીમાં કદાચ વરસાદ પડે."

" બહુ દિવસો ના કરશો. કામ ના હોય તો જલદી જલદી આવતા રહેજો. જરૂર પડયે પછી ફરી જજો."

" મોડું શું કામ કરીશ ? ત્યાં શું મારા મામાનું ઘર છે કે પડ્યો રહીશ. ?"

નાસ્તાની એક પોટકી તરાએ બાંધી આપી. ધોતિયું પહેરણ પણ વાળીને આપ્યાં અને સલાહ આપી : " શહેરની વાટ છે, જરા જોઈ સાચવીને રહેજો."

ગુલચ્યે કહ્યું, "હાં."

પાનનો રૂમાલ બાંધી આપી તરાએ કહ્યું, "મને ચિંતા થયા કરશે, જલદી આવજો."

તરાનો હાથ પકડી કહ્યું, " મને ચિંતા થયા કરશે. જલદી આવજો."

તરાનો હાથ પકડી ગુલચ્યે કહ્યું " આવીશ, આવીશ. તને જોયા વિના હું બહુ દહાડા રહી શકુ નહિ."

આંગણામાં આવી આકાશ ભણી જોઈ ગુલચ્યે કહ્યું "હવામાન એટલું સારું નથી. આજે વરસાદ પડશે જ. આટલા દિવસ તડકો રહ્યો છે. આંધીતોફાન ન આવે તો જ ગનીમત. ભલે, તો હું જાઉં છું. તરા."

ઊંબરે ઊભી તરા તેને જતો જોઈ રહી.

સુકાઈ સુકાઈને ક્લાઈના હાડકાં નીકળી આવ્યાં હતાં. તેને ઉપાડીને જેમ તેમ કરી ગાડીમાં ચડાવ્યો. કપાહીને ભેટીને ચેનિએ રોતાં રોતાં વિદાય લીધી. ક્લાઈની ઊંડી ઊતરી ગયેલી આખોમાં બે આંસુ ઊભરાયાં.

મોસોકાએ એટલું જ કહ્યું , "અલ્લા છે, જા."

ધનશિરિ ના ઘાટ સુધી નાનું એવું સરઘસ જેવું થઈ ગયું. સિપસ્યિા ગામના બેચાર જણાએ પણ આવીને ક્લાઈને વિદાય આપી.

કોઈ કોઈએ હળવે સાદે કહ્યું, " ફરી પાછા આવવાની આશા નથી, કબરની માટી બોલાવી રહી છે."

કોઈ કોઈએ કહ્યું, "જુવાન માણસ છે. શહેરનો મોટો દાક્તર જુએ તો સારું પણ થઈ જાય. બીજો કોઈ રોગ છે નહિ, ખાંસી–ઉપરસ ઓછો ના મટે એવો રોગ છે ?"

" રોગી હોવા છતાં ચેનિને પોતાના પતિ માટે ભારે સ્નેહ છે. બીજી કોણ એ રીતે એ માંદાને વળગી રહે ? તેનું નસીબ ફૂટેલું છે," કોઈએ કહ્યું.

પણ ચંદ્રની વાત સાંભળીને બધાં ચૂપ થઈ ગયાં, તેણે કહ્યું, "ગામનો એક માણસ શહેરમાં મરવા જાય છે. તે વખતે દુ:ખ કરવાથી શો ફાયદો ? આપણા ગામમાં જ એક હૉસ્પિટાલ બની હોત તો આ રીતે ખેંચતાણ કરીને શહેરમાં જવાની જરૂરત ન રહેત. ક્લાઈ સાજો નહિ થાય તો તેને માટે તમે જ જવાબદાર છો – યૂ આર રિસ્પોન્સિબલ. પણ જોજો તે સાજો થઈને જ આવશે–વી ગો."

ચંદ્ર જે વિચારે છે, તે જ કરે છે. તેની વાતનો વિરોધ કરવામાં કોઈ ફાયદો નથી. તિખર પણ ઘાટ સુધી ગયો. નાવ પર ક્લાઈને ચડાવ્યા પછી તે પણ રોયા વિના ન રહી શક્યો, એણે જેમ તેમ કરીને ગુલચ્યને કહ્યું, "નાનો ભાઈ થઈ હું ભાઈ માટે કશું ના કરી શક્યો. તમારા લોકો ઉપર જ એનો ભાર નાખ્યો છે."

તે પછી ચેનિએ કહ્યું, "ભાભી, ગુલચ્યભાઈ અને ચંદ્ર આવે છે એટલે તમારે કોઈ ચિંતાનું કારણ નથી. કોઈ ચીજવસ્તુની જરૂર પડ્યે ખબર મોકલવાનું ન ભૂલશો."

એનો અર્થ બધાં સમજી ગયાં. તોપણ કોઈને ખરાબ ન લાગ્યું. એવી તો કોઈ વાત નહોતી કરી કે જે ના થાય. ક્લાઈને કંઈક થઈ જાય તો ભાઈને ખબર આપવી જરૂરી છે.

કપાહી અને તરાનું ધ્યાન રાખવા માટે ગુલચ્યને તિખરને કહેવાની ઇચ્છા થઈ હતી, પણ તેણે ન કહ્યું. તિખર અને કપાહી મળીને એની ગેરહાજરીમાં તરાની બાબતમાં કંઈક-કરી દે તો ? શો ભરોસો !

પણ તરા ઉપર એને પૂરો ભરોસો છે. તેણે કોઈને કંઈ ના કહ્યું. બે સ્ત્રીઓ છે, રહી લેશે.

લગભગ દસ વાગે નાવ ઊપડી.

ભાદરવાની ધનશિરિનો જોરદાર પ્રવાહ છે. પાણી કિનારાઓને અડકીને વહે છે. ગંદું પાણી છે. આકાશમાં વાદળ છે. નાવમાં ક્લાઈ, એનિ, ગુલચ્ય અને ચંદ્ર છે.

આ યાત્રા જાણે મૃત્યુની વિરુદ્ધ જીવનની યાત્રા છે. પાણી નીચે વહે છે. નાવ ઉપર ચાલે છે.

ઊંચે જોઈને એક નાવિકે કહ્યું, "વરસાદ પહેલાં આપણે બરઘાટ પહોંચી જઈએ તો સારું. આકાશ કાળાં ભમ્મર વાદળાંથી ભરાઈ ગયું છે. નદી વચ્ચે જ વરસાદ આવી જાય તો આગળ વધવામાં આપણને મુશ્કેલી પડશે."

ચંદ્ર, ગુલચ્ય અને એનિએ પણ આકાશ ભણી જોયું. કદાચ ક્લાઈનું નસીબ જ ખરાબ છે. મોસમ દગો દેશે. પણ ભાગવાથી વિપત્તિ ઓછી દૂર થાય છે ! આટલા દિવસના ઉઘાડ પછી ગુલચ્ય અને ચંદ્રના આવવાથી શું વરસાદ નહિ પડે ?

જેટલી ઝડપે જઈ શકે તેટલી ઝડપે નાવ જવા લાગી.

# બત્રીસ

વરસાદ હજી થંભ્યો નથી. સતત મૂશળધાર વરસાદ પડી રહ્યો છે. આકાશમાં સાતેય પર્વતોના મેઘ આવીને ભેગા થઇ ગયા છે. ક્યારે વરસાદ બંધ થશે તે કોઇ કહી શકે તેમ નથી.

તે દિવસે નાવ મોટા ઘાટ સુધી પહોંચતાં પહોંચતાં તો વરસાદનાં મોટાં મોટાં ફોરાં પડવા લાગ્યાં હતાં. જેમ તેમ કરીને નાવને લાવીને ઘાટે બાંધી ન બાંધી ત્યાં તો ધોધમાર વરસાદ તૂટી પડ્યો.

કલાઇ અને ચેનિ નાવના છાપરા નીચે રહ્યાં. વરસાદ પડતો હોવા છતાં ગુલસ્ય અને ચંદ્ર કિનારે ઊતર્યા. આજે હવે બસ મળવાની કોઇ આશા નહોતી. ઘાટના છાપરા નીચે જેમ તેમ રહેવું પડશે. રાતે વાળુ કરવાનો કોઇ પ્રશ્ન જ નહોતો, નાસ્તો કરી પડ્યા રહેવું પડશે. માત્ર વરસાદથી જેટલું બચાય તેટલુ સારું. અને બીમાર કલાઇ આ વરસાદમાં ન ભીંજાય તે જોવાનું હતું, નહિતર તે મરીજ જાય.

તે દિવસે ત્યાં રોકાઇને બીજે દિવસે વરસાદમાં જ તેઓ ત્રણે બસમાં ગોલાઘાટ પહોંચ્યાં. તેના બીજે જ દિવસે ભાદરવાની દશમ હતી. તે દિવસે ચંદ્ર અને ગુલસ્યે જઇને કલાઇને હૉસ્પિટાલમાં દાખલ કરાવી દીધો. હવે કલાઇનું જીવન ડૉક્ટર અને અલ્લાના હાથમાં છે. ડૉક્ટરે તપાસ કરીને હિંમત આપી કે બીવાને કોઇ કારણ નથી. ચંદ્રે કે ગુલસ્યે તેની વાત પર બહુ વિશ્વાસ ન મૂક્યો. સિપસ્યિા ગામથી અહીં પહોંચતાં પહોંચતાં તે વધારે કમજોર થઇ ગયો હતો. હૉસ્પિટાલ સુધીમાં પહોંચાડતાં પહોંચાડતાં તો તેની એવી હાલત થઇ ગઇ હતી કે તેમને બીક લાગી કે ગમે ત્યારે ગમે તે થઇ જાય. ચેનિમાઇને જોકે વિશ્વાસ બેઠો, ડૉક્ટરે અમસ્તું જ કહ્યું નથી, કલાઇ કદાચ સાજો થઇ જશે.

ચેનિમાઇને અચાનક ચંદ્રે પહેલાં કહેલી વાત યાદ આવી ગઇ. તેણે ગુલસ્યને એક બાજુએ બોલાવીને કહ્યું, " માણસને આમજ છોડીને જવું તે બરાબર છે ? ડૉક્ટરને કંઇ આપવું નહિ પડે ? અને પેલી બે છોકરીઓને પણ કંઇક આપવાથી કદાચ કંઇ કામ થશે."

કેડે બાંધેલી કોથળી ગુલસ્યે ચેનિના હાથમાં આપી દીધી.

" એકસો દસ રૂપિયા હતા. નાવ અને મોટરમાં જે ખર્ચ થયું હોય તે, બાકીના આમાં છે. તેમાંથી જે આપવા હોય તે આપ."

" મને શી ખબર પડે ?

તેણે રૂપિયાની થેલી ચંદ્રના હાથમાં આપી.

ગામમાં બહુ મોટો થઈને ફરવા છતાં ચંદ્ર આ મોટા માણસો આગળ જરા નમ્ર થઈને વર્તે છે. પણ તેણે ગુલચ અને એનિમાઈની હાજરીમાં કોઇ નબળાઇ ન દેખાવા દીધી. છતાં તણે બન્નેને કહ્યું, " આ સરકારી ઈસ્પિતાલ છે. ડાક્ટરને સરકાર પાસેથી પગાર મળે છે. પણ કોઇ રોગીની ખાસ દેખરેખ રાખે ત્યારે તેને જરા રાજી ના કરીએ તો ના ચાલે. સાંભળ્યું છે કે મોટી મોટી ઈસ્પિતાલોમાં જો ઉપરથી આપવામાં ના આવે તો, માણસ મરી જાય તો એ ડાક્ટર તેના તરફ જોશેય નહિ. અહી તો તેના અડધાનાય અડધા આપીએ તોય ચાલે. જોકે આ રીતે આપવું-નોટ ગુડ- પણ રિવાજ થઇ ગયો છે.

ગુલચે કહ્યું, "માણસના જીવન કરતાં પૈસા વધારે નથી. પોતાના માન માટે પણ થોડું આપવું જરૂરી છે. "

એનિએ ગુલચને યાદ અપાવી કે તેને રૂપિયાની જરૂર પડવાની છે. કંઇ દસ્તાવેજ કે એવુ કરાવવાનું છે ને ! ત્યાં પણ કોણ જાણે કેટલા આપવા પડશે. !"

" મારું તો થઇ રહેશે. આ વખતે નહિ તો હવેપછીની વખતે. અત્યારે તો પહેલા માંદાનો વિચાર કર," ગુલચે કહ્યું.

" અહીં શહેરમાં ફરવાનું પણ બાકી છે. રહેવા ખાવાની વ્યવસ્થા કરવી પડશે," એનિએ કહ્યું.

" બધું થઇ રહેશે. પણ તમે લોકો બેચાર દિવસ અહી રોકાઇ શકશો ? "

" મારે ત્રણ દિવસ રોકાવું પડે તેમ છે. તમે લોકો પણ રહી જાઓ તો સાથે જઇ શકીશું. નહિતર પછી તમે બન્ને જાઓ. મારે તમારો સંગાથ નહિ થાય. "

એનિએ ગુલચના મો સામે અને ગુલચે એનિના મો સામે જોયું.

ગુલચે કહ્યું, " શું આપણે એકલાં નહિ જઇ શકીએ ? "

એનિએ કહ્યું, જો અહીથી બસમાં બેસાડી દેવામાં આવે તો બરઘાટ ઊતરીને તો પછી આગળ જઇ શકીશું, પણ બધા સાથે જઇએ તો સારું."

ગુલચના દસ્તાવેજની રજિસ્ટ્રી ના થઇ. બન્ને પક્ષોએ હાજર રહેવું જોઇએ. ગુલચનો મોટો ભાઇ નથી આવ્યો. ગુલચને તેનો ખાસ અફસોસ નથી. જમીન હજી તેની છે, તેનો ભાઇએ થોડા રૂપિયા પણ આપ્યા છે. આ વખતે ન થઇ, ફરી એક વાર આવશે. શહેરમાં આવવાનું શરૂ તો હવે થાય છે.

ચંદ્ર, ગુલચ અને એનિએ બપોરે એક હોટલમાં ખાધું. ચંદ્રને ખાવાનુ ભાવ્યું પણ, એનિ અને ગુલચને ન ભાવ્યું. શાક ખૂબ તીખું હતું, તે સિવાય દાળ, ભાત અને થોડી માછલી માટે ત્રણ જણાના કુલ મળીને પાંચ રૂપિયા ચાર આના આપવા પડ્યા !

જોકે એક ચાની દુકાનમાં રસગુલ્લા સાથે ચા પીવાની તેમને બહુ મજા પડી. શહેરમાં ચા જુદી રીતે બનાવે છે. દૂધ–ખાંડ ભેળવી દે છે. આ ચા પીવાથી જરાય નશો આવતો નથી. પણ હોય છે. સ્વાદિષ્ટ, મીઠાઇ ગુલચને બહુ ભાવી. તેણે એક પેંડો અને લાલમોહન (મીઠાઇ) મંગાવીને ખાધા. પૈસા સારા એવા વપરાયા પણ તેને ખરાબ ન લાગ્યું. શહેરમાં આવ્યા છીએ તો ખર્ચ તો થાય જ ને !

વરસાદ ચાલુ હોવાને લીધે તેમનું હરવા–ફરવાનું વધારે થયું નહિ. ચંદ્રે બે રિક્ષાઓ કરી, એક પર પોતે બેઠો, બીજા પર ગુલચ અને એનિને બેસાડ્યાં અને આખા શહેરમાં એક આંટો લગાવ્યો–કચેરી, હાઇસ્કૂલ, બહુઆનું ઘર, યમુના, દાસ કંપની, અને એવું ઘણું બધું બતાવ્યું.

શરૂઆતમાં ગુલચ અને એનિને ખૂબ અચરજ થયું. કુતૂહલથી આમ તેમ જોતાં રહ્યાં, પણ થોડી વાર પછી કુતૂહલ રહેવા છતાં અચરજ ન રહ્યું. બધું જાણીતું લાગ્યું. જાણે શહેરમાં ઘણા વખતથી તેઓ ન રહેતાં હોય !

પણ ચંદ્રે અફસોસ વ્યક્ત કર્યો, તમારું નસીબ ખરાબ છે. તડકો હોત તો તમને હરવા ફરવાની મજા આવત. તમે આવ્યાં અને ધોધમાર વરસાદ પણ આવ્યો, શું કરો ? શું જુઓ ?

પણ ગુલચે કહ્યું,"આ પણ ઘણું થઇ ગયું. જોઇ લીધું. શહેર પણ અમારા ગામડા જેવું જ છે. થોડા માણસ વધારે છે, થોડી દુકાનો વધારે છે. બીજું છે શું ? મને તો હતું કે શહેર કંઇક જુદી જ જાતનું હશે. એક દિવસમાં કંટાળી ગયો."

ગુલચ એક બીજી વાતના વિચારમાં હતો.

તેને વારંવાર તરા યાદ આવતી હતી. ઘરમાં તરા અને કપાહી એકલા છે, અને બીજી બાજુએ આ ત્રણ દિવસથી ધોધમાર વરસાદ પડે છે. મોસમ બરાબર નથી. વરસાદ ભલે પડે, પણ ધનશિરિમાં પૂર આવ્યું તો મર્યા. વળી તે ગાયો ભેંસોને પણ ઘેર મૂકીને આવ્યો છે. પાણી

વધારે ચડે તો રાતબેરાત બે એકલી સ્રીઓ શું કરશે ? જોકે તેનું ઘર ઊંચાઇ પર છે ત્યાં સુધી પાણી ચડી આવે તેમ નથી.

રાતે પણ ત્રણે જણે હોટલમાં જ ખાધું.

ગુલચ્યે ચંદ્રને કહ્યું " રાતે ક્યાંક પડ્યા રહેવાની ગોઠવણ કર. કાલે સવારે જ હું તો જતો રહીશ. મને નથી ગમતું "

ચંદ્રે કહ્યું, " કશી ચિંતા ના કરીશ. મારા ઓળખીતા-પાળખીતા ઘણા છોકરા છે. હું આવું છું ત્યારે તેમને ત્યાં જ રહું છું. તેઓ એક મેસમાં રહે છે. આપણે ત્યાં રાત રોકાઇશું."

" જગા હશે ? " ગુલચ્યે પૂછ્યું.

"હશે. જરા અગવડ પડશે. ઘાસની એક ઝૂંપડી છે. જગા ઓછી છે, પણ તમને બન્નેને કંઇ તકલીફ નહિ પડે. મારે માટે હું બીજું કંઇક કરી લઇશ."

ત્રણે જણ રિક્ષામાં બેસીને શહેરના છેવાડાની એક ઝૂંપડી આગળ ઊતર્યા. એક છોકરો હાથમાં ફાનસ લઇને બહાર નીકળ્યો.

"આ જ લોકો કે ? " તેણે પૂછ્યું.

અંદર જઇ ચંદ્રે કહ્યું " હા, પણ કંઇ વ્યવસ્થા કરી છે ? "

છોકરાએ કહ્યું " ત્યાં, બિછાનું તો પાથરેલું જ છે. તારે અને મારે રમેશના ઘરે જવું પડશે. ત્યાં માત્ર ચદુ જ છે. એક પથારી ખાલીજ પડી છે. આપણે ત્યાં સૂઇ જઇશું."

ગુલચ્યે કહ્યું-" અમારી પાસે પણ થોડાં કપડાં લત્તાં છે."

છોકરાએ કહ્યું, "તમે લોકો અહીં સૂઇ જાઓ. કશી ચિંતા ન કરો. અમે નજીકમાં જ છીએ. રાતે જરૂર પડે તો બોલાવજો."

ચંદ્રે ફરી તેમને સમજણ પાડી અને પછી તે રમેશને ઘેર સૂવા ચાલ્યો ગયો. એનિ અને ગુલચ્ય બન્ને ત્યાં કેવી રીતે સૂઇ જશે, તેનો તેણે વિચાર ના કર્યો.

એક ખાટલા પર પથારી પાથરેલી હતી. બીજો ખાટલો એમ જ પડ્યો હતો, તેના પર કોઇ પથારી નહોતી.

આમ તેમ જોઇ ગુલચ્યે કહ્યું, " તું ત્યાં પથારી પર સૂઇ જા. હું આ ખાટલામાં સૂઇ જઇશ."

" બીજાની પથારીમાં સૂવાનું મને નથી ગમતું. તું જ ત્યાં સૂઇ જા, હું અહીં સૂઇશ. "ના, ત્યાં જ સૂઇ જા. મે અહીં જાડું કપડું જ પાથર્યું છે, ખૂંચશે." પણ ચેનિ પાથરેલી પથારીમાં ન સૂતી.

" જે કરવું હોય તે કર–" કહીને થાકેલો ગુલ્ચ ત્યાં જ લાંબો થઇ ગયો.

વરસાદ સતત પડ્યા કરતો હતો. વરસાદના અવાજ સિવાય બીજો કોઇ અવાજ નહોતો સંભળાતો. થોડી ટાઢ પણ વાતી હતી. ઝૂંપડીની દીવાલોની તરાડમાંથી પવન આવતો હતો.

ચેનિમાઇએ પોતાનાં કપડાંની પોટલી ખોલીને એક જોડી કપડાં કાઢયાં અને પહેરેલાં કપડાં બદલીને સૂકવવા નાંખ્યાં. કપડાં પલળી ગયાં હતાં. પછી તેણે પોતાની સાથે લાવેલી એક મોટી ચાદર કાઢીને ગુલ્ચ જે ખાટલા પર સૂઇ ગયો હતો તેના એક ભાગમાં પાથરીને કહ્યું, " બીજાની પથારીમાં નહિ સુઉં.જોઉ, જરા પેલી બાજુ ખસ."

સૂઇ જઇ તેણે દીવો ઓલવી નાંખ્યો.

થોડી વાર સુધી ચૂપચાપ પડ્યા રહી ઊંઘવાનો પ્રયત્ન કર્યો, પણ બેમાંથી એકેયને ઊંઘ ના આવી.

" ચેનિ– ? "

" હું–"

" કાલે આપણે જવું પડશે. ત્યારે વરસાદ પડે છે. ત્યાં શી સ્થિતિ હશે તેની ખબર નથી."

" હા, નદીમા પૂર ના આવે તો સારું."

તેણે ગુલ્ચ તરફ પાસું ફેરવ્યું.

"તું મારે માટે ખૂબ તકલીફ ઉઠાવે છે ને ? "

ગુલ્ચે કંઇ ન કહ્યું તેણે પણ ચેનિ તરફ પાસું ફેરવ્યું.

" તારા રૂપિયા પૈસા પણ મારે માટે ખર્ચ કરે છે. સાચેસાચ તેની માંદગી મટી જશે ? " ચેનિના અવાજમાં શંકા છે.

" શી ખબર પડે ? મટી પણ જાય." ગુલ્ચે કહ્યું..

" મારું મન તો કહે છે કે તે સાજો નહિ થાય. માણસની સાજા થવાની તો બહુ ઇચ્છા હતી."

" હાં," ગુલચે અમસ્તું જ કહ્યું

થોડી વાર ઝરમર ઝરમર વરસતાં વરસાદના અવાજને સાંભળતાં તે ચૂપચાપ પડી રહ્યો.

ધીમે અવાજે ચૅનિએ કહ્યું, " આપણે બન્ને આ રીતે અહીંયાં છીએ–તે વિશે ચંદ્રને કંઇ વિચાર નહિ આવ્યો હોય. "

"ચંદ્ર એવું કંઇ વિચારતો નથી. તે માણસ જ ન્યારો છે," ગુલચે કહ્યું.

" ખરેખર ?" ચૅનિએ કહ્યું, અને ગુલચની નજીક સરીને કહ્યું. વિચારતો હોય તો, ભલે વિચારે."

# તેત્રીસ

બરઘાટ પાસે બસમાંથી ઊતરીને ગુલ્ચ અને એનિએ ધનશિરિનું જે ભયંકર રૂપ જોયું તેનાથી તેમની છાતી બેસી ગઈ. ફીણફિસોટા સાથે ધનશિરિના બન્ને કાંઠા છલકાયા છે. પાણી વધી રહ્યું છે. કિનારે–કાંઠે તૂટું તૂટું છે. આજે વરસાદ થોડો થંભ્યો છે. જો આમ જ રહે તો પાણી અહીં સુધી જ રહેશે. પણ ઉપરવાસમાં પહાડો તરફ જો વરસાદ પડતો રહે તો ધનશિરિ કાંઠે તોડશે, એ નક્કી.

નદી વાટે ડાલિમ ઘાટે જઈ શકાત તો તે જલદીથી ઘેર પહોંચી જાત. પણ તેમ કરવું શક્ય નહોતું. નાની હોડીમાં જવામાં જોખમ છે. ઘાટ પર મોટી નાવ પણ નથી. બશીરતની નાવ પાછી જતી રહી છે.

આ વખતે ચંદ્ર હોત તો વિચારીને કોઈ રસ્તો કાઢત. તેની પાસે હિંમત પણ છે, અક્કલ પણ છે. એટલે તો તે ગામમાં અને શહેરમાં આગેવાન બનીને ફરી શકે છે.

પણ તે તો શહેરમાં રહી ગયો હતો. કોઈને મળવાનું હતું. સિપસ્યિા ગામમાં હમણાં જે નવી સ્કૂલ ખોલી છે તેની ગ્રાન્ટને માટે કોઈને મળવાનું હતું. બીજાં કેટલાંય કામ છે એને ! કદાચ પરમ દહાડે અહીં આવે. અમારી સાથે ને સાથે રહે તો પછી લોકોનું શું કામ થાય ?

એનિ અને ગુલ્ચ બન્ને પગપાળાં જ ચાલવા લાગ્યાં. રસ્તો સારો નથી. લાંબો પણ ઘણો છે. કોરા દિવસોમાં તો છ સાત માઈલ થાય છે, પણ વરસાદમાં ફરી ફરીને જવામાં દસ માઈલ તો થઈ જ જાય છે એમ તો દસ માઈલ પગે ચાલવામાં ગુલ્ચને કોઈ મુશ્કેલી નથી. કદાચ એનિને જરા તકલીફ પડે તેમ છે. અને વળી રસ્તો કાદવ પાણી વગેરેથી ભરેલો છે.

સવારે હૉસ્પિતાલમાં જઈ તેઓ ક્લાઈની વિદાય લઈ આવ્યાં હતાં. ગુલ્ચે કહ્યું હતું, " ડાક્ટરે કહ્યું છે, તું સાજો થઈ જઈશ. જરાય ચિંતા ન કરીશ." તે પછી તેના હાથમાં પંદર રૂપિયા આપતાં કહ્યું, " ભીડમાં કામ લાગશે, રાખ. "

ક્લાઈએ બે ટીપાં આંસુથી અવ્યક્ત આભાર પ્રકટ કર્યો.

એનિએ ક્લાઈને માથે હાથ ફેરવ્યો, હાથપગ પણ જરા દબાવ્યા. બોલી, "અહીં રહેવાની કોઈ સગવડ નથી. બધા અજાણ્યા લોકો છે. ખર્ચો પણ ઘણો થઈ જાય. નહિતર હું રહેત."

તેના મોં સામે જોઈ દુર્બળ અવાજે ક્લાઈએ કહ્યું," અહીં રહેવાની જરૂર નથી. ક્યાં ખાઈશ? ક્યાં રહીશ ? ગુલ્યભાઈની સાથે તું પણ જા."

થોડું રહી તેણે કહ્યું, " આપણા ઘરમાં કંઈ નથી. ડોસો તને ક્યાંથી લાવી ખવડાવશે ? તિખર પણ શું કરી શકશે, સમજાતું નથી. મને કદાચ કંઈ થઈ જાય તો ગુલ્ય તારી સાર–સંભાળ રાખશે. મારી સાથે રહીને તને નામનું પણ સુખ મળ્યું નથી, ખૂબ દુઃખ જ પામી છે. ગુલ્યભાઈ તારા ઉપર સ્નેહ રાખશે.

આટલું કહેતાં તો તે થાકી ગયો. તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યું. ગુલ્ય અને એનિ બન્ને કેટલીક વાર સુધી તેના મોં સામે જોતાં રહ્યાં. તેમણે તેની આંખોમાં જીવનનું કોઈ અજવાળું ન દેખાયું. તેમને લાગ્યું કે તે જાણે ધીમે ધીમે મૃત્યુના દેશ ભણી પગલાં માંડી રહ્યો છે. એનિની આંખો પણ સજળ બની ગઈ.

– કદાચ પોતાનો પતિ છે એટલે નહિ, પણ જીવતા રહેવાની ઇચ્છાવાળા એક જુવાન માણસની લાચાર દશા જોઈને.

તે પછી તેઓ ઇસ્પિતાલની બહાર નીકળી આવ્યાં.

બરઘાટથી પગે ચાલ્યાં ત્યારે બપોર થઈ ગયા હતા.

તેઓ, તેટલી ઝડપથી પગ ઉપાડતાં હતાં. જલદીથી ઘેર પહોંચી જવાય તો સારું નહિતર પછી ઘેર પહોંચતાં પહોંચતાં રાત થઈ જશે.

બન્નેને કાદવકીચડમાં ચાલવાની ટેવ છે, બન્ને તંદુરસ્ત અને જુવાન છે. સત્તાવીશ વર્ષનો ગુલ્ય અને એકવીસ વર્ષની એનિ. જંગલ અને ઊંચા ઊંચા ઘાસ વચ્ચે થઈને તેઓ ઝડપથી આગળ વધતાં ગયાં. દક્ષિણના આકાશમાં ઘણાં વાદળ ઘેરાયેલાં છે. ચોમાસાનાં વાદળોનો કોઈ ભરોસો નહિ. રસ્તામાં જ ઝરઝર કરતો વરસાદ પડવા માંડે તો માથું સંતાડવાનું પણ ઠેકાણું ન મળે ! પલળીને લથરપથર થઈ જવું પડે.

સૂમસામ રસ્તેથી એક પરિચિત યુવતીને સાથે લઈ બપોરની નિસ્તબ્ધતાનો ભંગ કરતાં ચાલતાં જવામાં એક આનંદ હોય છે. બન્નેના મનમાં ઘણી બધી વાતો છે. પણ કોઈને કહેવાની જરૂર નથી. આજે ગુલ્ય જ એનિનો આશરો અને સહારો છે– તે તેના પર જ આધાર રાખશે. તે બધી આપત્તિ વિપત્તિઓમાંથી તેને બન્ને હાથે ઘેરી લઈને બચાવશે.

જોકે ગુલ્ય હજી સુધી એનિ સાથેનો પોતાનો સંબંધ નક્કી કરી શક્યો નથી. ક્લાઈ હજી જીવે છે. કદાચ તે જીવશે જ. તો તો એને એટલી ચિંતા નથી, પણ ક્લાઈ જો ન બચે તો !

ખાવાપીવાનું ખરચપાણી ગુલ્ચ એનિને આપશે, પણ તેમનો સામાજિક સંબંધ કેવો રહેશે ? કપાહી છે– તરા છે– એક સમાજ છે.

ગુલ્ચના વિચારમાં ભંગ પાડતાં એનિએ કહ્યું, " શા વિચારમાં પડયો છે ? મારી બાબતમાં આટલું બધું વિચારવાની જરૂર નથી."

" ન વિચારવાથી કેમ ચાલે ? " ગુલ્ચે કહ્યું.

એનિએ કહ્યું, " વિચારીને શું કરીશ ? મારા કપાળમાં જે હશે તે થશે. "

જરા થંભીને તેણે કહ્યું, " કૈંક થશે, તો મારું થઈ રહેશે. તું ચિંતા ન કરીશ."

" પણ તું ગુજારો કેવી રીતે કરીશ ?"

" કપાહી છે. તેમ છતાં તું મને પ્રેમ નથી કરતો ? તેવી રીતે પ્રેમ કરતો રહેજે, બીજું મારે શું જોઈએ. તું જ્યાં સુધી મને પ્રેમ કરતો રહીશ ત્યાં સુધી મને કશાની બીક નથી."

એક દિવસ એનિ તેની સાથે પોતાનું ઘર છોડીને ભાગી આવી હતી, તેની બીબી બનવાની આશા લઈને, તેની જીવનસંગિની બનવાનો સંકલ્પ કરીને. તે આશાઓ જમીનદોસ્ત થઈ ગઈ છે. તેમના જીવનના પ્રવાહો જુદી જુદી દિશાઓમાં વહેવા લાગ્યા. ઘટનાચક્ર એનિને ફરી તેના જીવનની નજીક લઈ આવ્યું છે. પરંતુ પાસે આવવા છતાં આજે એનિને પોતાની બનાવી લેવાનો, પોતાની કરીને રાખવાનો માર્ગ હમેશ માટે બંધ થઈ ગયો છે. તેના જીવનમાં મોટો અચંબો જગાડે એવી સ્થિતિમાં આવી પડી છે, કપાહી. કપાહીની સાથે તેનો પતિ–પત્નીનો સંબંધ સ્થાપિત થઈ ગયો છે– સામાજિક સ્વીકૃતિની મારફતે.

વળી કલાઈ પણ હજી જીવિત છે.

એનિ કદાચ સંતાનનું સ્વપ્ન જુએ છે. પણ દુનિયાને જે વિચારવું હોય તે વિચારે. ગુલ્ચ પણ જાણે છે કે એનિને કોઈ સંતાન થશે તો તેનો બાપ કલાઈ નહિ હોય, તે પોતે જ હશે ! હા, પણ સંતાન થાય તો !

કપાહી કદાચ તેને બાપ બનવાનું સન્માન નહિ આપી શકે.

પણ પોતાના મનનાં ઊંડાણોમાં તાગીને ગુલ્ચે એ વાતનો તીવ્રતાથી અનુભવ કર્યો કે એનિ અને કપાહી– બેમાંથી કોઈને પણ તે પૂરેપૂરી રીતે નથી ચાહતો. તેઓ જો તેના જીવનમાં ન પણ રહે તો તેમાં કોઈ પ્રકારની અધૂરપ નહિ રહી જાય– ભલેને પછી તેમની સાથે તેનો સામાજિક કે બીજી રીતનો સંબંધ કેમ ન હોય.

ખૂબ વિચાર્યા પછી એને લાગ્યું કે તેના પ્રાણ, તેનું હૃદય જે પૂર્ણતાની અનુભૂતિ ચાહે છે તેને ન તો કપાલી આપી શકે તેમ છે, ન એનિ. તે તેમને નથી ચાહતો. તેમના વિના પણ તે રહી શકે તેમ છે, પોતાનું જીવન ચલાવી શકે તેમ છે. ગુલચ બેચેની અનુભવી રહ્યો.

કાળાં વાદળો નીચે ઊતરતાં આવતાં હતાં. સૂરજ હજુ ડૂબ્યો નહોતો, પણ લાગતું હતું કે સાંજ થઈ ગઈ.

બીડી સળગાવવા માટે ગુલચ જરા થોભ્યો. વડના મૂળિયે બેસીને એનિએ પણ પાનનો વટવો ખોલ્યો.

તેઓ ચાલતાં ચાલતાં એક ગામમાં આવી પહોંચ્યાં હતાં.

બીડી પીતાં પીતાં ગુલચે સહજ ભાવે સામે નજર કરી.નજર પહોંચે ત્યાં સુધી ડાંગરનાં હરિયાળાં ખેતરો જ ખેતરો ફેલાયેલાં હતાં. ડાંગરના છોડનાં પાંદડાં ઘેરાં લીલાં બની ગયાં છે. છોડ ફાલીફૂલી રહ્યા છે. પવનમાં ડાંગરનાં લીલાં પાંદડા સરસર કરતાં નાચે છે. નજર પહોંચે ત્યાં સુધી માત્ર હરિયાળાં ખેતરોનો ખુલ્લો વિસ્તાર છે થોડી વારમાં જ ગુલચના મનની બેચેની દૂર થઈ ગઈ. તેનું મન કોઈ એક અદ્‌ભુત આનંદથી ખીલી ઊઠ્યું. તે બધું ભૂલીને એકીટશે ડાંગરનાં ખેતરો ભણી જોઈ રહ્યો. એનિ પણ જોતી હતી.

"ડાંગરનાં ખેતરો જુએ છે ને ? કેટલાં સુંદર લાગે છે ?"–સપનામાં ડૂબેલો હોય તેમ ગુલચ બોલ્યો.

"આ વખતે આપણે ત્યાં પણ આ રીતે જ છે, " ગુલચ ભણી જોતાં એનિએ કહ્યું.

મનના આનંદથી ગુલચે ચારે તરફ જોયું. એકાએક કશુંક જોઈને તે ઊભો થયો અને ઝડપથી તે તરફ ગયો.

" કેમ, કેમ, ત્યાં ક્યાં ?" એનિએ પૂછ્યું. ગુલચે કોઈ જવાબ ના આપ્યો.

એનિ ઊભી થઈ અને જે તરફ ગુલચ ગયો હતો તે તરફ કુતૂહલથી જોવા લાગી.

થોડી વાર પછી એક પાડાની નાથ પકડીને ખેંચતો ખેંચતો ગુલચ પાછો આવ્યો.

" આ પાડો કોનો લઈ આવ્યો ? " એનિએ પૂછ્યું.

" ખબર નથી કોનો છે. ખીલો તોડીને ડાંગરના ખેતરમાં ઘૂસી જઈને કોઈનું ખાસ્સું એવું ખાઈ ગયો છે. ઊભી ડાંગર આ રીતે પાડાને ચરવા દઈએ તો પછી ડાંગર પાકે ક્યાંથી ? વારુ ચાલ ઊઠ. જઈએ હવે."

પાડાએ એક વાર ફરિયાદી નજરે ગુલ્ય ભણી જોયું અને પછી ઘાસ ચરવા માંડ્યો.

" માત્ર ખેતર વાવવાથી જ નથી પતી જતું. માણસને થોડાં આંખકાન પણ હોવાં જોઈએ. આમ ગાય-ભેંસ આવીને ચરવા માંડે તો પછી ખેતરમાં રહે શું ? " ગુલ્યે કહ્યું.

તે પછી બાકીના રસ્તા પર એનિની સાથે ગુલ્યે વધારે વાતો ન કરી.

સાંજ પડતાં પડતાં એનિને તેના ઘરે પહોંચાડી, ગુલ્ય જલદીથી પોતાના ઘર ભણી ચાલ્યો. ક્લાઈ વિશે મોસોકા કે બીજાઓને જે કંઈ કહેવાનું હશે તે એનિ કહેશે.

આવવાજવાનું ખર્ચ, ચંદ્ર મારફતે ડાક્ટર નર્સને જે આપ્યું તે, ક્લાઈના હાથમાં જે આપ્યું તે અને હોટલમાં ચા-પાણી અને ખાવાનું ખર્ચ આ બધું મળીને જે ખર્ચ થયું તે બાદ કરતાં પોતે લીધેલા રૂપિયામાંથી સત્તાવીસ રૂપિયા તેના હાથમાં રહ્યા હતા. કોથળીમાંથી રૂપિયા કાઢીને સાત પોતાની પાસે રાખ્યા અને બાકીના એક કોડી રૂપિયા તેણે એનિના હાથમાં આપીને કહ્યું, " થોડાક દિવસ આનાથી ચલાવજે. હું આ તરફ હવે ક્યારે આવું, કહેવાય નહિ. જરૂર પડ્યે તું જ આવજે."

હાથ લંબાવીને એનિએ રૂપિયા લીધા, અને તેના મોં ભણી અંધારામાં જ એક વાર જોયું. તે બોલ્યો નહિ.

ઘેર પહોંચીને તેણે જોયું કે ઓસરીમાં બેસીને કપાહી તિખર સાથે વાતો કરી રહી છે. તેણે એક વાર બન્ને તરફ જોયું. તિખરે પૂછ્યું, "આવી ગયા ?"

તેની વાતનો કશો જવાબ આપ્યા વિના ગુલ્ય સીધો ઘરની પાછલી તરફ ગયો. તેણે સાદ પાડ્યો, " તરા ? "

તરાએ જલદીથી બહાર આવીને તેના હાથમાંથી પોટલી લીધી અને હાથપગ ધોવા માટે એક લોટો પાણી આપ્યું. તે વખતે બહાર અંધારું થઈ ગયું હતું. ફાનસ અને લોટો લઈને ગુલ્ય આંગણામાં આવ્યો.

લોટો આંગણામાં મૂકી, ફાનસ હાથમાં લઈ તે કોઢારામાં ગયો, અને ફાનસના અજવાળામાં ગાય બળદોને એક એક કરી જોવા લાગ્યો.

" ગાય-બળદોને ચરાવા લઈ ગઈ હતી, તરા ? પાડાને ચરવાનું નથી મળ્યું લાગતું, ઘાસ કાપીને નીર્યું હતું ? અને પેલી સફેદ વાછડી ?-હા, હા. છે, છે. "

ફાનસ લઈને તેને જતો જોઈને પાડો ઊભો થયો. તેણે તેના કપાળે હાથ ફેરવ્યો. પાડાએ પોતાની કાળી આંખો ઊંચી કરીને પ્રેમભરી નજરથી તેના તરફ જોયું.

લોટામાંથી પોતાના જમણા પગ પર પાણી રેડતો હતો કે એકાએક તેને કંઈક યાદ આવ્યું. લોટાને ત્યાં જ રહેવા દઈ તે ઊઠ્યો. 'દાવ'થી સુક્કા વાંસનાં ખપાટિયાં ચીરી બાંધી એક મશાલ જેવું બનાવી, તે પેટાવી જલદી જલદી ખેતર ભણી ચાલ્યો.

" અત્યારે ક્યાં જાવ છો ?" તરાએ પૂછ્યું.

" જરા ખેતરે એક આંટો મારી આવું. નદીમાં ખૂબ પાણી ચડ્યું છે. ક્યાંક કાંઠો તૂટશે તો બધું ખતમ થઈ જશે–" કહેતો તે મશાલ હાથમાં લઈ ખેતર તરફ ગયો.

કપાહીએ તિખરને કહ્યું," આવતાં જ ખેતર જોવા દોડ્યો. ડાંગરનું ખેતર રાતમાં ક્યાં જતું રહેવાનું છે ? સવારે જઈને જોયું હોત તો ના ચાલત ? આપણાં બે સાથે એક વાત સુદ્ધાં નથી કરી અને બસ સીધો ખેતરમાં દોડ્યો છે. ભલા આ માણસને બીજી કોઈ ચિંતા છે ? "

પણ તરા થોડી વાર સુધી ગુલચના જવાની દિશામાં જોઈ રહી, અને પછી તેના ખાવા પીવાની વ્યવસ્થામાં પરોવાઈ.

# ચોત્રીસ

પછીનો દિવસ.

ગાઢ કાળાં વાદળાંએ આકાશને ઢાંકી રાખ્યું છે. આખી રાત મૂશળધાર વરસાદ પડ્યા પછી સવારે, જોકે વરસાદ થંભી ગયો છે પણ ફરીથી વરસાદ પડવાની પૂરી તૈયારી આકાશની છાતીમાં છે. દક્ષિણ દિશામાં લગાતાર વાદળોની ગર્જના અને વીજળીના ચમકારા થઈ રહ્યા છે. એક અકલ્પ્ય વિપત્તિ માટે ભયભીત ધરતી જાણે પોતાને તૈયાર કરી રહી છે. સંભવ છે કે થોડી વારમાં જ ધોધમાર વરસાદ શરૂ થઈ જાય.

આવી રીતે એકધારા વરસાદનું પરિણામ ભયંકર હોઈ શકે છે.

પહેલાં હળ હાંકવા માટે ગુલ્સ્ય દરરોજ પો ફાટતાં જેમ ઊઠતો, તેમ તે દિવસે પણ ઊઠીને બહાર આવ્યો. એક વખત ચારે બાજુએ નજર દોડાવી. આજ હળ ચલાવવાની આશા નથી. નદીકાંઠાની જમીન પાણીથી છલોછલ ભરી છે. નદીનું પાણી હજી પેઠું નથી પણ વરસાદના પાણીથી જ ખેતર રૂપેરી ચાદર બિછાવી હોય તેવાં લાગે છે. ખેતરમા કેડસમાણાં પાણી આવી ગયાં છે.

એકદમ લાચાર બની ગુલ્સ્ય થોડી વાર તે તરફ તાકી રહ્યો. તે પછી પાવડો લઈ નદી–કિનારા ભણી નીકળી પડ્યો.

કપાહી કે તરા બેમાંથી એકેયની કહેવાની હિંમત ન ચાલી. ગુલ્સ્યનું મોં પણ આકાશની જેમ ગંભીર અને ભારે ભારે હતું. કાલે ઘેર પહોંચ્યા પછી તેણે કોઈની સાથે વાતચીત નથી કરી. કપાહી કે તરા કોઈને સમજાણ પડતી નથી.

ખેતરમાં જઈને ગુલ્સ્યે જોયું કે ગામના બીજા લોકો પણ દાવ, પાવડા વગેરે લઈને નદીકાઠે પહોંચ્યા છે અને બધા સાથે મળીને આવતા પૂરથી પોતાનાં ખેતરોને બચાવવા માટે નદીને કાઠે માટી નાખીને બધ જેવું બાંધવામાં લાગી ગયા છે. આસપાસનાં ઝાડઝાંખરાં કાપીને અને માટી નાખીને જો આજ સાંજ સુધીમાં પાળી ન કરી લેવામાં આવે તો આજની રાતે ગામને પૂરથી બચાવવાની કોઈ આશા નથી.

સિપરિયા ગામના જુવાન, વૃદ્ધ બધા વ્યગ્ર અને અધીરા બની ગયા છે. ધનશિરિને રોકવાની છે, નહિતર ધનશિરિ મોત લઈ આવશે. પાવડા, દવ, ખૂરપી, જે જેનાથી ફાવે તેનાથી નદીકાંઠે માટી નાખી રહ્યાં છે. કોઈ પણ રીતે એક હાથ ઊંચી પાળ તૈયાર થઈ જાય તો કદાચ આપત્તિમાંથી બચી શકાય. પેલી બાજુનો કાંઠો ઊંચો છે. નદી તેને સહેજમાં નહિ તોડી શકે, નીચે ડાલિમના ઘાટ તરફ પણ ઊંચો કાંઠો છે. વચ્ચેનો અડધો માઈલ લગભગ નદીનો કાંઠો નીચો છે. આ રસ્તેથી ગામમાં વિપત્તિ આવે તેમ છે.

પ્રાણની બાજી લગાવીને, જરાય આડુંઅવળું જોયા વિના સવારથી બપોર સુધી બધાએ મળીને નદીના કાંઠાને થોડો ઊંચો કર્યો. વાંસ અને લાકડાના ટુકડા ખોદી તેના પર ઘાસ, ખડ, વગેરે નાખી ઉપર માટી નાખી બંધ તૈયાર કર્યો. વરસાદ જો બહુ જોરથી નહિ પડે તો પાળ નહિ તૂટે, પૂરનું પાણી ગામમાં નહિ પેસે.

બીજા માણસોના ગયા પછી પણ ગુલચ્ય થોડી વધારે વાર સુધી પોતાના ખેતર પાસેના કાંઠે માટી નાખતો રહ્યો. પૂર આવે તો નવી તોડેલી તેની જમીન જ વધારેમાં વધારે પાણી નીચે આવી જશે. છેવટે જ્યારે બહુ ભૂખ લાગી ત્યારે ખેતર તરફ વળી વળીને જોતાં જતાં તે ધીમે ધીમે ઘર ભણી ચાલ્યો.

તે વખતે સૂરજ ઢળવા માંડ્યો હતો.

કપાહી અને તરા તેને માટે વ્યગ્ર બનીને રાહ જોતાં હતાં. તળાવડીમાં ડૂબકી મારી તે ઘેર આવ્યો કે તરત જ તરાએ ભાત પીરસી દીધો. ગુલચે વિચારમાં ને વિચારમાં ખોવાયેલા રહીને જ ખાઈ લીધું.

તેને થાક લાગ્યો હતો, પણ આરામ કરવાનો હજી સમય નહોતો. તેણે શોધીને એક પહેરણ પહેર્યું અને છાપરામાં ખોસેલી એક સોટી ખેંચી લીધી.

હાથમાં પાન આપતાં કપાહીએ પૂછ્યું " શું ફરી પાછા ક્યાંક જાવ છો ? "

ગુલચે કંઈ ન કહ્યું.

તિખર કાલે પણ આવ્યો હતો, આજે પણ આવીને બેઠો હતો.

કપાહીની વાત કાપી નાખી સખત શબ્દોમાં ગુલચે કહ્યું, " કેમ તે આવ્યો હતો ? મારે ત્યાં કેમ આવે છે ? "

"કોઈ માણસના આવવાથી શું બગડી જવાનું હતું ? કલાઇને અહીંથી લઈ જઈને શહેરમાં નાખી આવ્યા છો તો તેને વિષે ખબર કાઢવા પણ તિખર ના આવે ? "

" ઘરમાં તેની ભાભી નથી શું ? તેને પૂછવાથી એ વિષે ખબર ના મળે ? અહીં પાન ખાઈ ગપ્પાં મારતા રહેવાથી જ તેને ક્લાઈ વિષે જાણવા મળશે? આ નવરાઓને બીજું કોઈ કામ નથી ? ગામનાં બધાં માણસો નદી પર પાળ બાંધવા ગયા છે, અને આ આવ્યો છે ગપ્પાં હાંકવા માટે."

કપાહીને પણ ગુસ્સો આવી ગયો. ગુલ્સ્યે કોઈ દિવસ તેની સાથે આવી સખત રીતે વાત કરી નહોતી. તેણે પણ રોકડો જવાબ આપ્યો, "અને પોતે શું બીજાને ઘેર જઈને ગપ્પાં હાંકતા નથી ? જાણે કે મને કશી ખબર જ નહિ હોય ! દિવસમાં એક વાર પેલી એનિના ઘેર ગયા વિના મનને શાંતિ જ નથી મળતી. પોતાની કમાણીના પૈસા ખર્ચીને ક્લાઈને ગોલાઘાટ લઈ જવાની શી જરૂર હતી ? "

કઠોર અવાજમાં ગુલ્સ્ય બરાડી ઊઠ્યો, "કપાહી, આજે તારું આવી બન્યું છે. મારા પૈસા–હું વાપરું કે નદીમાં પધરાવી દઉં– તું પૂછનારી કોણ ? એક ગળેપડુ સ્ત્રીની કેવી તો મોટી મોટી વાતો !"

"હું ગળેપડુ છું તો તું કેવો છે ? બીજાની બૈરીને લઈ જઈને શહેરમાં ભટકતાં શરમ ના આવી ? અહીં તો આખું ગામ હાય તોબા કરે છે. "

એકાએક ગુલ્સ્ય પાછો વળ્યો અને ક્રૂર મૂર્તિ બનીને હાથમાં રહેલી સોટીથી સબાક સબાક કપાહીને મારતો બોલતો ગયો, "ગળેપડુ બૈરી, બદમાશ, જા મારા ઘરમાંથી નીકળી જા. "

કપાહી નિશ્ચલ ઊભી રહી. તે રોઈ નહિ. બૂમબરાડા પણ ના પાડ્યા. તેણે દૃઢતાથી કહ્યું, " માર. જેટલી મારવી હોય તેટલી માર. હવે તો મને મારીને કાઢી જ મૂકીશ ને ! ક્લાઈને મરવા માટે મૂકી આવ્યો છે ને ? હવે એનિને ઘરમાં લાવીને બેસાડી શકાશે. હું અત્યારે જ નીકળી જઈશ. હું જ તમારા લોકોના રસ્તાનો કાંટો છું. "

" જા, જા. કોણ તને રહેવાનું કહે છે ? જા. જ્યાં જવું હોય ત્યાં જા. હું તને પાછી બોલાવવા આવું તો કહેજે. ઘાટ પર બશીસ્ત નાવ લઈને રાહ જુએ છે– જા, તે રાહ જુએ છે. મને શું ખબર નથી ? નાહર સાથે નિકાહ પઢીને બશીસ્ત જોડે મોહબત કરનારી છે તું. "

તરા મૂંઝાઈ ગઈ. તેણે એક વાર ગુલ્સ્યની અને એક વાર કપાહીની તરફ જોઈને એટલું જ કહ્યું, " તમને લોકોને આજે થયું છે શું ? કોઈ ભૂત વળગ્યું છે કે શું ? કજિયો કરવાની શી જરૂર છે ? "

બબડતો બબડતો ગુલ્સ્ય બહાર નીકળ્યો. બાંધેલાં ગાય–બળદને તેણે છોડ્યાં અને હાંકતો હાંકતો એનિમાઈના ઘર તરફ જવા માંડ્યો.

થોડી વાર સુધી જ્યાં ઊભી હતી ત્યાં જ કપાહી ઊભી રહી. પછી જાણે પોતાને જ કહેવા લાગી , " હવામાં ઊડતો ફરતો હતો, મેં આવીને ઘરબાર વસાવ્યાં અને હવે હું થઈ ગળેપડુ! હવે નહિ ખાઉં હું ગળેપડુ મરદના ભાત. હું બશીરનની સાથે જાઉં કે બીજા કોઈની–ગમે ત્યાં જઈશ. બે હાથ છે. મજૂરી કરી ખાઈશ. નહિતર દુનિયા છે–ભીખ માગીને ખાઈશ – તમે લોકો રાજપાટ ભોગવો ! "

એક નાની પોટલી બાંધી બગલની નીચે દબાવી કપાહી ધીરે ધીરે ઘેરથી નીકળી ડાલિમ ઘાટ તરફ ચાલી.

બાઘા જેવી અને મૂંગી–શી તરા કપાહીના જવાની દિશામાં તાકતી રહી, ત્યારપછી માસી જ્યારે આંખોથી અદૃશ્ય થઈ ગઈ ત્યારે તેણે પોતાને કહ્યું.

" કોણ જાણે આ બધું શું થઈ રહ્યું છે."

ઘરની અંદર એકલા રહેવું તરા માટે અસહ્ય થઈ ઊઠ્યું. તે બહાર આંગણામાં આવી. આકાશને કાળાં વાદળાંએ ઢાંકી દીધું હતું. બફારો થતો હતો. ભારે વરસાદ તૂટી પડવાની વધારે વાર નથી.

તે આવીને આંગણામાં હજારીગલના છોડ પાસે ઊભી રહી ગઈ. બન્ને છોડ સુકાઈ ગયા હતાં. ઘણાં કરમાયેલાં ફૂલ કાળાં પડીને ડાળીએ લટકી રહ્યાં હતાં.

તેણે સૂરજમુખી તરફ જોયું. સવારે એક ફૂલ ખીલ્યું હતું. અત્યારે સૂરજ ઢળવાની સાથે સાથે જ તે પણ પશ્ચિમ ભણી વળ્યું છે. સૂરજ વાદળોમાં ઢંકાયેલો હોવાને લીધે ફૂલ થોડું મ્લાન છે, પણ તેની પાંખડીઓ તાજી છે.

થોડી વાર સુધી તે ફૂલ ભણી એકીટશે જોતી રહી અને પછી અંદર ગઈ. એક વાર ફરી તેણે આકાશ ભણી જોયું– આકાશમાં પ્રલયની આગાહી છે !

ગાય–ભેંસોને લઈને ગુલ્સ્ય સિપસ્યિા ગામના પેલા છેડે પહોંચી ગયો. જરૂપનું ઘર ઘણી ઊંચાઈએ છે, ત્યાં કદી પાણી ચડવાનો ભય નથી. નદીમાં પૂર આવવાની બધી શક્યતા છે. પૂર આવતાં પાણી ભલે ગુલ્સ્યના ઘર સુધી ન પહોંચે પણ ગાય–ભેંસોના તણાઈ જવાની બીક ખરી. તણાઈ ન જાય તોયે તેમના ખાવાપીવાની તો તકલીફ થાત જ. પૂર નહિ આવે તો બે એક દહાડામાં ઢોર પાછાં લઈ જશે.

ગુલ્સ્ય ત્યાંથી ઝડપથી ઘર તરફ જઈ રહ્યો હતો. એકાએક ચંદ્રનો ભેટો થઈ ગયો. તે પણ જલદી જલદી આવી રહ્યો હતો.

" ક્યાંથી આવે છે, ચંદ્ર ? " ચંદ્ર ઊભો રહી ગયો.

" આવું છું, ટાઉનથી, ત્યાં ખબર મળ્યા ધનશિરિમાં ફ્લડ આવવાના. ઉપરવાસમાં ખૂબ પાણી ચડ્યું છે, આપણે ત્યાં પણ નહિ ચડે તે કેવી રીતે બને ? રિલીફની તાત્કાલિક ગોઠવણ કરવી પડશે. શહેરમાંથી તમે લોકો અહીં કુશળતાથી પહોંચી ગયાં હતાં ને ?"

" હા, જેમ તેમ પહોંચી ગયાં. અહીંના લોકોએ મળીને એક પાળ બાંધી છે, હજી સુધી તો ટકી છે, પણ જો વધારે વરસાદ પડે તો તેનું ટકવું મુશ્કેલ છે. "

" આકાશ સામે જોતો નથી ? વરસાદ પડવામાં જ છે. તું આ તરફ કેમ આવ્યો છે ? "

" ગાય–ભેંસોને અહીં મૂકી જવા માટે. પૂર આવતાં કોણ કોની ખબર રાખશે ? "

" વારુ. નો ટાઈમ. વાતો કરવાનો વખત નથી. હું ટાઉનમાં એસ.ડી.ઓ.ને કહી આવ્યો છું રિલીફ મોકલવા માટે. જો પૂર આવે તો અહીં પણ એક રિલીફ કમિટી બનાવવી પડશે. તારા કોઠારમાં ડાંગર તો છે ને ? "

" હા, છે થોડી ઘણી "

" માણસો તો બચી જશે– અનાજ બચાવવાની વ્યવસ્થા કર, વિપત્તિ આવી છે, અનાજની, રૂપિયાપૈસાની બધાની જરૂર પડશે. વારુ, ચિંતા ન કરીશ. હું જાઉં."

" હાલ તો આપણને વિપત્તિ નથી. તોપણ તું ધ્યાન રાખજે " ગુલ્ચે કહ્યું.

" હા, જરૂર, જરૂર. તમે લોકો અનાજ માંચડા પર ચડાવી દો. હું ઘાટેથી બશીરતની નાવ લેતો આવીશ. બની શકે તો તું પણ રિલીફના કામમાં જોડાજે." કહેતો કહેતો ચંદ્ર ગયો. ઊભા રહેવાનો એને વખત નથી, ધનશિરિમાં પૂર આવ્યું છે, આકાશમાં કાળાં વાદળ ચડ્યાં છે.

પૂરમાં તણાઈ જાઉં તોપણ હું બશીરતની નાવમાં નહિ બેસું, ગુલ્ચે પોતાને કહ્યું. આજે જેવી રીતે તે કપાહીને નફરત કરે છે, તેવી બશીરતને પણ નફરત કરે છે.

ગુલ્ચ ધીમે ધીમે ઘેર આવ્યો.

આંગણા સામે તે થોડી વાર ઊભો રહ્યો. એકાએક તેની પણ સૂરજમુખી પર નજર પડી. સાંજની ધૂંધળાશમાં ફૂલ પહેલાં કરતાં પણ વધારે કરમાયું છે, થોડી વાર સુધી ફૂલ સામે તાકી રહીને તે નદી ભણી ગયો.

તે વખતે સાંજ પૂરી પડી ગઈ હતી. વાદળ ઢાંક્યું આકાશ વધારે નીચે ઝૂકી આવ્યું હતું. કશાક ભયથી જાણે ખેતરના છોડ પણ કરમાઈ ગયા છે. તે નદીને કાંઠે પહોંચ્યો અને ગાંડી

થઈને નાચતી જતી ધનશિરિને જોઈ રહ્યો. તેની આંખમાં આંસુ આવી ગયાં. પ્રવાહ કાંઠાથી માત્ર ચાર આંગળ નીચે હતો. અસહાય ઉદાસીમાં ખોવાયેલા તેણે ધીમે ધીમે ઘર તરફ પગ ઉપાડ્યા. એક વાર કરુણ ભાવે પોતાના ખેતર ભણી જોયું. થોડી વાર સુધી જોતો જ રહ્યો. પછી ધીમે ધીમે ઉદ્‌ભ્રાન્તની જેમ ઘર તરફ આગળ વધ્યો.

" કપાહી કોઈ છે કે ? ક્યાં જાય છે ? " – ચંદ્રે પૂછ્યું.

કપાહીએ માથું ઊંચું કરીને જોયું.

" સાંજ વેળાએ ક્યાં જાય છે ? "

" તું ક્યાંથી આવે છે ? "

" ટાઉનથી–પણ તું ક્યાં જાય છે ?"

" મને ઘરમાંથી કાઢી મૂકી છે."

" કાઢી મૂકી છે ? કોણે ? "

" ગુલચે."

" મજાક ન કર, ભયંકર વરસાદ પડવામાં છે અને તું મજાક કરે છે ! સાચું બોલ, શી વાત છે ? "

" સાચું કહું છું. ગોલાઘાટથી આવતી વખતે ઓનિએ કદાચ કે ચાડી ખાધી છે. કાલથી વાતચીત નથી થઈ. આજે એકાદ વાત વિષે મેં પૂછ્યું ન પૂછ્યું ત્યા તો સોટીથી મારીને કાઢી મૂકી."

" શું ! ગુલચ શું એવો થઈ ગયો છે ? ઓનિએ શું ચાડી ખાધી ? "

આજુબાજુ એક નજર નાખીને કપાહીએ કહ્યું " તે વાત વિશે બીજા કોઈને તો કશી ખબર નથી, કદાચ ઓનિને કોઈક રીતે ખબર છે. "

" કઈ વાત ? "

" બીજી કઈ વાત ? એ જ પેલી બશીરતવાળી."

" બશીરતવાળી ? બશીરતની વળી કઈ વાત છે ? "

" તેને લીધે જ મને નાહરને ત્યાંથી નહોતી કાઢી મૂકવામાં આવી ? "

" તેથી શું થયું ?" ચંદ્ર ઉતાવળો થઈ ગયો હતો.

" બશીરતને પાછો અમારે ત્યાં આવતો જોયો હશે. "

" પછી ? " ચંદ્રે સીધા કપાહીના મો સામે જોયું. થૂંક ગળે ઉતારતી, ગભરાતી કપાહી બોલી, "કોઈએ કંઈક કહ્યું હશે."

" બશીરત ? એટલે કે આ બશીરત ? " ચંદ્રે કપાહીના મો સામે જોયું. કપાહીએ પોતાની નજર નીચી કરી લીધી.

ચંદ્રની આંખો સામે ઘણી બધી વાતો સાફ દેખાવા લાગી. તેણે પૂછ્યું, તેના આવવાથી શું થઈ ગયુ ?"

કોઈએ તે વાત ગુલચ્યને કાને નાખી છે. પહેલાંની બધી વાતો જાણીને તે ગુસ્સામાં રાતોચોળ થઈ ગયો છે. એનિએ જ કાન ભંભેર્યા હશે.

ચંદ્રે એક વાર આકાશ ભણી જોયું. તે પછી શાંત ભાવે કહ્યું.

" હું પણ તને એક વાત ઘણા દિવસથી કહેવા માગતો હતો. ડોન્ટ માઈન્ડ.

ગુલચ્યે તરાની સાથે જ લગ્ન કરવાની વાત પહેલાંથી વિચારી હતી, પણ વચ્ચે ગોટાળો થઈ ગયો. હજીય પણ જો તને ખોટું ન લાગે તો બશીરતની સાથે ચાલી જા. કદાચ તારે માટે જ લગ્ન કર્યા વિના બેઠો છે ગુલચ્યને પડતો મૂક"

વરસાદના મોટા મોટાં ફોરાં પડવા માંડ્યાં હતાં. ચંદ્રે જલદી કરી કહ્યું ,"ખેર, પછી જે કરવું હોય તે કરજે અત્યારે તો ચાલ. વરસાદ આવી ગયો છે. ઘાટ પર કદાચ બશીરતની નાવ છે. આપણે જલદીથી પાર થઈ જઈએ. "

જે રસ્તે આવી હતી તે રસ્તા ભણી કપાહીએ એક વાર પાછા ફરી તરસી આંખોએ જોયું. તે પછી કશું બોલ્યા વિના ચંદ્રની પાછળ જલદી જલદી ઘાટ તરફ પગ ઉપાડ્યા.

ચંદ્રે કહ્યું, 'નો અફેડ. હું બધું બરાબર કરી દઈશ. ગુલચે તને મારી છે. ભલે, આઈ શેલ સી તું જીવ ના બાળીશ. એવરી થિંગ ઓલરાઈટ, બધું બરાબર થઈ જશે. "

હૂર હૂર કરતા આવતા વરસાદના અવાજમાં ચંદ્રે બીજું શું કહ્યું તે સંભળાયું નહિ. બન્ને આગળ વધ્યાં.

# પાંત્રીસ

મધરાત છે.

અંધારી ભયાનક રાત.

આકાશની છાતી ફાટી ગઈ છે. પવનના અવિરામ સૂસવાટા છે. હૃદય ધ્રૂજાવી દેનારી વીજળીના પડવાની ગર્જનાઓ છે અને વચ્ચે વચ્ચે આંખોને આંજી દેતી વીજળીના ચમકારા છે.

પ્રલય ઊતરી આવ્યો છે.

ધનશિરિએ કિનારો તોડ્યો છે. પૂરનો પાગલ પ્રવાહ બન્ને તટને વહાવી દેતો, બંધને ભાંગી નાખતો મહાસર્પની જેમ અંધકારની વચ્ચે ચારે બાજુએ ફેલાઈ ગયો છે. નદીના પ્રવાહનો હુ....હુ... કરતો ભયાનક અવાજ વિપન્ન ધરિત્રીના રુદનની જેમ આર્તનાદની સૃષ્ટિ કરે છે. પ્રચંડ દુર્વાર ગતિથી ધનશિરિ પાગલની જેમ પોતાના કેશ છૂટા મૂકી મન ફાવે તેમ એક બાજુથી બધું ખેદાનમેદાન કરતી જાય છે. દૂર જંગલનાં જાનવરો આર્તનાદ કરી રહ્યાં છે. ડાંગરથી ભર્યા ખેતરનાં ખેતર છાતી કૂટી મરસિયાં ગાઈ રહ્યાં છે.

હર હર, ગર ગર, છર છર– પૃથ્વીનો ભયાર્ત નિનાદ છે.

ક્યાંય કોઈનો અવાજ સંભળાતો નથી.

તરાએ દીવો સળગેલો રાખવાનો કેટલીય વાર પ્રયત્ન કર્યો, પણ રાખી ન શકી. ઓલવાઈ જ જાય છે. ધરતી–આકાશ સુધી ફેલાયેલા અંધકારનો કાળો અજગર બધું ગળી રહ્યો છે. ગાઢ અંધકાર.

મધરાત.

બહાર ધનશિરિનું ગાંડું પૂર.

ઓશીકામાં મો છુપાવી ગુલચ્ પડ્યો હતો. તેના મનમાં હજારો દુર્બોધ્ય ચિંતાઓ છે

ધીરે ધીરે આવીને તરા તેની પાસે ઊભી રહી. આભાસ થતાં ગુલચ્ પથારીની બીજી બાજુએ ખસ્યો.

આટલો વરસાદ અને પવન છે. આવામાં કોણ જાણે માસી ક્યાં ગઈ ? " તરાએ કહ્યું.

ગુલચે કંઈ ન કહ્યું.

થોડી વાર સુધી બહારના પૂર અને વરસાદ તરફ કાન માંડી તરાએ ફરીથી કહ્યું "આજે શું થઈ ગયું છે ? માસીને આટલી ગાળો દઈને મારઝૂડ કેમ કરી ? "

ગુલચે તરાનો હાથ શોધીને પોતાના હાથમાં લીધો અને આર્દ્ર અવાજમાં ધીમે ધીમે કહ્યું "તને કશી ખબર નથી, તરા, એ બહુ બધી વાતો છે."

તરા ગુલચના શરીરે પ્રેમથી હાથ ફેરવવા લાગી.

" શી વાતો છે ? "

" એક વાર તને સફિયતના બુદ્ધુ સાથે પરણાવવાનો પેંતરો રચ્યો હતો, આ વખતે તિખરની સાથે. તને આ બધી વાતોની ખબર નથી."

ગુલચની વધારે નજીક સરી તરા તેના વાળમાં આંગળીઓ ફેરવતી બોલી," એથી શું થઈ ગયું ? એટલે કંઈ મારઝૂડ કરાય ?"

" મને પણ ખરાબ લાગ્યું છે. આજે ખૂબ ગુસ્સો ચડ્યો, ખબર નહિ, કેમ ? તને ખરાબ લાગ્યું શું ? તારે માટે પ્રેમ હશે તો તારી માસી પાછી આવશે. તું ચિંતા ના કરીશ. "

તરા પથારીમાં આવીને બેઠી.

તેણે કંઈ ન કહ્યું.

દૂર પૂરથી કિનારો ભાંગી રહ્યો છે. ધરતીની છાતી પર આકાશ તૂટી પડ્યું છે. મધરાતના વાયરા પાગલ બનીને સૂ...સૂ... કરતા ક્યાંક ઊડી જઈ રહ્યા છે.

થોડી વાર ત્યાં કાન માંડી ગુલચે કહ્યું–'ધનશિરિ બંધ તોડીને આવી રહી છે–અવાજ સાંભળ્યો ?'

" પૂરનું પાણી આપણાં ખેતરોને ડુબાડી દેશે– " ચિંતા કરતાં તરાએ કહ્યું.

" નદીમાં જ્યારે પૂર આવે છે, ત્યારે માણસ તેને રોકી નથી શકતો, " ગુલચે કહ્યું.

ઘરના છાપરા પર વરસાદનો અવિરામ ઝરઝર અવાજ છે. દૂર પૂરનો હુ...હુ...હમ હમ અવાજ છે

ધીમે ધીમે ગુલચની છાતીની નજીક તરા સૂઈ ગઈ.

" બીક લાગે છે, તને ? " તેને પોતાની વધારે નજીક ખેંચતાં ગુલચે કહ્યું.

કંઈ બોલ્યા વિના તેણે ગુલયની છાતીમાં પોતાનું માથું છુપાવી દીધું.

" તને હવે મારી છાતીએથી અળગી કરીને કોઈ નહિ લઈ જઈ શકે," તરાને છાતીએ ભીડી લઈ ગુલયે કહ્યું.

નદીમાં જ્યારે પૂર આવે છે ત્યારે કોઈ તેને રોકી શક્તું નથી. તરાને છાતીએ ભીડી ગુલયે કહ્યું, "પૂર આવ્યું છે, આ વર્ષની ખેતી તો ગઈ. માસી પણ ગઈ, બધાં ગયાં. ભલે જતાં, તું છે"

તરાએ જોરથી ગુલયને બાથમાં ભીડી લીધો. તેના નિ:શંક શ્વાસોથી એ ભીની રાત પણ ગરમ થઈ ઊઠી.

ગુલયે શાંત ભાવથી કહ્યું, " તું જ મારું સર્વસ્વ છે. "

આવી મોટી સાચી વાત આ પહેલાં મેં કદી કોઈને કરી નથી. ગુલયે વિચાર્યું.

નવેસરથી આબાદ કરેલી જમીન પરથી પૂર વહી નીકળ્યું છે. ધનશિરિના પવાહની ગાંડી ગતિ છે. નદીનો પ્રવાહ અટક્તો નથી– ગતિશીલ નદી.

રાતનું સૂરજમુખી અજવાળું શોધે છે. જીવન ગતિશીલ છે.

" તરા–" તરા બોલતી નથી.

તરાને છાતીએ ભીડી ગુલયે વિચાર્યું : પૂર આવ્યું છે, પણ આપણા ઘરને તાણી નહિ જાય. આપણું ઘર ઊંચાઈ પર છે.

ઝર...ઝર..., સન...સન વરસાદનો ઘોર અવાજ છે. આ અવાજની પેલે પાર બીજી કોઈ ધરતી નથી.

વધારે ગહન, વધારે દૃઢ ભાવથી તરાએ ગુલયને છાતી સરસો ખેંચી લીધો.

"... તું જ મારું ઘર છે, મારું ખેતર છે, મારું સર્વસ્વ છે.

ધરતીની તપેલી છાતી પર ભીનું આકાશ ઊતરી આવ્યું છે. ધનશિરિ કિનારો તોડી રહી છે. નવી તોડેલી જમીન પર ભાદરવાનું પૂર નવો કાંપ પાથરી રહ્યું છે.

તે વખતે ચંદ્ર કદાચ રિલીફનો વિચાર કરતો હતો.... ક્યાંક જાગતો બેસી રહીને કદાચ કોઈ કપાહીને સાન્તવના આપતો હતો : વર્ષાનું પૂર આવ્યું છે, પૂર ઊતરી જશે, ભય શા માટે...?

